


पुस्तक १९ ] संवत् १९७७ पौष कृष्ण० १४ [ अंक ३

॥ ॐ श्री ॥

जे साधुजन जगज्जनो पासे पोतानु मूल्य अकाववा जाय छे
ते पोतानी महत्ताने उलटा न्यून करे छे ×

पद राग गरबी

એક દિવસ સુવર્ણ ઉરે એવી ઇચ્છા થઇ આવી જી,
ગણાઉં જગમા સઉથી મોટું, મારી પરીક્ષા કરાવી,
પછી શું બાકી જી
વિચાર એવો કરીને ચાલ્યું, ચાંદી પાસે પ્રીતે જી,
જઇને કહેવા લાગ્યું આંકો મૂલ્ય યોગ્ય રીતે,
છો સઉ જ્ઞાતા જી —
પોતાનાથી મોટું જોઈને, ચાંદી વેણ ઉચ્ચારે જી,
બે રૂપૈયા તોલાથી ઓછું, મૂલ્ય ન કોઇએ ધારે,
છો તમે મોટા જી --
ત્યાથી ચાલ્યું ત્રાંબા પાસે, નિજ પરીક્ષા કાજે જી,
ત્રાંબાપાસે જઇને ઇચ્છે, કેટલું મૂલ્ય અંકાયે,
કહો તમે પ્રીતે જી —

× પ્રસંગપરત્વે રચાએલું

ત્રાણુ કહે બે પૈસે તોલો, મૂલ્ય તમારૂ ન ઓછુ જી,
શા માટે તમ જેવા મોટા,–નુ મૂલ્ય ઓછુ આકુ,
કહુ છુ સાચુ જી —
ત્યાથી લોઢા પાસે જઇને, નિજ કિંમત તે કરાવે જી,
લોહુ પૈસે તોલો તેનુ, મૂલ્ય સહુર્પ જણાવે,
સ્વર્ણને જોતાજી —
નિરાશ થઈ બીચારૂ પાછુ, નિજ ઘર સ્વર્ણ તે આવ્યુ જી,
મારી ઇચ્છા બર ન આવી, તે કંઇ ઉર નવ ભાવ્યુ,
પણ શુ કરવુ જી —
એ રીતે જે સાધુજન આ જગજનપાસે જાતાજી, ૨
ઉલટા ક્ષુદ્ર બનીને પાછળથી તે ઉર પસ્તાતા,
કહુ અનુભવથીજી —



# दंपतीए परिधान करवायोग्य दिव्य वस्त्रालंकार.



( અનુસંધાન ગત વર્ષના પૃષ્ઠ ૩૮૮ થી )

એક વૈષ્ણવ, સહધર્મચારિણી સ્ત્રી જેને પ્રાપ્ત થઈ છે તેના સબંધમાં કહે છે કે "તેને વૈકુંઠલોક મળવો સહજ છે તેને માટે તેને અન્ય કંઈ પ્રયત્ન કરવાની જરૂર નથી પતિ અને પત્ની એક ન થાય ત્યાં સુધી જે ઉત્તમ લોક વા જે સુખની તેમને ઇચ્છા હોય છે તે સુખ મળતું નથી આ ઉપરથી અત્ર એવી પણ શંકા થશે કે ત્યારે જે કુંવારા રહીને મોક્ષને માટે પ્રયત્ન કરે છે તેમને તે નથી મળતો શું ? નથી મળતો એમ નહિ તે પણ મળે છે, પરંતુ તેને માટે તેને કઠિન તપશ્ચરણ કરવું પડે છે જ્યારે પત્ની સાથે પ્રયત્ન કરે છે તો તે રમતાં રમતા અર્થાત્ આનંદની સાથે આ પદને પ્રાપ્ત કરે છે '

' આજે એક ઝાડની કલમ બીજા ઝાડ ઉપર ચડાવવામા આવે છે અને જેના ઉપર તે કલમ ચઢાવવામા આવે છે તે ઝાડ જૂદી જૂદી જાતના સુંદર ફળ તથા ફુલ આપે છે આ જૂદી જૂદી જાતના ફળ કે ફુલ આપનાર ઝાડ કેટલું મનોહર લાગે છે ? તે જ પ્રમાણે સ્ત્રીપુરુષ જ્યારે પતિપત્ની ભાવથી સાથે જોડાય છે ત્યારે તે દંપતીરૂપી વૃક્ષ અત્યંત મનોહર લાગે છે, અને તે સુંદર ફળફુલને પ્રકટાવે છે પરંતુ આ દંપતીએ એક થવું જોઇએ, એકરસ થવુ જોઇએ, સંલગ્ન થવુ જોઇએ અને જે આ પ્રમાણે એક થાય છે, જે સંલગ્ન થાય છે તે શ્રીકૃષ્ણના ચરણારવિંદને સહજ પ્રાપ્ત થાય છે શું ત્યારે પરણેલા દંપતીને જ આ પદ મળતું હશે અને અન્યને નહિ ? ના બન્નેને તે મળી શકે છે પરંતુ દંપતીનો માર્ગ ગુલાબના પુષ્પોથી પથરાએલો હોય છે અને અન્યનો માર્ગ કાંટાથી પથરાએલો હોય છે "

અત્ર વાચકને શંકા થશે કે દંપતીએ શી રીતે એક, એકરસ, કે સંલગ્ન થવુ ? જે દંપતીમાં શુદ્ધ સ્નેહ છે,' જેમનામા સ્વાર્થની છાયા નથી, જે પોતાના સુખનો વિચાર નહિ કરતાં અન્યના સુખનો વિચાર કરે છે, જે અન્યના વિના રહી શકતા નથી, જેમની વચ્ચે સ્વાભાવિકપણે જ એટલો શુદ્ધ સ્નેહ પ્રવર્તે છે કે તે તે સ્નેહની ધૂનમા પોતાને તદન ભૂલી જાય છે, આવાં દંપતીઓ એક થઈ શકે છે અને તે જ આ દુસ્તર ગણાતા સંસાર સાગરને તરી જાય છે

આ પ્રકારનો પ્રેમ કવિ ચંડીદાસ અને રાખી ધોબણ વચ્ચે હતો, તથા જયદેવ કવિ અને પદ્માવતી વચ્ચે હતો આવા સાચા સ્નેહીઓ વચ્ચે કેવા પ્રકારનો સ્નેહ રહે છે તેનું શબ્દમાં વર્ણન કરવુ કઠિન છે તેમના સ્નેહથી ઉપજતું સુખ તે દંપતી જ જાણે છે, અન્યની કલ્પનામા તે આવી શકે તેમ નથી.

પરંતુ આજે તો ગૃહસ્થાશ્રમ ઉન્નતિને બદલે ઉલટો વિનિપાત કરનાર થઈ રહ્યો છે તેનું કારણ શુદ્ધ સ્નેહનો દંપતીમાં અભાવ અને ગૃહસ્થાશ્રમના ઉદ્દેશનું અવલક્ષ એ જ છે આજે ગૃહસ્થાશ્રમનો ઉદ્દેશ તદ્દન નીચ અને પાશવ થઈ રહ્યો છે આજનો ગૃહસ્થાશ્રમ પશુવૃત્તિવાળો પ્રધાનપણે હોય છે અને આ પ્રમાણે હોવાથી જ પ્રજાની ઉત્તરોત્તર અવનતિના કારણરૂપ તે થઈ રહ્યો છે આ પાશવવૃત્તિનો જ્યારે ગૃહસ્થાશ્રમમાંથી ત્યાગ થશે, અને તેનો ઉચ્ચ આશય સમજવામાં આવશે ત્યારે જ પ્રજાની ઊર્ધ્વગતિ થશે અને ત્યારે જ તે સુખી થશે

સ્ત્રીએ માનવું કે મારો પતિ સાક્ષાત્ ઈશ્વરસ્વરૂપ છે અને પતિએ માનવું કે મારી સ્ત્રી સાક્ષાત્ મહામાયા શક્તિસ્વરૂપ છે પાશવવૃત્તિનો અને નિકૃષ્ટ આશયનો ગૃહસ્થાશ્રમમાંથી ત્યાગ કરવો, અને પરસ્પર શુદ્ધ દૈવી સ્નેહ વધારવો એ ગૃહસ્થાશ્રમના ભૂષણરૂપ છે

જ્યાં સાચો સ્નેહ છે, જ્યાં શુદ્ધ સ્નેહ છે ત્યાં સર્વસ્વ છે, એમ સમજવું ત્યાં જ્ઞાન, સંપત્તિ સુખ શાંતિ, તૃપ્તિ વગેરે વાસો કરીને રહે છે અને તેમને કશાની ન્યૂનતા જણાતી નથી જે પરમાત્માની પ્રાપ્તિ અત્યંત કઠિન મનાય છે તે પરમાત્મા આવા પતીની નિકટ રહે છે આથી અન્ય કયો ઉત્કૃષ્ટ લાભ હોઈ શકે ! ( અપૂર્ણ )



# 'પંજાબી વીરનો આત્મત્યાગ.'

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૫૭ થી )



આવા આપણા દેશના અનેક નરવીરોએ ગયા મહા યુદ્ધમા અસાધારણ પરાક્રમ કર્યા હો પણ તે સંબંધમા આપણને કોણ જણાવે છે ? આ વાર્તા જેમ જાણવામા આવી છે તેમ ક્રમેક્રમે થોડા ઘણા એની મેળે જણાય તે ખરૂ બાકી હજારો હીંદુઓએ આ યુદ્ધમા પોતાના પ્રાણનો ભોગ આપ્યો છે પરંતુ તેનો બદલો આપવાને જે વચનો સરકાર તરફથી અપાયા હતા તેને બદલે પંજાબના રમખાણ જેવા પ્રસંગોથી તેનો બદલો હાલ તો આપવામાં આવેલો છે પરંતુ બદલો આપનાર કંઈ સરકાર નથી પણ સરકારનીએ સરકાર ઇશ્વર છે કર્મનો બદલો વા ફળ ઈશ્વરના રાજ્યમાં મળ્યાવિના રહેતુ નથી; એ એક અબાધિત સત્ય નિયમ છે તે નિયમે જે હીંદુ વીરોએ આ યુદ્ધમા પોતાનો ધર્મ બજાવ્યો છે તેનુ ફળ તેમને યોગ્ય સમયે મળ્યાવિના નહિ જ રહે

આ વીર નરનુ વર્ણન વાચીને આપણને રોમાંચ થયાવિના નથી રહેતો આવા જ નર મનુષ્ય સંજ્ઞાને પ્રાપ્ત છે જેના વર્ણનના શ્રવણથી અન્યને રોમાંચ ન થાય તેવી કૃતિનો વા તેવા કોઇ કામનો કંઇ જ અર્થ નથી પણ જેના વર્ણનથી અન્યને રોમાંચ થાય તેવુ જ કાર્ય કરનારને ધન્ય છે તે વિદ્યા તે વિદ્યા નથી તે દાન તે દાન નથી, તે પરાક્રમ તે પરાક્રમ નથી, તે આત્મભોગ તે આત્મભોગ નથી, કે તે કાર્ય તે કાર્ય નથી, કે જેના વર્ણનથી અન્યને રોમાંચ થતા નથી આપણે બધુ જ કરીએ છીએ, પણ તેમા કંઇ મહત્તા કે અધિકતા નથી આ નરવીરની પેઠે આપણી કૃતિના વર્ણનથી જ્યારે અન્યોને રોમાંચ ન થાય તો તે કૃતિનુ કંઈ મૂલ્ય નથી આપણા પ્રત્યેક કાર્યમા પ્રયત્નમા પુરુષાર્થમા, દાનમાં, જપ, તપ ધ્યાન વગેરે સર્વ માં એવી વિશેષતા લાવવી જોઇએ કે તેનુ વર્ણન સાંભળતા અન્યને આશ્ચર્ય થાય, અને અન્યને રોમાંચ થાય જે કંઇ કામ કરવુ જોઇએ તે આવુ જ કરવુ જોઇએ આવા પુરુષોની કીર્તિ ચિરસ્થાઇ રહે છે અને કદી પણ વિનાશને પામતી નથી તથા તે મનુષ્યોના જીવનમા અદ્ભુત ઉત્સાહ વીર્ય અને નવચેતનરૂપી રસને રેડે છે અને તેમને વિદ્યુતવેગથી ઉત્તેજન કરે છે

બીજો બોધ આ બાબુસિંગના જીવન ઉપરથી આપણે એ લેવાનો છે, કે જીવનના ગમે તેવા પ્રસંગમાં પણ આપણે પ્રસન્નતામા રહેવુ તેના ઉપર ગોળીઓનો વરસાદ થતો હોય, તેને ગોળીઓ વાગી હોય અને જખમો થયા હોય છતાં તે જેમ પોતાનુ સંગીત ભૂલતો ન હતો પણ તેને હમેશા સ્વભાવથી જ કરતો હતો, તેનુ સંગીત જેમ તેના કંઠમાં ચાલતું જ હતુ તેપ્રમાણે આપણે જીવનના કઠિન દુઃખ , વિપરીત, અને કષ્ટપ્રદ પ્રસ

ગોએ કરવાનુ છે આપણું કોઇ નિમ્કટનુ સગુ મરી જાય આપણે માંદા પડીએ, આપણને ભારે હાનિ થાય, આપણા ઉપર દુ ખના ડુગરો તુટી પડે, વિપત્તિ આવીને આપણને ઘેરી લે અને મૃત્યુ નિમ્ટ જણાતુ હોય, ખાવાને ઘરમાં અન્નનો દાણો ન હોય અને આવા અને આવા અનેક કઠિન પ્રસગો આપણા સબધમા બને તો પણ તેની જરા પણ દરકાર ન કરતાં, તેની તદન ઉપેક્ષા કરતાં, જાણે તે સર્વનો આપણને સ્પર્શજ થતો નથી એમ દર્શાવતાં હુ બ્રહ્મ છુ, કે હુ ઈશ્વર છુ, એ પ્રકારનુ આપણું મધુર સગીત ચાલવુ જોઇએ જેને દુ ખની સ્પૃહા નથી જેને તેનો ડર નથી, જેને મૃત્યુનો ભય નથી, તેને દુ ખ શુ કરી શકે તેમ છે ? તેવા વીર પુરષનુ આત્મપ્રસાદરૂપ સગીત તો હમેશાં ચાલતુ જ હોય છે આનદ બ્રહ્મણો વિદ્વાન્ નબિભોત કુતશ્ચન—બ્રહ્મના આનદને પ્રાપ્ત થએલો કશાથી પણ ભય પામતો નથી આ આસુસિગ વેદાત શીખવા ગયો ન હતો, પરતુ તે વેદાતવિદ્ જ હતો તેનુ સર્વ આચરણ વેદાતના તાત્પર્યનો અનુભવ કરનાર જેવુ જ હતુ એમના યુદ્ધક્ષેત્રમા જ આવી વીરતાનો ઉપયોગ હોય છે, અને તેનો ખપ પડે છે, એમ નથી પણ તેનો ઉપયોગ અને તેનો ખપ આપણા વહારમા પણ નિત્ય પડે છે આપણો વ્યવહાર વા આપણું જીવન એ એક જીવનસગ્રામ નથી તો બીજુ શુ છે ? કોણ ના કહી શકે તેમ છે કે તે એક સગ્રામ નથી ? છે જ તો આ જીવનસગ્રામમા આસુસિ ગની પેઠે નિત્ય નિર્ભય રહીને બેનવુ વિપત્તિ અને દુ ખના પ્રસગોમાં પણ તેમને માથે પગ મૂકીને નાચવુ અને તેને ન લેખવવા, અને જે કાર્ય ધાર્યુ હોય તે અર્થ સધાય કે દેહ પડે એવા દૃઢ નિશ્ચયથી કરવુ અને ઈપ્સિત વિજયને પ્રાપ્ત કરવો એ જ નરવીરનુ કર્તવ્ય છે જે આ જ જન્મમા પોતાના ઈપ્સિત અર્થને પ્રાપ્ત કે સિદ્ધ કરતા નથી તે બધા કાપુરષ અર્થાત્ બાયલા છે જે આ સસારના વિવિધ દુ ખોથી દબી જાય છે, અને શોકમોહને વશ વર્તે છે, તે પણ કાપુરુષ જ છે, પરતુ તે જ નરવીર છે તેજ શરીર છે, કે જે આ જ જન્મમા પોતે ધારેલા અર્થને સિદ્ધ કરીને કૃતકૃત્ય થઇ રહે છે

# Woman's Undress



## A SOCIAL SCANDAL

*"Modern Dress—Women's Dress—the Modern Dance Modern Music, and Modern Manners—the Women's Manners —are Responsible for our Economic Difficulties*

Pessimism about social conditions is rampant to day Is it justified ? Prof Hibben in a recent lecture on the subject to some university students, certainly came to the conclusion that it is

"About us,' he said, ' is a world of confusion and turmoil, and under the spell of a general moral laxity we are groping in the dark for the ray of light which we have not yet discovered

' In the industrial world there is underproduction, restless discontent and unscrupulous profiteering In matters of finance there is inflation As regards our philosophy of life the splendid idealism of yesterday has given place to the crude materialism of to-day Self interest and self indulgence have suddenly asserted themselves The personal problem of life is put by many in the following terms How can I get the most for myself out of the present disturbed circumstances of the world ?

' In our social relations we are weakly allowing ourselves to be ruled by the Goddess of Folly slaves in her domain to the fashion of the hour The modern dress the modern dance, the modern music and modern manners of to-day are symptoms that indicate that somehow in this age we have lost our bearings and that the old values of life once so highly prized have been forgotten There is danger of a lessening if not a loss of the old time reverence for womanhood There is no longer an aura of mystery about the young woman of to-day, a mystery

at once her defence and her glory, and whenever in the history of the race this divine prerogative of womanhood is lightly regarded or recklessly scorned it has always proved a symptom of decadence far reaching and disastrous

'Every age of moral and spiritual progress in the history of any people has always been an age of chivalry in which womanhood has been not only repected but revered To day our illusions seem to be gone everything is obvious, no word is left unsaid and no veil undrawn"

That is surely a dark picture to draw for young men about to have their first real taste of the struggle of life One wonders criticises Mr F B Pitney, whom we quote, why Dr Hibben used quite such sombre colours He is neither bilious nor choleric He is a pleasant mannered agreeable gentleman habitually temperate in speech firm when firmness is needed, but always with an undimmed polish Why then this gloomy outlook ?

Dr Hibben tells us he found himself in an extremely difficult position when it came to delivering his lecture "It was more than a difficult position It was embarrassing Ninety per cent of the young men to whom I was to tall had served in the army or navy during the war They had been through the most vital and trying experiences a man can have Ordinarily, in speaking to young men about to make their first essay in the world one gives them some good advice to start them on their way But here was a class of young men who had seen more than I had ever seen or could ever see What was there for me to say?

## The Cause of Strikes and Profiteers

I looked about me at conditions as I observed them, and in those conditions it seemed to me that I saw the subject of my lecture I could not speak to these young men from a fuller add riper experience than theirs but I could warn them of what I saw For years they had been under the influence of a great moral exhilaration But that period had ended

That great moral impulse had apparently spent its force The tention was over The reaction had come and it was proceeding with dangerous swiftness and violence I could warn them of that danger and that was what I sought to do'

Dr Hibben's theory is that the problem of to-day is a sex problem He says 'It rests on the relations between men and women When the relations between men and women are lax the moral fibre is loosened When lax relations between men and woman are characteristic of a nation the whole moral tone of the nation suffers and the nation degenerates in every way You can go through the course of history and you will find that the fall of every great people has been due to moral decadence and has begun in the relation of the sex

'Everywhere you see the same barbaric licence in womens dress the familiarity in the manners and the barbaric licence in the dancing The music of course is incidental The barbaric dance requires barbaric music But the modern dance is an orgy, and the women expose themselves shamelessly and invite a familiarity that is shocking and repulsive

"You know what the modern dance is," says Dr Hibben "You know how the women press themselves against the men and cling to them You know how they put their faces right against the men's faces Young men have told me that they have to hold their heads back at a painful angle to keep their faces away from their partners You know how habitually women put as little on as they can'

Whose fault is it?' Mr Pitney asked, The men's or the women's?' Dr Hibben is full of surprise 'The women's' he replied They undress themselves and throw themselves at the men's heads

A good many of the mothers underss considerably," Mr Pithey suggested Yes said Dr Hibben 'They force the girls to do it and then they do it themselves But their mothers didn't do it Their mothers would have been horrified at the sights of to-day And the young men would like it better in the

old way At a dance the other night there was one young girl simply and modestly dressed and they tell me she was the belle of the ball The atmosphere that surrounds a young girl the mystery of her is a wonderful thing It is enchanting to men But to-day there is no mystery *There is no mystery in her* person or in her thoughts There is looseness in dress in manners, and in talk, and when the mystery goes the reverence goes and the moral restraint disappears and the whole moral character disintegrates

What is need is a general moral tightening up and the place for it to begin is with the relation of the sexes It is for the woman to set the example They must become again modest and sincere as their mothers mothers were and teach the men the chivalry that is fast disappearing When man regains his chivalry the unrest that exists to day will disappear and we will return to the conditions of ten years ago

'Our problem concluded Dr Hibben is a moral problem All our troubles come down to a loosening of the moral fibre of the nation That is the reason for the general unrest It is the cause of strikes and the workman s failure to give full work full pay It is what makes the profiteers It is what makes Bolsh evists And at the bottom of it all the loss of reverence for womanhood When that goes everything else goes with it Something is gone from men that nothing can replace The woman holds the cure




# मारी वीणा.



મારી વીણામા કેટલુ સામર્થ્ય છે તેની કલ્પના બીજાને ભાગ્યે જ આવી શકે. તે જડસરખી જણાતી છતા મને તો તે ચૈતન્યની ભરેલી જણાય છે ધ ય છે તેના શોધકો જે કામ મારી વીણા કરે છે તે કામ બીજા પ્રકારથી બને તેમ મને જણાતુ નથી જ્યારે મારા અતરમા ગ્લાનિ જણાય છે જ્યારે મને ચિતા થતી હોય છે, જ્યારે શોકથી મારુ હૃદય છવાઈ રહ્યુ હોય છે જ્યારે મોહથી હુ આવૃત્ત થએલો હોઉ છુ, અને જ્યારે મને ભયની પ્રતીતિ થતી હોય છે, તેવા પ્રસગે મારી વીણા મને જે ચમત્કારિક શાન્તિ આપે છે તે હુ જ જાણુ છુ બીજા અનેક ઉપાયોથી જ્યારે મારા શોક મોહ ખેદ ભય, ચિતા વગેરેને દૂર કરવાને હુ સમર્થ થતો નથી ત્યારે મારી વીણાનો હુ આશ્રય લઉ છુ અને તે વખતે તે મારા શોક મોહઆદિ સર્વ વિકારોને દૂર કરે છે આ તેની ચમત્કૃતિ જોઈને હુ મહદ્ આશ્ચર્ય પામુ છુ અને વિચાર કરુ છુ, કે અહો, આ જડસરખી પ્રતીત થતી વીણાનુ કેટલુ સામર્થ્ય! જાણે તેના તારો એ ચૈતન્યના તારો કેમ ન હોય તેમ મને જણાય છે જે શાતિને હુ અનેક યત્ને પણ મેળવી શકતો નથી તે શાતિ મને મારી વીણા સહજ આપી શકે છે શાતિ પ્રસન્નતા નિર્ભયતા નિશ્ચતતા વગેરે જાણે તેના પ્રત્યેક તારમા ભરેલાં કેમ ન હોય તેમ મને જણાય છે જ્યા હુ તેને છેડુ છુ ત્યાં તેમાથી શાતિનાં, પ્રસન્નતાનાં, અને નિર્ભયતાના અદ્ભુત બળવાન્ આદોલનો નીકળવા માડે છે અને મને કોઈ જૂદા જ પ્રદેશમા તે લેઈ જાય છે સુખથી અને પ્રસન્નતાથી મને તે પ્રદેશમા તે લેઈ જાય છે કે જ્યાં શોક મોહ ભય આદિ કઈ પણ મને જણાતુ નથી પરતુ જ્યા માત્ર સુખ, શાતિ પ્રસન્નતા, નિર્ભયતા વગેરે જ જણાય છે અને મને તેનો જ અનુભવ થાય છે મનના પ્રયત્નથી પણ ખાત્યા ન ખાળી શકાત તેવા વેગો પણ આ વીણાના તારોને છેડતા સહજ અટકી જાય છે, અને મન કોઈ જુદા જ ભાવોને ધારણ કરે છે તથા તે જુદુ જ સ્વરૂપ દર્શાવે છે મને એમ થાય છે કે આ વીણા જડજેવી જણાતી છતા તે જડ નથી પણ ખરી રીતે ચૈતન્યમય જ છે કારણ કે તે જો જડ હોય તો તેનામાં આવુ અદ્ભુત સામર્થ્ય હોઈ શકે જ નહિ મારા ચૈતન્યઆત્મા સાથે આ મારી વીણા મારો એકદમ સબધ કરાવી આપે છે, અને આ મિથ્યા જગતના સબધને તે મને ઝટ વા સહજ ભૂલાવી દે છે જ્યા તેના તારનો મધુર રણકાર નીકળે છે ત્યાં આ જગત્ તેના અવાજમાં ઓગળી જતું પીગળી જતુ મને જણાય છે અને તેને ઠેકાણે મને સમસર્વત્ર એક જ ચૈતન્ય સભર ભરેલુ છે એવુ તે ભાન કરાવે છે તે એટલે સુધી કે, આ વીણાને પણ હુ ભુલી જઉ છુ, મને પણ હુ ભુલી જઉ છુ અને માત્ર સર્વત્ર વ્યાપેલા એક ચૈતન્યરસમા જ હુ તન્મય થઈ રહુ છુ પોતાનુ શારીર માનસ કે બીજું દુ:ખ ટાળવાને મનુષ્યો કઈ કઈ પ્રયત્નો કરે છે અને તે પ્રયત્નથી તેમને સુખ મળતુ હશે વા તેમનુ દુ:ખ ટળતુ હશે તેની હુ ના કહી શકતો નથી પરતુ મને તો દુ:ખમાત્રને ટાળવાનો મારી વીણા એ જ મને ઉત્તમ ઉપાય જણાય છે જ્યા તેને હુ હાથમા લેઈને છેડુ છુ, ત્યાં

# સંસાર સુધારો.

(અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૩૮ થી)

આ બીચારી પોતાના દિવસો દુ ખમાં નિર્ગમન કરે છે તેના કરતાં જો કોઇની સાથે તેને પરણાવવામાં આવે તો તે સુખી થાય અને પતિને સુખી કરે, અને પ્રજા ઉત્પન્ન થાય તો આ દેશમા વસતિ વધે આપણા દેશમા સ્ત્રી રાંડી કે બસ થઇ રહ્યુ, તેના ભાગ્ય જ મન્યા આખુ જીવન તેણે દુ ખમા અને સંતાપમા જ ગાળવુ જોઇએ ન તેનાથી બહાર જઇ શકાય ન તેનાથી સારૂ વસ્ત્ર પહેરી શકાય ન તેનાથી વાળ રાખી શકાય કે ન તેનાથી સારૂ ખાઇ શકાય તેણે આખુ જીવન પરતંત્રતામાં જ ગાળવુ જોઇએ તે બીચારીના શોખ વાળ પણ રહેવા દેતા નથી અને તેને મહરૂપી બનાવી મૂકે છે આ જગમા સ્ત્રી રાંડી કે તેના સુખસર્વસ્વનો નાશ થાય છે અને દેશના પણ કશા ઉપયોગની તે રહેતી નથી જ્યારે બીજા દેશમા આથી જૂદી સ્થિતિ છે ત્યા સ્ત્રીઓને આ પ્રકારનુ બંધન હોતુ નથી અને તેથી સ્વતંત્ર અને સુખી હોય છે તથા સમાજની સેવા પણ કરી શકે છે

આ ભાઇ પોતાના મનમા આ પ્રકારના વિચાર કરે છે અને તે પ્રમાણે વિચાર કરીને તે સંસાર સુધારાનો ઝુંડો ઉઠાવે છે તે વિધવાવિવાહના લાભના અને વિધવાઓના વિવાહ નહિ કરવાથી થતી હાનિઓના જ્યા ત્યા ભાષણ કરે છે તે કહે છે કે વિધવાઓના વિવાહ નહિ કરવાથી તે અનીતિને માર્ગે ચાલે છે વળી એક પુરૂષ કે જેની સાથે જો તેનુ લગ્ન કરવામાં આવે છે તો તે પણ અનીતિ કરતો અટકે છે અને આ પ્રમાણે વિધવા-વિવાહથી સમાજમા અનીતિ થતી અટકે છે આવાં આવા કારણો દર્શાવીને આ ભાઇ વિધવાવિવાહની આપણા દેશમાં બહુ જ જરૂર છે તેના વિના આપણા દેશની પડતી છે અને તેના વિના આપણા દેશનો કદી ઉદય થવાનો નથી એમ તે માને છે અને બીજાને તેને તે પ્રમાણે મનાવવાનો પ્રયત્ન કરે છે, તેમ કરતાં કરતા ભાઇ એકા ગમે તે જાતિની રખડતી, વિધવા હાથ લાગી જાય છે તો તેની સાથે તે લગ્ન કરે છે અને પોતે તેમ કરીને એક મોટુ જાહેર હિંમતનુ કામ કર્યું છે એમ દુનિઆને જણાવે છે અને કહે છે કે જ્યાં સુધી આ દેશના લોકો મારી પેઠે જાહેર હિંમત દેખાડીને સંસારસુધારો નહિ કરે ત્યા સુધી આ દેશનુ કલ્યાણ કે આ દેશનો ઉદય કદી થવાનો નથી અને પોતે જે પગલુ ભર્યું છે તેથી પોતે એમ માને છે અને અન્યને એમ મનાવવાનો પ્રયત્ન કરે છે, કે મારા જેવા કાર્યથી જ આ દેશનો ઉદ્ધાર છે

આ ભાઇના મગજમાં જે જે વિચાર આવે છે તેમાનો એક પણ વિચાર પેલી વિધવા બાઇના મનમા હોતો નથી તે બીચારી પોતાના પ્રારબ્ધ યોગે વૈધવ્ય પ્રાપ્ત થવાથી યમ નિયમને પાળતી વ્રતાદિવડે શરીર અને ઇંદ્રિયોનુ દમન કરતી, પોતાના પતિનુ અંતરમા સ્મરણ કરતી અને આ જગતની મિથ્યા ગણતી શાંતિથી દિવસો નિર્ગમન કરતી હોય છે.

તેને પુનર્વિવાહનો સ્વપ્નમાં પણ વિચાર હોતો નથી છતાં આ ભાઇ પોતાના મગજમાં જે વિચાર આવે છે, તેને જ જરૂરના સમજે છે, અને તે જ જગતનું કલ્યાણ કરનાર છે એમ માને છે

કાં તો પોતાને સ્ત્રીની જરૂર હોય છે તેથી અથવા તો કાં તો પોતે ઇંદ્રિયનિગ્રહને પાળી શકતા નથી તેથી વિધવાવિવાહની સર્વને જરૂર છે એમ માને છે પણ બીજાના અંતઃકરણની સ્થિતિ કેવી છે તેનું તેમને ભાન નથી તે પોતાના જેવા જ સર્વને કહો કે આખા જગતને સમજે છે, અને પોતે માને છે તે રસ્તે જગતનું હિત થશે, એમ ધારે છે

આ એક દૃષ્ટાંત કહ્યો. હવે બીજો એક દૃષ્ટાંત કહીને સુધારાવાળાની સ્થિતિનું વર્ણન કરીએ

એક અંગ્રેજ અથવા વિલાયત જઇ આવેલો એક હિંદુ આપણા દેશમાં ચોમાસામાં ઠેકાણે ઠેકાણે ઉગેલા કુંવાડીઆના ઝાડ જુએ છે તે જોઇને તે ધારે છે કે આ કુંવાડીઆના ઝાડના બીની જો કોફી બનાવી હોય તો લાખો ડબા દરવર્ષે ખપે અને જે લાખો છોડ દરવર્ષે નકામા જતા રહે છે તે નકામા ન જાય આ દેશના લોકો સાળા નિરુદ્યમી અને આળસુ છે તે નશીબ ઉપર હાથ દેઇને બેસી રહે છે અને હાથે કરીને ભિખારી જેવી ગરીબ સ્થિતિમાં રહે છે યૂરોપ અને અમેરિકાની પ્રજા કેટલી શ્રીમાન્ છે, કેટલી ઉદ્યોગી છે અને તે કેવાં મોટાં મોટાં કાર્ય કરે છે ! આ દેશની પ્રજા છેક જ દરિદ્ર અને નિરુદ્યમી છે

સત્ય વાત એ છે કે આ ભાઇને પૈસા કમાવા છે, અને તેથી તે બીજાને દરિદ્રી ધારે છે શા કારણથી આ દેશની પ્રજા સંતોષી—કે જેને આ ભાઇ આળસુ અને નિરુદ્યમી ગણે છે—છે તેનું કંઇ જ ભાન ભાઇને નથી પણ પોતાના વિચાર ઉપરથી તે એમ નક્કી કરે છે કે આ દેશ દરિદ્રી અને નિરુદ્યમી છે

કહેવાનું તાત્પર્ય કે પોતાના અંતઃકરણની સ્થિતિ ઉપરથી જ આ સુધારાવાળા સ્વરૂપ આંકે છે પોતાને જેની જરૂર છે તેની આખા જગતને જરૂર છે, એમ તે માને છે, અને પોતે જે નહિ મળવાથી દુઃખી છે, તે પ્રમાણે આખું જગત્ પણ દુઃખી છે, એમ તે માને છે વળી તે જે માર્ગ જગતના કલ્યાણનો ધારે છે તે જ બસ તેના કલ્યાણનો માર્ગ છે એમ તે માને છે અને તે પ્રમાણે અન્યને મનાવવાનો પ્રયત્ન કરે છે

આ બે દૃષ્ટાંતવડે આપણે આ સંસારનો સુધારો કરનારના સુધારાનું સ્વરૂપ કેવું હોય છે તે સંક્ષેપમાં શીખ્યા છીએ પુનઃ અધિક સ્પષ્ટ કરવાને માટે કહીએ છીએ, કે બે ચાર કે અમુક મનુષ્યોના મગજમાં ઉઠતી અમુક કલ્પના એ સુધારાનું સ્વરૂપ છે મને બંધકોશ રહેતો હોય અને તેથી હું માંદો પડતો હોઉં તો હું ધારું કે બસ આખું જગત્ એક બંધકોશને લીધે જ વિવિધ વ્યાધિથી પીડાય છે, અને જો આ બંધકોશ દૂર કરવામાં આવે તો જગતમાંથી વ્યાધિ માત્ર નીકળી જાય અને તમામ દવાખાના બંધ થઇ જાય, તથા પ્રજાને ઉત્તમ આરોગ્ય પ્રાપ્ત થાય. હવે મને જો સોનામુખી ઉકાળીને પીવાથી લાભ થતો હોય તો હું ધારું છું કે જો સોનામુખીના દેગડા અને દેગડા ઉકાળીને મનુષ્યોને પાવામાં આવે તો સર્વને લાભ થાય અને તમામ મનુષ્યોનો બંધકોશમાત્ર ટળી જાય આ પ્રમાણે માનીને હું જેને તેને સોનામુખી ઉકાળીને પીવાની ભલામણ કરૂં છું અને જેને તેને તેનો જ બોધ કરૂં છું

આવુ જ કઇ સુધારાવાળાનુ સ્વરૂપ છે આ બે ત્રણ દૃષ્ટાંતો પરથી બુદ્ધિમાન્ મનુષ્યો સહજ કલ્પના કરી શકશે કે સુધારાવાળાનો આશય શુ હોય છે

અથવા હુ એમ ધારતો હોઉં, કે ગમે તેની સાથે ખાવાથી તથા ગમે તે જ્ઞાતિની કન્યા સાથે લગ્ન કરવાથી—માત્ર લગ્ન કરનાર દમ્પતીએ એકે રીતે જોઇએ—પ્રજાને ઘણો લાભ છે આપણા દેશની અવનતિનુ આ જ કારણ છે, તેથી વર્ણાશ્રમનો નાશ થાય અને સર્વને ઇચ્છાનુકૂલ નાતિમાથી લગ્ન કરવાની છુટ મળે તો આ દેશનો ઝટ ઉદ્ધાર થાય, આ પ્રમાણે માનીને હુ જેને તેને તે પ્રમાણે વર્તવાનો બોધ કરૂં છુ

અથવા તો એમ પણ બને છે, કે મને સ્ત્રી પ્રાપ્ત હોય, અને મારે સ્ત્રીની જરૂર ન હોય પરન્તુ હુ એમ માનતો હોઉં, કે જો પુનર્વિવાહ કરવામાં આવે તો આ દેશમા પ્રજા વધે અને દેશની પ્રગતિ થાય તો હુ પુનર્વિવાહનો બોધ જ્યા ત્યા કરતો ફરૂં છુ અને મારાથી બને તો બ્રાહ્મણની કન્યા ઢેડને અને ઢેડની કન્યા બ્રાહ્મણને પરણાવી આપુ છુ

આ બે પ્રકારના દૃષ્ટાંતો ઉપરથી આપણે એમ સમજવાનુ છે કે એક તો મને જેની જરૂર હોય છે અને જેના વિના હું દુઃખી છું એમ માનતો હોઉં તેની સર્વને જરૂર છે અને તેના વિના જગત્ દુખી છે તથા તેના વિના જગત્નો ઉદ્ધાર થનાર નથી, એમ હુ માનુ છુ અને તે પ્રકારનો સુધારો કરવાને હુ ઇચ્છુ છુ અથવા તો મારે અમુક વસ્તુની જરૂર ન હોય છતાં હું એમ માનતો હોઉં કે અમુક વસ્તુ સામા મનુષ્યની પાસે નહિ હોવાથી તે દુખી છે, તો મારા વિચાર પ્રમાણે હું તેના વિના જગતને દુઃખી ધારૂ છુ અને તે વસ્તુ મનુષ્યોએ મેળવવી જોઇએ તો જ તે સુખી થઇ શકશે અને ત્યારે જ તેમની ઊર્ધ્વગતિ થશે એ પ્રકારનો બોધ હુ જેને તેને કરૂં છુ

આ દૃષ્ટાંતો ઉપરથી સુધારાનુ સ્વરૂપ કેવુ હોય છે તે વાચકોના લક્ષમા આવશે જ હવે આ સબધમાં આપણે આગળ વિચાર કરીએ છીએ

## प्रकरण २

### સુધારાની આપણા દેશમા અગત્ય છે કે કેમ ?

સત્ય કહીએ તો આપણા દેશમા જે પ્રકારનો સુધારો કરવાનો વિવિધ મનુષ્યો વા સુધારાવાળા તરફથી પ્રયત્ન કરવામાં આવે છે તે પ્રકારના સુધારાની જરૂર ન હતી આ પ્રકારનો સુધારાનો પવન પાશ્ચાત્ય દેશમાથી આપણા દેશમા વાયો છે અને તેનો પરિણામ આપણા દેશમાં હિતકર નથી આવ્યો આ કહેવાના સુધારાથી આપણી પ્રજાને હાનિ થઇ છે એક તો ઉતરતી પ્રજા સુધારાના નામે બગડી છે સન્નિશ્ચય અને સદ્વર્તન નથી ભ્રષ્ટ થઇ છે અને તેની સાથે જે સુધારો કરનાર છે તે પણ સ્વકર્તવ્યથી ભ્રષ્ટ થયા છે આ સુધારો કરનારાઓએ પોતાનો આટલો સમય પોતાની જ ઉન્નતિ કરવામા ગાળ્યો હોત તથા તેટલો પરિશ્રમ તેને માટે લીધો હોત તો તેમની કેટલી બધી ઉન્નતિ થઇ હોત અને તે કેટલા સુખી થયા હોત તથા વસ્તુસ્થિતિ શુ છે, તે અધિક અંતરમાં સમજવાને શક્તિમાન્ થયા હોત

અંગ્રેજી કેળવણીએ પણ આપણી પ્રજાને સામાન્ય હાનિઓ નથી કરી આપણે આ કેળવણીવડે આર્યત્વથી ભ્રષ્ટ થયા છીએ અંગ્રેજી કેળવણી અને પાશ્ચાત્ય પ્રજાનો સંસર્ગ તથા આપણી પોતાની વસ્તુસ્થિતિનું અજ્ઞાન, એ ત્રણ કારણો સુધારાને ઉત્પન્ન કરનાર તથા આપણી

વાઓ વધી હોત તો તેની કંઇ અડચણ ન હતી પરંતુ કળીયુગના પ્રભાવે જે પ્રકારનુ જીવન પૂર્વેની વિધવાઓ ગાળતી હતી તે પ્રમાણે જીવન આ હાલના જમાનાની વિધવાઓ ગાળી ન શકવા લાગી અને તેથી સુધારાવાળા કહેવા લાગ્યા, કે વિધવાઓનો પુનર્વિવાહ કરવો એ વધારે યોગ્ય છે હાલના જેટલી વિધવાઓ પૂર્વે નહતી અને જે હતી તે પણ ઈશ્વરનુ સ્મરણ કરતા તથા વ્રતઉપવાસાદિ કરતા શાંતિથી પોતાનુ તે પ્રમાણેનુ દુષ્ટ પ્રારબ્ધ સમજીને ઇંદ્રિયનિગ્રહને કરતી અને નીતિનિયમથી પોતાનુ જીવન ગાળતી હતી તેઓ પુનર્વિવાહ કરવાનુ કોઈ કહે પણ નહિ અને કોઈ કહે તો તે સમયની વિધવા તે પ્રમાણે વ્યવહારમા ગમે તેટલુ કષ્ટ પડતુ હોય છતા તે પ્રમાણે કરે પણ નહિ અને તે સમયની પ્રજા પણ તેને તે પ્રમાણે પુનર્વિવાહ કરવાનુ કહેતી નહીં કારણ કે તે જાણતી હતી કે પુનર્વિવાહની છુટ આપવાથી પ્રજાનો વિનિપાત જ થશે તે સમયની પ્રજાને આત્મ નિગ્રહ એ અશક્ય વસ્તુ ન હતી પરંતુ આજે પ્રજાનો આત્મનિગ્રહ છુટી ગયો છે અને તેથી પુનર્વિવાહની જરૂર જણાઈ છે આ આત્મનિગ્રહ છુટી જવાથી જ પ્રજાનુ આરોગ્ય તથા આયુષ્ય ઘટ્યુ છે અને મનુષ્યો અકાળે મરણશરણ થાય છે અને અકાળે મનુષ્યો મરતા હોવાથી આ દેશમા વિધવા અને વિધુરની સખ્યા વધી છે અને હજુ પ્રતિવર્ષ વધતી જાય છે અને આ વિધવા તથા વિધુરોની સંખ્યાના આકડા આગળ આગળ મૂકીને સુધારાવાળા જણાવે છે કે જુઓ આ દેશમા આટલી બધી વિધવાઓ તથા આટલા બધા વિધુર અર્થાત્ રડેવા છે, અને વિધવાવિવાહની છુટ આપવાની જરૂર છે આ સબધમા શુ ઇષ્ટાનિષ્ટ છે તેનો આપણે આગળ ઉપર વિચાર કરીશુ

હવે આ પ્રમાણે કાળ એવો આવ્યો છે અને પ્રજાની શારીરિક માનસિક આધ્યાત્મ તથા આર્થિક સ્થિતિ પૂર્વના કરતા એટલી બધી વિપરીત થઇ ગઇ છે અને પ્રજાની અધોગતિ એટલી થઈ છે કે વર્તમાન સમયમા કંઈ કંઈ સુધારાની જરૂર પ્રાપ્ત થઇ છે પરંતુ જે રીતે સુધારાવાળા ધારે છે તે રીતે સુધારો કરવાથી પ્રજાની વધારે અવનતિ થવાનો સભવ છે તેમજ કેટલાક સુધારા જે આ લોકો કરવા ધારે છે તેથી પણ વધારે નિપાત થવાનો સભવ છે તોપણ જ્યારે પ્રજાની સ્થિતિ બગડે છે અને વિષમ થાય છે ત્યારે કોઇ વિષમ વ્યાધિગ્રસ્ત દર્દીની પેઠે તેની ઘણી કાળજીથી સભાળ રાખવાની જરૂર છે, અને ઉન્નતિના માર્ગો બહુ જ કાળજીથી યોજવાની જરૂર છે આ સબધમા જો પૂર્ણવિચાર નથી કરવામા આવતો અથવા તો કોઈ અતિ બાળ વૈદની પેઠે જેમનુ જ્ઞાન અતિ વૃદ્ધિને પામ્યું છે એવા પ્રજાની સ્થિતિને તથા ઉપાયોને ઉત્તમ પ્રકારે જાણનાર સાચા વિદ્વાન અને પ્રજા પુરસ્કારા સમાજના ઉદ્ધારનો પ્રયત્ન ન કરવામા આવે અથવા તેવા પરમોદ્ધારા યોગ્ય માર્ગનુ અવલબન ન કરવામાં આવે તો જેમ વિષમ વ્યાધિવાળો દર્દી મરણ પામે છે તેમ આ પ્રજા પણ વિનિપાત અને પરિણામે વિનાશને જ પામે છે જેથી સુધારો કરવાનો કોને હક્ક છે, વા કોની યોગ્યતા છે તે સબધમાં વિચાર કરવાની જરૂર છે અને તે સબધમા આગળના પ્રકરણમા આપણે વિચાર કરીશુ (અપૂર્ણ)

-✧✧✧-

**આપણા દેશના સુધારા વાળા અને પાશ્ચાત્ય સુધારો**

આપણા દેશને અનેક રીતે સુધારો કરવાની વાતો અનેક પ્રબલ સુધારાવાળા તરફથી ચાલી રહ્યા છે જેમ કે ગમે તેને અડવું અને ગમે તેની સાથે ખાવું, ગમે તે પાણી ગમે તે જ્ઞાતિની કન્યા પરણવી અને ગમે તે જ્ઞાતિમાં કન્યા આપવી ગમે તેવો પોશાક પહેરવો તથા સ્ત્રીઓને સુધારવી વગેરે સ્ત્રીઓને કેળવણી આપવી તેમને પુરુષોની સાથે હળવા મળવાની છુટ આપવી તથા તેમને બીજી અનેક પ્રકારની સ્વતંત્રતા આપવી આ લોકો પ્રધાનપણે પાશ્ચાત્ય દેશો અને પાશ્ચાત્ય પ્રજાનું જ આ સંબંધમાં અનુકરણ કરે છે અને પાશ્ચાત્ય પદ્ધતિને યોગ્ય ગણીને સ્વીકારે છે

પરંતુ અમારૂં કહેવું છે કે તેમણે આ પ્રકારનો પાશ્ચાત્ય દેશોના જેવો સુધારો આપણા દેશમાં દાખલ કરતા પૂર્વે ઘણો વિચાર કરવાનો છે ધોળું એટલું દુધ માની લેવાનું નથી પાશ્ચાત્ય મોહમાં પડતા પહેલાં તથા તેના પહેલા ઘણો વિચાર કરવાનો છે

સ્ત્રીઓને નવી નવી ફેશનના કપડાં પહેરાવવાં બુટ મોજા પહેરાવવા તેમને હાથમાં હાથ મેળવીને પોતાની સાથે ફેરવવી એ સુધારો છે શું ? એને સુધારો કહેવો તેનો નિર્ણય સુધારાવાળાએ સુધારાની શરૂઆત કરતા પૂર્વે કર્યો હોત તો સારૂં હતું જેથી સ્ત્રીઓના શરીર સુધરે જેથી તેમનું મન સુધરે જેથી તેમનો આત્મવિકાસ થાય, જેથી તેમની નૈતિક સ્થિતિ સુધરે, એ વગેરે જ સાચો સુધારો છે કંઈ પહેરવેશમાં સુધારા કરવો ટાપટીપ દાખલ કરવી કે અંગ્રેજી ભણીને પુરુષોની પેઠે સમાજમાં ગમે ત્યાં રખડવું એ કંઈ વાસ્તવ સુધારા નથી હાલના સુધારાનો પરિણામ સારો આવ્યો નથી, એ સ્પષ્ટ જ છે જો સુધારાવાળા તે પરિણામ જોઈ શક્તા હોય અને પોતાની ભૂલ કબુલ કરી શક્તા હોય તો અત્ર આ સંબંધમાં અમારે વિસ્તારથી ચર્ચા કરવાની નથી પરંતુ આ અંકમાં Womans Undre નામના એક અંગ્રેજી લેખ છાપ્યો છે તે પ્રતિ વિચારવાનનું ધ્યાન ખેંચવાનો છે તે દેશના બુદ્ધિમાન્ અને વિચારશીલ ગણાતા પુરુષો હવે જોઈ શક્યા છે કે તે દેશની સ્ત્રીઓની સ્થિતિ ઘણી નિકૃષ્ટ થઇ છે અને હજી વધારે નિકૃષ્ટ થતી જાય છે તેમનો વર્તમાન પોશાક વિનય રહિત છે તેમનું નૃત્ય એ એક બિભત્સ નૃત્ય જેવું જ છે તથા તેમની નૈતિક સ્થિતિ ઘણી નિકૃષ્ટ થઇ રહી છે આ સંબંધમાં આ અંગ્રેજી વિષયમાં સ્પષ્ટપણે ચિતાર આપ્યો છે કે ત્યાંના સમાજની એવી સ્થિતિ છે આપણી નજરે આ લોકોની સ્થિતિ ઉપરથી ઘણો દીર્ઘ વિચાર કરવાનો છે નહિ તો પરિણામ એ આવશે કે જે ભ્રષ્ટ સ્થિતિને તે પામ્યા છે તે ભ્રષ્ટ સ્થિતિને આપણે પામીશું અને સુધારાને નામે આપણો વિનાશ આપણે હાથે કરીશું



બદનાય છે અને તે જ પ્રમાણે જ્યારે મનુષ્ય માંદો હોય છે ત્યારે તેમા મનની જે સ્થિતિ જ્યારે તે નીરોગ થાય છે ત્યાર બ નાઇ જાય છે

હવે મનુષ્યો શુ કરે છે? પોતાની સ્થિતિ સુધા વાન તે શુ કરે છે? જેને પાંચ રૂપૈયા મળના હોય છે તે પચીશ મેળવવાને પ્રયત્ન કરે છે અ । જ્યારે તેના પ્રયત્નવડે તેને પચીશ રૂપૈયા મળે છે ત્યારે તેના મનની સ્થિતિ બદનાય છે માંદો મનુષ્ય દવા ખાઇને સાજો થાય છે ત્યારે તેના મનની સ્થિતિ બદલાય છે

હવે આપણે આ ઉપરથી શુ બોધ લેવાનો છે કે શુ નિ ષ્કર્ષ-સાર કાઢવાનો છે? આપણે આ ઉપરથી એ સાર કાઢવાનો છે કે જો નિર્ધન મનુષ્ય સધન વા ધનવાન્ મનુષ્યના જેવી પોતાના મનની સ્થિતિ કરી દે તો તે સત્વર શ્રીમાન્ થઇ રહે અથવા તો માંદો મનુષ્ય જો નીરોગ અને સુખી મનુષ્યના મનના જેવી સ્થિતિ પ્રાપ્ત કરી શકે તો તે સત્વર નીરોગ અને સુખી થઇ રહે

જે ભિન્ન વસ્તુ પ્રાપ્ત કરીને મનુષ્ય પોતાના મનની સ્થિતિ બદલી શકે છે, પરંતુ તેમા સમય ઘણો જાય છે અને તેની સાથે તેને પરતન્ત્રતાપણુ વેઠવી પડે છે જેમકે એક મનુષ્ય નિર્ધન હોય અને તે શ્રીમાન્ થવાને પ્રયત્ન કરતો હોય છે હવે તેને જ્યારે પૈસા મળે છે અને જ્યારે તે શ્રીમાન્ થાય છે ત્યારે તેના મનની સ્થિતિ બદલાય છે તેજ પ્રમાણે રોગીના સબધમા પણ સમજવુ

હવે જો આ મનુષ્યો પોતાના મનની સ્થિતિ બદલી નાખે તો તે શ્રીમાન્ અને નીરોગ થઇ રહે જે મનની સ્થિતિમા તે શ્રીમાન્ થયા પછી અને નીરોગ થયા પછી મૂકાય છે, તે વખતે જેવી તેમના મનની સ્થિતિ થાય છે, તે સ્થિતિ જો તે હમણા કરી શકે તો તે સત્વર શ્રીમાન્ અને નીરોગ થઇ જાય મનુષ્યો જો આટલુ કરી શકે તો તેમની ઉન્નતિ સત્વર ટુંકામાં ટુંકા સમયમાં થાય કારણ કે આપણે ઉપર જણાવી ગયા છીએ કે મનુષ્યના મનની જેવી સ્થિતિ હોય છે તેવી તેની બાહ્ય સ્થિતિ થાય છે, વા હોય છે તો આપણે એ કરવાનુ છે, જેવી સ્થિતિ આપણે ઇચ્છતા હોઇએ તેવી આપણા મનની સ્થિતિ આપણે પ્રથમ કરવી જોઇએ

ભીખારી શ્રીમાન્ થવા ઇચ્છતો હોય તો તેણે મનથી માનવુ જોઇએ કે હુ શ્રીમાન્ છુ માંદો મનુષ્ય સાજો થવા ઇચ્છતો હોય તો તેણે મનથી માનવુ જોઇએ કે હુ સાજો છુ ભલે ભીખારી ભીખારીની સ્થિતિમા હોય, અને માંદો માંદાની સ્થિતિમા હોય, પણ મનથી તેમણે ભીખારીની અને માંદા મનુષ્યની સ્થિતિમા ન રમવુ જોઇએ તેની સાથે સબધ ન રાખવો જોઇએ પરંતુ શ્રીમાન્ મનુષ્યના મનના જેવી અને નીરોગ મનુષ્યના મનના જેવી શ્રીમાન્ અને નીરોગ મનની સ્થિતિ સાથે સબધ રાખવો જોઇએ અને તેમાં જ અખડ રમવુ જોઇએ. તેની કલ્પના પોતાની મનોવૃત્તિમા લઇને તેમા અખડ રમવુ જોઇએ તથા તેના જ વિચાર અખડ કરવા જોઇએ

નિર્ધન મનુષ્યે શ્રીમાન્ થવુ હોય તો તેણે મનથી માનવુ હુ શ્રીમાન્ જ છુ, રોગીએ નીરોગ થવુ હોય તો તેણે મનથી માનવુ કે હુ નીરોગ છુ અને આ પ્રમાણે જેને જેને જે જે

સ્થિતિ જોઇતી હોય તેમણે તેમણે મનથી ન તે સ્થિતિ પોતાને પ્રાપ્ત હોય તે પ્રમાણે મનથી માનવુ દૃઢ માનવુ શ્રદ્ધા પૂર્વક માનવુ

આ એક માનસશાસ્ત્રનો નિયમ છે અને તે સૂક્ષ્મ છે, અને તેની સાથે તેટલો જ બળવાન્ છે બીજા પ્રયત્ન કરવાને કોઇ ના નથી કહેતુ, પણ મનનુ વલણ મનનુ ચિંતન અને મનની સ્થિતિ બદલવી જોઇએ આર મમા જ સંપૂર્ણ અશમા કઇ મનુષ્યોથી આ પ્રમાણે મનને ૫લટી શકાતુ નથી મનની સ્થિતિ બદલી શકાતી નથી પણ કેટલોક સમય જાય છે પ્રથમ એક ટકા જેટલો ફેરફાર કરી શકાય છે પછી ચાર ટકા જેટલો અને આ પ્રમાણે ક્રમે ક્રમે ચડતાં ચડતા સો ટકા જેટલી મનની સ્થિતિ બ[illegible]ી શકાય છે અને ત્યાર જ સંપૂર્ણ અંશમા તે બદલાય છે આ કળા જેને હસ્તગત થાય છે તેને ધ[illegible] ધ[illegible] પ્રાપ્ત કરવુ કે જગતમાં કોઇપણ સ્થિતિ પ્રાપ્ત કરવી કઠિન નથી જે નિયમથી તે પાંચના પચીસ રૂપિયા મેળવી શકે છે તે જ નિયમનો ઉપયોગ કરીને તે પચીશના પાચસો કે પાચ હજાર રૂપિયા મેળવી શકે છે માત્ર નિયમને હસ્તગત કરવો જોઇએ

આ કળા જો સમજાય અને જો તેની ગેડ બેસી જાય તેને અત્યંત સુલભ છે જેને ન સમજાય અને [illegible] ગેડ ન બેસે તેને માટે કઠિન છે તોપણ સમજવાના પ્રયત્ન ક[illegible] તે સમજાય છે અને તેને આચારમા ઉતારવાનો પ્રયત્ન કરતા તેની ગેડ પણ બેસી [illegible] જ અમુક કામ કરી શ[illegible], અને તમે ન કરી શકો તેમ હોતુ નથી પરંતુ આપણે મન તે કરી શકીએ તેમ છીએ મનુષ્ય માત્ર ઉંચે ચડવાના અધિકારી છે અને તે ઉંચે ચડી શકે છે માટે કોઇએ શકા અને અશ્રદ્ધા ધરવાનુ પ્રયોજન નથી

(અપૂર્ણ)

સમયનુ ભાન થવુ — ઘડીઆળ કે એવા બીજા સાધનવિના સમયનુ ભાન થઇ શકવાનો સભવ છે કે કેમ તે સબધમા આપણે જરા વિચાર કરીએ

જ્યારે આપણા દેશમા ઘડીઆળો વિલાયતથી આવી નહતી ત્યારે લોકો સૂર્ય, ચન્દ્ર, અને તારાઓ જોઇને કહી શકતા કે આટલે સમય થયો છે નિશ્ચય આ અનુમાન એટલુ ચોક્સ નહતુ કે તેમા એક મિનિટનો પણ ફેર ન પડે પરતુ મોટે ભાગે કેટલા વાગ્યા છે તેનો આશરો તેની અટકળ પ્રજા કરી શકતી હતી આજે ઘડીઆળોનો પ્રવેશ થવાથી પ્રજાની આ અવલોકનશક્તિનો નાશ થયો છે તોપણ હજી ગામડામાં ગ્રામ્ય લોકો ચદ્ર કે તારાઓ ઉપરથી કેટલો સમય થયો છે તે કહી શકે છે ઘડીઆળો દાખલ થવાથી આપણી પ્રજાનુ દ્રવ્ય પરદેશ ગયુ છે એટલુ જ નહિ, પરતુ પ્રજાની આ નૈસર્ગિક-કુદરતી શક્તિનો નાશ થયો છે હજી ગામડામાં મનુષ્યો સમયને અનુમાન અને અવલોકનથી જાણી શકે છે પરતુ શહેરોમા વસતા મનુષ્યોની આ શક્તિ લોપ થયો છે બાહ્ય સાધન ઉપર જેટલો મનુષ્ય આધાર રાખે છે તેટલી તેની શક્તિ ઓછી થાય છે જેમકે મનુષ્ય મોટાર, સાયકલ અને રેલગાડીમા ફરે છે અને પગે ચાલતો નથી તો તેની પગે ચાલવાની શક્તિ જતી રહે છે અને તે પગગ્ન થઇ રહે છે તેમ જ જે મનુષ્ય માત્ર પુસ્તકોનો જ આધાર રાખ્યા કરે છે તેની સ્મૃતિશક્તિ પણ ઓછી થાય છે તે પ્રમાણે ઘેર ઘેર ઘડીઆળ દાખલ થવાથી પ્રજાની આ શક્તિ જતી રહી છે અને પરતત્રતા વધી છે

હવે એ પ્રશ્ન છે કે ઘડીઆળ અને ચદ્ર કે તારાઓની સાહાય્યવિના મનુષ્ય સમય જાણી શકે છે ? હા તે પણ તે જાણી શકે છે તેનામા કઇ પણ બાહ્ય સાધનવિના સમયને જાણી શકવાની શક્તિ રહેલી છે મે નાનપણથી મે વહેલા ઉઠવાનો અભ્યાસ રાખ્યો છે કોઇ વખતે હુ ત્રણ વાગે કોઇ વખતે ચાર વાગે અને કોઈ વખતે પાચ છ વાગે જાગુ છુ તેવે વખતે ઘડીઆળ કે કઈ ન જોતા કેટલા વાગ્યા હશે, કેટલો સમય થયો હશે તેનુ હુ અનુમાન કરુ છુ પણ કહુ તો અનુમાન કરતો નથી પણ માત્ર કેટલા વાગ્યા હશે તે જાણવાની ઇચ્છામાત્ર કરુ છુ તો તેવે વખતે જેટલા વાગ્યા હોય છે અથવા જેટલો વખત થયો હોય છે તે સમયનુ મને ભાન થાય છે સમયનુ ભાન થવુ એ શબ્દો મે to feel time—એ અગ્રેજી શબ્દોના અર્થમા વાપર્યા છે મને અનુભવ થયો છે કે મનુષ્ય સમયનુ ભાન કરી શકે છે વા તેને તેનુ ભાન થાય છે જો તેને શાન્તિ આવી હોય છે અને તેની વૃત્તિ સુસ્થિર હોય છે તેને સમયનુ ભાન થઇ શકે છે આ વાતાના તમે પણ અનુભવ કરી જોજો અને અતિ આનદ થશે રાત્રે ગમે ત્યારે જાગીએ ત્યારે જાણે તે વખતનુ વાતાવરણ જ આપણને કેટલા વાગ્યા છે તેનુ ભાન કરાવે છે અને તે વખતે જો આપણે ઉઠવાનો સમય થયો હોય તો આપણે ઉઠી જવુ અને સમય ન થયો હોય તો સુઇ જવુ

વળી એ પણ મારો અનુભવ છે કે જેટલા વાગે સવારે ઉઠવાનો આપણે નિશ્ચય કર્યો હોય છે તેટલા વાગે બરાબર આપણે ઉઠી શકીએ છીએ ઘણી વખત તો મે એમ બનતુ જોયુ છે કે આમા એક મીનીટનુ પણ અંતર પડતુ નથી જેમ કે આપણે પાચ વાગે ઉઠવાનો સકલ્પ કરીને સુઇ જઇએ છીએ તો બરાબર પાંચના ટકોરે, એક બાજુ પાચ વાગવા શરુ થાય

બીજો મનુષ્ય કહે છે કે મોટે ભાગે પ્રારબ્ધપ્રમાણે જ મનુષ્ય કરી શકે છે. આ પ્રમાણે આ ભાઈ માને છે તેનું કારણ એ છે કે તે ભાઈ સ્વતંત્ર નથી, ઇચ્છિત સ્થિતિને પ્રાપ્ત કરવાને અશક્ત છે. પણ જ્યાં તે પ્રારબ્ધ કરતાં [illegible] છે અને પુરુષાર્થમાં આગળ વધે છે ત્યાં તેને જણાય છે કે લાખો વીરનર આ જગતમાં છે કે જે પ્રારબ્ધને વશ નહિ વર્તતાં ઇચ્છાનુકૂલ સ્થિતિ આ જગતમાં પુરુષાર્થથી પ્રાપ્ત કરી શકે છે.

ત્રીજો મનુષ્ય ધારે છે કે આજે કોઈ યોગી કે સિદ્ધ નથી પરંતુ જેમનો યોગવિદ્યામાં યત્કિંચિત્ પણ પ્રવેશ થયો છે તે જોઈ શકે છે કે આ જગતમાં અનેક સમર્થ યોગીઓ અને સિદ્ધો પડેલા છે, કે જેમના સામર્થ્યનું સ્વરૂપ જાણતાં સ્તબ્ધ બની જવાય.

આ જ પ્રમાણે સહુ કોઈ પોતાની સ્થિતિ ઉપરથી બીજાની સ્થિતિનું અનુમાન કરે છે, પરંતુ તે યોગ્ય નથી. આપણા પોતાનાથી ઘણી આગળ વધેલી અનેક વ્યક્તિઓ હોય છે. કહેવાનું તાત્પર્ય કે આ જગતમાં જો આપણે આગળ વધવું હોય તો આપણું જગત્ આપણી મનોસૃષ્ટિ બદલવી જોઈએ. અને જો આપણી મનોસૃષ્ટિ બદલાય છે તો આપણી બાહ્ય સ્થિતિ બદલાય છે. આ મનોસૃષ્ટિને કેવી રીતે બદલવી તે સંબંધમાં આપણે અન્ય પ્રસંગે વિસ્તારથી ચર્ચા કરીશું. હાલ માત્ર એટલી જ સૂચના કરીએ છીએ કે, ઉચ્ચ આશય, અને તદનુરૂપ વિચાર અખંડ સેવવા એ મનોસૃષ્ટિને બદલવાનું ઉત્તમ સાધન છે.

# सुदृढ आरोग्य अने दीर्घायुष.

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૪ થી )

અસ્તેયની પણ આરોગ્યપ્રાપ્તિ અને દીર્ઘાયુષમાં ઘણી જરૂર છે આ વાર્તા ઘણા મનુષ્યોને ગળે તરત જ નહિ ઉતરે પરંતુ તે સત્ય છે વળી અસ્તેયથી તે આરોગ્યપ્રાપ્તિ થતી હશે એમ ઘણાને શંકા થશે જ પરંતુ તે શંકા ઉચિત નથી

બીજાના પદાર્થો ચોરીથી લઈને વાપરવા તે સ્તેયવૃત્તિ છે, અને તેમાંથી નિવૃત્તિ સેવવી એ અસ્તેય વ્રત છે બીજાના પદાર્થો તેને જણાવ્યાવિના લેનાર મનુષ્યોને સ્વાભાવિક રીતે જ ભય ચિંતા રહે છે કે કદાચ તે માણસ જાણશે તો આપણી આબરૂ જશે જેથી તે હમેશા પારકાના પદાર્થો લેઈને ભય અને ચિંતામાં જ રહેતા હોય છે અને આગળ આ જ વિષયમાં આપણે જણાવી ગયા છીએ તે પ્રમાણે ચિંતા એ આરોગ્ય અને આયુષ્યને હરનાર ના ઓછુ [illegible] છે આવા મનુષ્યો અર્થાત્ અન્યના પદાર્થોને ચોરીથી વાપરનાર મનુષ્યોના અંતઃકરણમાં આપણને ઉપરથી જણાતુ નથી પરંતુ હમેશાં ભય અને ચિંતા રહેતાં જ હોય છે આવા મનુષ્યો આ ભય અને ચિંતાને [illegible] તેને અપ્રકટ રાખવાને પ્રયત્ન કરે છે અને સમાજથી તે વાર્તાને અપ્રકટ રાખે છે પરંતુ એક તો આ વાર્તા કદાચ લોકોના કે માલીકના જાણવામાં આવે [illegible] વિચારથી ઉપર જણાવ્યાપ્રમાણે તેમને અંતરમાં ભય તથા શોક રહેતો હોય છે અને તે ઉપરાંત તેમને ગુપ્ત કે અપ્રકટ રાખવાને તેમને યુક્તિપ્રયુક્તિવડે પ્રયત્ન કરવો પડે છે જેથી તેમના બળનો વ્યય થાય છે જે આરોગ્ય અને આયુષ્યની ક્ષતિ જ કરે છે અન્યના પદાર્થોમાં જેમને અસ્પૃહાવૃત્તિ છે તે કેટલા નિર્ભય અને કેટલા નિશ્ચિંત રહે છે તે આપણે સર્વ સારી રીતે જાણી શકીએ છીએ પોતાના પ્રારબ્ધમાં જે પદાર્થો હશે તે પદાર્થો આપણને આવી મળ્યાવિના રહેનાર નથી એ વિચારે આવા અસ્તેયવૃત્તિવાળા મનુષ્યો હમેશા નિશ્ચિંત જ રહે છે [illegible] પદાર્થોને પ્રયત્ન [illegible] લેવાની વૃત્તિ કરતા નથી

એક સિદ્ધાંત એવો પણ છે કે આ જગતમાન આત્મામાંજ પ્રકટ્યુ છે અને તે આત્મામાં સર્વસ્વ રહેલુ છે પદાર્થમાત્રનુ ઉત્પત્તિસ્થાન તે જ છે હવે જે બીજાના પદાર્થોને લેવાનો પ્રયત્ન કરે છે તે મનુષ્યો સ્વાભાવિક રીતે જ પોતાના આત્માથી બહિર્મુખ વૃત્તિવાળા રહે છે અને તેથી તે તેમના આત્માથી દૂર જ રહે છે જે સ્તેયવૃત્તિ વિનાના છે, તે સ્વાભાવિક રીતે જ આત્મતૃપ્ત વા આત્મતુષ્ટ રહે છે અથવા કદાચ તે ઈચ્છિત પદાર્થો માટે યત્ન કરે છે તો પણ તે પોતાના આત્માના સામર્થ્યને જાગ્રત કરે છે પણ સ્તેયવૃત્તિવાળા મનુષ્યોની પેઠે પોતાના આત્માને આચ્છાદિત કરતા નથી વળી જે મનુષ્યો બીજાના પદાર્થની ઇચ્છાવાળા હોય છે તે સ્વાભાવિક રીતે જ લોલુપ

તાવાળી વૃત્તિવાળા હોય છે અને જે લોલુપતાવાળી વૃત્તિવાળા હોય છે તે સ્વભાવથી જ પોતાના શરીરના અને મનના બળનો ક્ષય કરનાર હોય છે, વા તેમની તેવા પ્રકારની વૃત્તિવડે સ્વાભાવિક રીતે જ તેમનો સંયમ હોતો નથી અને તેથી તેમના આત્મબળનો ક્ષય થાય છે વળી આવા મનુષ્યો પદાર્થોના ઉપયોગ અથવા વિષયોપભોગ કરવાની પણ અધિક વૃત્તિવાળા હોય છે કારણ કે તેમને વગર પ્રયત્ને બીજાના પદાર્થો પ્રાપ્ત થાય છે તેનો તેઓ ઉપભોગ કરી પ્રસન્ન થાય છે અને તે પદાર્થો ક્ષય થઈ રહેતાં વળી બીજાના પદાર્થપ્રતિ તે વૃત્તિ કરે છે, અને પુનઃ તે તે જ પ્રમાણે સ્તેયવૃત્તિથી અર્થાત્ ચોરીથી બીજાના પદાર્થો મેળવે છે અને ઉપભોગ કરીને રાજી થાય છે આ પ્રમાણે સંયમરહિત ઉપભોગ એ પણ જીવનબળનો ક્ષય જ કરનાર છે કારણ પ્રત્યેક ઉપભોગ જીવનના ક્ષયમાં જ વસ્તુતઃ પરિણામ પામે છે

આજે પાશ્ચાત્ય વિચારોના પ્રભાવે એક સિદ્ધાંત એવો પણ કેટલાક માનતા જણાય છે કે, જેમ ખાનપાનાદિનો ઉપયોગ અધિક તેમ શરીર વધારે સારું રહે છે અને જીવન પણ લંબાય છે પણ આ સિદ્ધાંત દેખવામાત્રનો જ હિતકર જણાય છે બાકી વસ્તુતઃ તે અહિતકર અને ખોટો જ છે થોડો કાળ તો બહુ ખાનપાનાદિથી પ્રસન્ન રહેનારનું આરોગ્ય વગેરે ઠીક જણાય છે પરંતુ પરિણામે તે અનેક રોગનો ભોગ જ થાય છે ભોગ એટલા રોગ એ જે આપણામાં કહેવત છે તે ખોટી નથી જેથી સંયમ એ જ આરોગ્ય અને આયુષ્યનો વધારનાર છે, અને વાસ્તવ વા સાચું હિત કરનાર છે

ગમે તેમ કહો, પરંતુ અન્યાય કે ચોરીથી બીજાના પદાર્થની ઇચ્છા કરવી એ એક મનુષ્યની દુર્બળતા તો છે જ સબળ મનુષ્યો,–કહો કે મનના કે આત્માના સબળ મનુષ્યો આ પ્રમાણે બીજાના પદાર્થોની કદી પણ અવિહિતપણે ઇચ્છા કરતા નથી

સ્તેયવૃત્તિ એટલે બીજાના પદાર્થોનું ચિંતન અને તે પ્રતિ વૃત્તિનું ધાવન અસ્તેય વૃત્તિ એટલે આત્મતૃપ્તિ જે આત્મતૃપ્ત છે જે સંતુષ્ટ છે તે સ્વાભાવિક રીતે જ આરોગ્ય અને આયુષ્યનો અનુભવ કરે છે આ સંબંધમાં અધિક વિસ્તાર ન કરતાં હવે આપણે આગળના અંગ સંબંધમાં વિચાર કરીશું

× × × × ×

બ્રહ્મચર્યથી આરોગ્ય આયુષ્યની વૃદ્ધિ થાય છે, એ સંબંધમાં અધિક ચર્ચા કરવા જેવું નથી. કારણ સઉ કોઈ આજે સમજે છે કે બ્રહ્મચર્યના પાલનથી શરીર સુદૃઢ થાય છે અને આયુષ પણ દીર્ઘ થાય છે

પણ અનેક રોગને વશ વર્તે છે અને અત્યંત દુખી થાય છે આ પરિણામ બ્રહ્મચર્યના અભાવનો છે

હવે જો પ્રજાનું આરોગ્ય વધારે સુદૃઢ કરવું હોય તથા તેનું આયુષ્ વધારવું હોય તો પ્રજા બ્રહ્મચર્ય પાળતી થાય તેમ થવું જોઈએ આજે આપણે એટલા બધા આ સબંધમાં નીચા ઉતરી ગયા છીએ કે પૂર્વના જેવું બ્રહ્મચર્ય એકદમ આપણાથી પાળી શકાય તેમ નથી હજાર પગથીયા જે મનુષ્ય નીચે ઉતરી ગયો હોય તે એકદમ ઠેકડો ભરીને તે હજારે પગથીયાં ચઢી શકતો નથી અને કદાચ તે તેમ કરવા જાય છે તો તે પોતાના પગ જ ભાંગે છે તે પ્રમાણે બ્રહ્મચર્ય ના સબંધમાં પણ ક્રમથી ધીમે ધીમે તેનું દીર્ઘ સમય પાલન કરવાનું છે જે પ્રજા ત્રણ દિવસ કે ત્રણ માસ પણ બ્રહ્મચર્યને પાળી શકે તે એકદમ ત્રણ વર્ષ કે અખંડ બ્રહ્મચર્ય શી રીતે પાળી શકે ? અને તેમ છતાં કદાચ તે આગ્રહથી પાળવા જાય તોપણ તેના શરીરમાંથી વીર્ય તો જાય અનેક માર્ગે થઇ જાય છે, અને તેને અધિક હાનિ થાય છે આ ઉપરથી અમારૂ એમ કહેવાનું નથી કે દીર્ઘ સમય બ્રહ્મચર્ય પાળી શકાતું નથી પણ કહેવાનો ભાવ એ છે કે આપણી પ્રજાની આ સબંધમાં ઘણી નિકૃષ્ટ સ્થિતિ થઇ રહી છે બ્રહ્મચર્યથી યથેચ્છ આરોગ્ય અને યથેચ્છ આયુષ્ પ્રાપ્ત થાય છે એમાં લેશ પણ શંકા નથી પણ દીર્ઘ સમય બ્રહ્મચર્ય પાળવાને જે મનના અને શરીરના સયમ રૂપી બળની જરૂર છે તે બળ પ્રજામાં રહ્યું નથી, જેથી તેવો દીર્ઘ સમયનો આગ્રહ પણ ટકી શકે તેમ નથી તેમાં જો આ બળ પ્રજાના તનમનમાં આવે તો તે દીર્ઘ સમય આ પ્રકારનો આગ્રહ નિભાવી શકે અને આ પ્રકારનો આગ્રહ પણ ધીમે ધીમે ક્રમથીજ પ્રજામાં સુલભ થાય તેમ છે અને પ્રજાની સયમવાળી સ્થિતિ વધારવા માટે પ્રજાએ આહારવિહાર, સગતિ વિચાર, જીવનનો ક્રમ એ વગેરે પણ બદલવાની જરૂર છે હાલમાં પ્રજાનો જીવનનો જે ક્રમ છે તે ક્રમમાં પ્રજા રહે અને તે અધિક સમય બ્રહ્મચર્ય પાળી શકે તેમ બનવું અસભવિત જ છે તેથી પ્રજાના જીવનક્રમને બદલવો જોઇએ

આજે આપણા દેશમાં સઉ કોઇ બ્રહ્મચર્ય પાળવા પળાવવાની વાર્તા કરતા જણાય છે પરંતુ તેથી શુ ? જે જે કારણો બ્રહ્મચર્યનો ભંગ થવામાં આપણા સમાજમાં અથવા પ્રજાના જીવનમાં વિદ્યમાન છે તે તે કારણોને પ્રથમ દૂર કરવાં જોઇએ, અને તેની સાથે બ્રહ્મચર્યનું પાલન થવામાં જે કારણો ઉપકારક છે તે તે કારણો પ્રજાના જીવનમાં પ્રવેશવાં જોઇએ આ પ્રમાણે જ્યાંસુધી ન થાય ત્યાંસુધી કઇ પ્રજાને લાભ ન થાય અને તે બ્રહ્મચર્યને પાળી ન શકે

કોઇ એક વ્યક્તિ ભલે અધિક સમય અથવા યથેચ્છ બ્રહ્મચર્યને પાળી શકતી હોય અથવા તો ભીષ્મપિતામહ જેવાના દ્રષ્ટાંતો કે જેમણે અખંડ બ્રહ્મચર્યને પાળ્યું છે તે પ્રજા આગળ ધરવામાં આવે ત્યાં એકદમ પ્રજા કઇ બ્રહ્મચર્ય પાળી શકે છે શું ? ઉપર જણાવ્યાપ્રમાણે જે જે વિરોધી કારણો હોય તેને સમાજમાંથી દૂર કરવા જોઇએ અને તેની સાથે જે જે ઉપકારક કારણો હોય તે તે કારણોને પ્રજાના જીવનમાં ઓતપ્રોત કરવાં જોઇએ આ વિના કાલ ન ગમે તેટલાં મનુષ્યો બ્રહ્મચર્યની મોટી મોટી વાર્તાઓ કરે પણ તેનો કઇ જ અર્થ નથી

એક દૃષ્ટાંત આપીને આ વાતને આપણે જરા વધારે સ્પષ્ટ કરીશુ એક મનુષ્ય માંદો છે તેને આ ખાઉં કે તે ખાઉં એમ થયા કરે છે હવે તેની પાસે જો ગમે તેવા ખાવાના પદાર્થો કે જે તે ખાય તો તેનો મંદવાડ વધે તેમ છે પડયા હોય તો તે માણસનો પોતાના મન અને ઇન્દ્રિયોઉપર જરા પણ કાબુ ન હોવાથી ખાઇ લેવાનો અને તે વધારે માંદો પડવાનો તેથી પ્રથમ તો તેની પાસેથી જે પદાર્થો ખાવાથી તેને હાનિ થાય તેમ છે, તથા જે પદાર્થોને જોઇને તેની વૃત્તિ લોલુપતાવાળી થાય તેમ છે તેવા પદાર્થોને તેની પાસેથી ખસેડવા જોઇએ દૂર કરવા જોઇએ અને તેટલેથી પણ આપણુ કાર્ય પૂર્ણ થતુ નથી, પણ તેની પાસે એવા બીજા પદાર્થો મૂકવા જોઇએ કે તે ખાય તો તેને લાભ જ થાય અને તદુપરાંત તેને ઔષધ વગેરે પણ આપવુ જોઇએ કે જેથી તેનો અંતરનો રોગ દૂર થાય અને તેને આરોગ્યની પ્રાપ્તિ થાય

આની જ આ માંદા માણસ જેવી જ આપણી પ્રજાની સ્થિતિ છે તેથી આપણી પ્રજાના ઉદ્ધારના ઉપાયો બહુ જ સંભાળથી કરવા જેવા છે અને આ સંબંધમાં પૂર્ણ સંભાળ લેવામાં આવતી નથી તો પ્રજાનો ઉલટો નિપાત અને અધોગતિ જ થાય છે

આજે સઉ કોઇ જેને ફાવે તે પ્રજાના ઉદ્ધારની વાતો કરી રહ્યા છે અને તે પરોપકારાર્થે યથાશક્તિ પ્રયાસ પણ કરે છે પરંતુ તેમનો આશય કદાચ ભલે સારો હશે, પણ તે વસ્તુસ્થિતિ સમજતા ન હોવાથી અથવા તેને સમજવાના અનધિકારી હોવાથી તે પ્રજાનું કલ્યાણને બદલે ઉલટું અકલ્યાણ જ સાધે છે અને આવા દેશના કે પ્રજાના કલ્યાણને નામે પ્રવૃત્તિ કરતા પુરુષોથી પ્રજાને વસ્તુત લાભ છે કે હાનિ છે તે પ્રજાસમૂહ જોઇ શક્તો નથી તે તો બિચારો એમ જ માને છે કે અમુક મનુષ્ય વા મનુષ્યો પરોપકારી છે તેમને કંઈ જ સ્વાર્થ નથી અને તે પ્રજાના કલ્યાણમાટે જ બિચારા પ્રયત્ન કરે છે આવા મનુષ્યોનો સ્વાર્થત્યાગ અને પ્રયત્ન અવશ્ય પ્રશસ્ય છે તેની ના નથી પરંતુ તે બિચારા અલ્પજ્ઞ હોવાથી પ્રજાની સ્થિતિ સંપૂર્ણ અર્થમાં ન સમજતા હોવાથી પ્રજાના કલ્યાણને નામે પણ તેનું ઘણું અકલ્યાણ કરે છે આવા મનુષ્યો બહારથી રમણીય જણાતા છતા તે ખરી રીતે મણિભરિત સર્પના જેવા ભયંકર જ હોય છે અને પ્રજાના જીવનો ભારે હાનિ કરનાર હોય છે પરંતુ આજે એવો વાયુ વાય છે કે આવા મનુષ્યોના સંબંધમા સત્ય વાર્તા જણાવનાર મૂર્ખ ગણાય છે પરંતુ આ પ્રસંગ કંઇ આ સંબંધમા વિસ્તારથી ચર્ચા કરવા જેવો નથી જેથી આપણે તેને છોડી દઇએ છીએ પરંતુ આ સંબંધમાં વિગતવાર ચર્ચા આપણે સંસારસુધારો એ વિષયમાં કરીશુ

જે મનુષ્ય બલ સંપાદન કરે છે તેને આ જગત્મા કંઇ જ વસ્તુ અપ્રાપ્ય નથી તેને આ વિશ્વના ગમે તે ભાગમાં રહેલી કોઇપણ વસ્તુ મેળવવી સુલભ છે તેને કોઇપણ સિદ્ધિ મેળવવી સહજ છે તેને પોતાનું કે પરનું કોઇપણ દુઃખ દૂર કરવુ સહજ છે તેને ઇશ્વરનો સાક્ષાત્કાર કરવો પણ કઠિન નથી અને તેને મોક્ષ મેળવવો, કે બ્રહ્મપદને પ્રાપ્ત કરવુ તે પણ કઠિન નથી સામર્થ્યથી આ જગત્મા સર્વ પ્રાપ્ત થઇ શકે છે જે દીન દશામાં રહે છે, અને જે સામર્થ્યરહિત હોય છે તેથી જ તે તેમાં પડી રહે છે જેનામાં સામર્થ્ય છે તેને દીન

# श्री शंकराचार्यनो सिद्धांत अने ते संबंधी आपणुं कर्तव्य



मंगलम्

शंकरं शंकराचार्यं केशवं बादरायणम्
सूत्रभाष्यकृतौ वन्दे भगवन्तौ पुनः पुनः
शास्त्रं शारीरमीमांसा देवस्तु परमेश्वरः
आचार्याः शंकराचार्याः सन्तु मे जन्मजन्मनि

× × × × ×

यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत
अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम्

× × × × ×

એ સ્મૃતિવચનની યથાર્થતામાટે કોઈક જ સંદેહયુક્ત હશે. ધર્મગ્લાનિનો ભય કર આ કાળ કલ્પોમાં અનેકવાર આવી જાય છે અને તે તે પ્રસંગે ઈશ્વર ધર્મનું રક્ષણ નાના પ્રકારે કરે છે. એમ એક વખત એવો હતો કે તે વખતે બુદ્ધિવાદ પ્રબળ થઈ ગયો હતો અને બુદ્ધિબળથી કેટલાક લોકો વેદના અર્થ સ્વેચ્છપણે કરવા લાગ્યા. કેટલાક તેને પોતાનાં ઐહિક સુખો પ્રાપ્ત કરવામાં જ ઉપયોગી ગણવા લાગ્યા. કેટલાક વેદમંત્રોના અર્થનો વિપર્યાસ કરીને અનાચાર પ્રવર્તાવવા લાગ્યા, અને આમ વેદ ભગવાનની દુર્દશા જોઈને કેટલાક તેનાથી બહિર્મુખ થઈ ગયા કે વેદબહિષ્કારના મતની ઉત્પત્તિ તે કાળે થઈ આવી અને સનાતન વેદધર્મ લુપ્તપ્રાય થઈ ગયો. આ સ્થિતિમાં શ્રી શંકર ભગવાને મનુષ્યદેહ ધારણ કરી યથાર્થ વેદધર્મનું રક્ષણ કર્યું છે એ વાત સુપ્રસિદ્ધ છે. આજ જે શારીર ભાષ્યને મોટા મોટા પંડિતો પ્રસન્નગંભીર એ વિશેષણથી વખાણે છે તથા જેનો લેખ જોઈને ચકિત થયેલા વાચસ્પતિ મિશ્ર જેવા પંડિત તેમને સાષ્ટાંગ પ્રણામ કરે છે તે ભાષ્ય તેમણે સોળ વર્ષની ઉમ્મર પૂરી થતા પહેલાં લખ્યું હતું. બત્રીસ વર્ષનું વય થતાં સુધીમાં તેમણે જુદા જુદા નવા ગ્રંથો લખી તથા સેતુથી હિમાલયપર્યંત દિગ્વિજય કરીને તેમ જ ભારતવર્ષની ચાર દિશામાં ચાર મઠનું સ્થાપન કરીને વર્ણાશ્રમ ધર્મને સુદૃઢ કર્યો. આ કાર્ય શું અલૌકિક નથી? અસ્તુ. તેમના જેવી ઈશ્વરમૂર્તિપ્રતિ આપણે સનાતન ધર્માવલંબીઓએ કૃતજ્ઞતા શું વ્યક્ત ન કરવી જોઈએ?

હા, પણ તે શી રીતે? તેમનો જયંત્યુત્સવ સારી રીતે કરીને? જયંતીપ્રસંગે શું કરવું તે કાંઈ મારા જેવાએ શીખવવા જેવું નથી પણ હા આ પ્રસંગે મારે અહીં કહેવું એ તો ખરેખર વિચારણીય થઈ પડ્યું છે. આ પ્રાચીન નગરના સભ્યોની સભા ક્યાં અને હું અનભિજ્ઞ ક્યાં? તો પણ મને એમ સૂઝી આવે છે કે જેથી શ્રી શંકર ભગવાન પ્રસન્ન થાય અને આપણું હિત થાય તેવું કાંઈક બોલવું. જયંતીપ્રસંગે તો જેની જયંતી હોય તેના

ગુણાનુવાદ ગાવા એજ મુખ્ય છે' અને શ્રી શંકરના ગુણાનુવાદ એટલા છે કે તે ગાવા બેસતાં ખૂટે એમ નથી તેમણે સનાતન વેદ ધર્મનો ઉદ્ધાર કરીને માનવ જાતિઉપર એટલા ઉપકાર કર્યા છે તથા તેમનુ પરમ હિત જે મોક્ષ, તત્પ્રાપ્ત્યર્થ એટલા પ્રયાસ કર્યા છે કે તે ગણાવવાને નિદાન હુ તો સમય નથી જ ખરેખર તેમનું ગુણકીર્તન અને તેમના ગ્રંથોનું વ્યાખ્યાન એ જ આજનુ કર્તવ્ય હોવુ જોઇએ આ બેમાંથી એક પણ આજ ને આજ પૂરૂં થાય એમ નથી એટલુ જ નહિ પણ તેમના તે તે ગ્રંથોનુ યથાવત્ વ્યાખ્યાન કરવાની હુ શક્તિ ધરાવુ છુ એમ કહુ તો મારા જેવો મિથ્યાભાષી બીજો દુનિયામાં નથી એમ પણ મારે તે સાથે જ સ્પષ્ટપણે કહેવુ જોઇએ હુ જે માત્ર કહી શકુ તે એટલુ જ કે ' शंकर शंकराचार्य केशव बादरायणम शंकराचार्यरૂપે અવતરેલા શ્રી શંકરને અને બાદરાયણરૂપે અવતરેલા શ્રી વિષ્ણુ ભગવાનને હુ પ્રણામ કરૂ છુ– શ્રી સત્યનારાયણરૂપે અવતરેલા શ્રી વિષ્ણુ ભગવાને જ બ્રહ્મસૂત્ર લખ્યાં છે અને શ્રી શંકરરૂપે અવતરેલા શ્રી શંકરાચાર્યે જ તેના ઉપર ભાષ્ય રચ્યું છે સૂત્રનો મહિમા એટલો છે કે તેને યથાર્થ રૂપમાં સમજાવવાને પણ ઇશ્વરને જ અવતાર ધારણ કરવો પડે ! અને ખરે જ એ સૂત્ર એવાં જ છે માટે ભાગે પ્રવૃત્તિકારોએ અને વાર્તિકકારે એ સૂત્રોનુ નિરૂપણ કરવાને શ્રી ભાષ્યકાર ઉપર જ આધાર રાખેલો જોવામાં આવે છે હરિહર બંનેએ મળીને બ્રહ્મવિદ્યાનુ ખરૂ સ્વરૂપ આપણને સમજાવ્યુ છે અને તેમ કરીને આ સંસારદાવાગ્નિમાંથીબળતા આપણને ઉગાર્યા છે આ કળિકાળ રૂપી ગ્રીષ્મઋતુના તાપના ઝપાટાથી સળગી ઉઠેલા આપણા માનસ શરીરને શીતળ કર્યુ છે આપણને અભ્યુદય અને મોક્ષનાં યથાર્થ લક્ષણો સમજાવીને મોક્ષ રૂપી અમૃતના સ્વરૂપતરફ વાળ્યા છે શ્રેયસને પ્રેયસમાંથી આપણું ખરૂ હિત શુ છે તે આપણને જણાવ્યુ છે વર્ણાશ્રમ રીતિમોક્ષને માટે કેટલી બધી આવશ્યકતા છે તે તેમણે આપણી દૃષ્ટિપાસે સ્પષ્ટ કર્યુ છે વેદના પૂર્વાર્ધવડે પ્રતિપાદન કરેલી અથાતો ધર્મજિજ્ઞાસા ' પ્રેયસ આપનારી છે અને કદાચ અભ્યુદય સાધનારી છે ત્યારે તેના ઉત્તરાર્ધ વડે પ્રતિપાદન કરેલી अथातोब्रह्मजिज्ञासा આત્યંતિક મોક્ષ સાધનારી છે, એ વાત આપણને ગળાવવામાં મૂકીને તે ભગવાને તોળી બતાવી છે ! શા તેમના ઉપકાર ! અને માટે જ એ ઉપકાર કરનાર જગતના પિતાવિના બીજો કોણ હોય ? पितासि लोकस्य चराचरस्य '' કોણ ? હરિ અને હર પણ તે દિવ્ય શરીરધારી કહો કે સર્વ વ્યાપક કહો આપણને પ્રત્યક્ષ શી રીતે થઇ શકે ? મહાવિદ્યા કહે છે કે ' न ते रूप न चाकारो नायुधानि चास्पदम् । तथापि पुरुषाकारो भक्तानां त्वं प्रकाशसे " આપણી ઉપર તેમની કેટલી બધી કૃપા કે આપણા હિત માટે હરિ બાદરાયણ થયા અને હર ભાષ્યકાર થયા અને માટે તો હુ આ લેખના પ્રારંભમાં તેમને પ્રણામ કરૂ છુ કે " शंकर शंकराचार्य केशव बादरायणम् सूत्रभाष्यकृतौ वंदे भगवंतौ पुनः पुनः




पुस्तक १९ ] सवत् १९७७ माघ कृष्ण० १४ [ अक ४ ]

॥ ॐ श्री ॥

# प्रभुइच्छा ज बळवान् छे



પદ રાગ ધનાશ્રી

તારૂ ધાર્યુ થાય, વિશ્વે તારૂ ધાર્યું થાય
પ્રયત્ન કરતા છતા નિષ્ફળતા વારવાર પમા। -
મિથ્યા અહં ધરી આ જગમા જન, અનીતથી નિત્યે ધાય -
ઈપ્સિત અર્થની સિદ્ધિ મળે ના, જો ન મળે તુજ સાહાય્ય -
સફળ થતાં કંઈ ગર્વ ધરીને મનથી જીવ ફુલાય,-
મારા બળથી સિદ્ધિ મળી લહી, મનમા તે મલકાય,-
પણ તારી સત્તાવિણુ કાંઇ, જીવોથી ન કરાય -
સિદ્ધિ સકલ પાછળ તુજ બળ રહે, જાણે ન અજ્ઞ જરાય,-
સહુથી બળવતી છે આ જગમા, જગપતિ! તુજ ઇચ્છાય,-
અદ્ભુત તુજ લીલા જાણે તે ગુણ તારા નિત્ય ગાય,-
તુજમા નૃસિંહ પ્રભુ! હે મુરતે, એક અચલ શ્રદ્ધાય,-

# शतवार नमस्कार.



કહી છે, બાલક વીર મહાન,
કરે જે ભારતનુ કલ્યાણ;
પ્રજાના સાચા પાલક હો,
દેશમા એવા બાળક હો,
સહસ્રાર્જુનનો કરી સંહાર,
ઉતાર્યો માતૃભૂમિનો ભાર,
ધન્ય છે પરશુરામ અવતાર
તેમને નમસ્કાર શતવાર —
સજ્યો'તો રાજતિલકનો સાજ,
પધાર્યા વનમા શ્રી રઘુરાજ
રાખી'તી રઘુવંશની ટેક,
જગમા રહ્યો ન નિશિચર એક,
દુષ્ટ રાવણનો કરી સંહાર,
ઉતાર્યો માતૃભૂમિનો ભાર,
કૃષ્ણનુ ભુવનમોહક તાન,
બનાવ્યા અજ્ઞાને સજ્ઞાન,
સુણી પાર્થે ગીતાસંદેશ,
કચાશ ન રાખી રણમાં લેશ,
દુષ્ટ કૌરવનો કરી સંહાર,
ઉતાર્યો માતૃભૂમિનો ભાર,
ધન્ય તે કૃષ્ણચંદ્ર અવતાર,
તેમને નમસ્કાર શતવાર —



× હીંદીઉપરથી.

# श्री शंकराचार्यनो सिद्धांत अने ते संबंधी आपणु कर्तव्य

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૯૬ થી ચાલુ )

શ્રી શંકરાચાર્ય એ મહાદેવનો જ અવતાર છે એમ જે મેં તેમના મહત્કાર્ય ઉપરથી દિગ્દર્શન કરાવ્યું છે તેને પ્રમાણોવડે સુદૃઢ કરવાની અપેક્ષા છે ? જો તેમ હોય તો શ્રીમાધવાચાર્યકૃત શંકરદિગ્વિજયાદિ ગ્રંથો જોઈ લેવાની હું ભલામણ કરું છું તે શિવાય જિનવિજય નામે ગ્રંથમાં લખ્યું છે કે —

' विश्वजिच्च पितायस्य विख्यातश्च चिदंबरे
तस्य भार्याविका देवी शंकरं लोकशंकरं ।
प्रसूता सर्वलोकस्य तारणाय जगद्गुरुम् । '

બીજે એક સ્થળે ( આનંદકૃત ગુરુસ્તોત્રમાં ) લખ્યું છે કે —

शंकरं शंकरं साक्षाद्व्यासो नारायणं स्वयम् ।
अत्र प्रमाणं सांगानि छंदांस्येव न संशय ।

અથવા બહુ શા માટે? ભવિષ્યોત્તર પુરાણ તેમ બીજા પણ પુરાણોએ એનો સ્પષ્ટ ઉલ્લેખ કરેલો છે ખરું જોતાં આવા ઉતારા ઘણા આપવાનું પ્રયોજન નથી કેમકે જેઓ અશ્રદ્ધાવંત છે તેઓને તો એવાં પ્રમાણો કામનાં નથી અને જેઓ શ્રદ્ધાવંત છે તેઓ તો પ્રથમથી જ શિષ્ટ પરંપરાદ્વારા આ ઉક્તિને માનનારા છે

શ્રી શંકરાચાર્યનું આટલું ગુણકીર્તન અવકાશના પ્રમાણમાં ઓછું નથી, એમ માનીને હવે તેમના ગ્રંથોના સંબંધમાં કાંઈક કહેવું પ્રાપ્ત થાય છે પણ તેમના ગ્રંથો એ શાસ્ત્રી ક્રમમાં સાથી છેલ્લા છે ન્યાય, વૈશેષિક સાંખ્ય પાતંજલ અને પૂર્વોત્તર મીમાંસા આ ૭ દર્શનોમાંથી ઉત્તરમીમાંસા કે વેદાંતને અનુલક્ષીને તેમના તમામ લેખ લખાયલા છે શંકરાચાર્યે લખેલા ગ્રંથોમાંથી જાણવામાં આવેલા તેટલા ગ્રંથોની એક યાદી શંકરદિગ્વિજય ભાષાન્તર પ્રકટ કરનારાએ કરી છે તેમાં ૧૧૯ ગ્રંથોના નામ આપેલાં છે એ ગ્રંથો સમજવાને તેની પૂર્વે ભણાવ્યા તે શાસ્ત્રો અને સાંગવેદાધ્યયન ઉપકારક છે કેવળ સામાન્ય સંસ્કૃત ભાષાના જ્ઞાનથી વેદાદિક અથવા શાસ્ત્રીય ગ્રંથોનું જ્ઞાન થઈ શકતું નથી કોઈવખત તો પુરાણવાક્યનો અર્થ સમજવા માટે પણ સંસ્કૃત ભાષાના સારા જ્ઞાનની જરૂર પડે છે આપ સર્વને લગાર રમુજ થવાને એકાદ બે દૃષ્ટાંત આપું છું

થોડાક વર્ષ પર અમારા ગુજરાતી અગ્રેજી ભાષાઓમા સસ્કૃત માર્ગોપદેશિકાનુ અધ્યયન કરી, તે પછી ક્રમાગત નચતર ભર્તૃહરિશતક, શાકુતલાદિ નાટક, કાદબરી અને પછી વળી વીરમિત્રો યાદિ ધર્મશાસ્ત્ર, ઋગ્વેદના કેટલાક અષ્ટક, બ્રહ્મસૂત્રનુ તર્કપાદ ઇત્યાદિ ઉત્તમ પ્રકારે અધ્યયન કરીને એક અમારા મિત્ર પદવીધર થયા હતા તેમનુ કહેવુ એમ હતુ કે જુની શિક્ષણરીતિમાં વ્યાકરણ પાછળ ઘણો વખત ગાળવામાં આવે છે તે નિરર્થક છે માત્ર શબ્દોના ને ધાતુના રૂપ યથાકથચિત્ જાણી લઇને ભાષા જ શીખવાની અગત્ય છે, અને તે શીખ્યા પછી અભ્યાસમનાત્ ગમે તે ગ્રથ સમજી શકાય છે આ તેમનુ કહેવુ ખોટુ હતુ કે ખરૂ તેનો ઉહાપોહ અહીં મને જરૂરનો લાગતો નથી પણ એક વખત એક વિદ્વાન્‌સાથે તેમને થોડીક વાતચીત થઇ તે માત્ર કહી દેવાની મને ઇચ્છા થઇ આવે છે હવે તે કહી જ દેઉ છુ

કેટલીક બીજી ત્રીજી વાત થયા પછી વિદ્વાને તેમને પૂછ્યુ કે— ‘ભલા વેદના આ વાક્યનો અર્થ કરો જોઇએ ? पुनन्तु ब्रह्मणस्पति એમાં શુ ? ब्रह्मणस्पति–બ્રહ્મા પવિત્ર કરો ’

પણ पुनन्तु ક્રિયાપદ તો બહુવચનમા છે અને તેનો કર્તા ब्रह्मणस्पति, તો એક વચનમાં દેખાય છે!

‘ હા એ વાધો ખરો માટે ખરૂ શુ ? ”

‘ ખરૂ એ છે કે ब्रह्मणस्पतिः એનો અર્થ ब्रह्मणस्पतिम् ’ કરવાનો છે એટલે એકદર અર્થ એવો થશે કે भो पूजका ब्रह्मणस्पति ( ब्रह्मणस्पतिम् ) पुनन्तु ( प्रक्षालयन्तु ) હે પૂજકો નહાવુ પ્રક્ષાલન કરો ’

એવો પ્રયોગ વેદમા થતો હશે કેમકે વેદની ભાષા જૂની છે અને તેમાં એવા પ્રયોગ ઘણા જોવામા આવે છે શાસ્ત્રાદિ ગ્રથોમાં એવુ કાંઇ છે ?

‘ હા, ‘ दध्नाजुहोति ( દહી વડે હોમે છે ) એ વાક્યમાં દહીવડે શુ હોમે છે, એવી આકાક્ષા ઉત્પન્ન થયે તેનુ સમાધાન થતુ નથી, પણ दध्ना એ ત્રીજી વિભક્તિનો અર્થ દ્વિતીયા કરીએ તો दधिजुहोति ( દહી હોમે છે એમ થવાથી આકાક્ષા રહેતી નથી શ્રીમદ્ ભાગવતમા नदाल्य सचलयो व्रजतीर्विरजु ભેટસામગ્રી લેઇને નદને ઘેર જતી ગોપીઓ શોભના લાગી ) એમાં व्रजतीः એ દ્વિતીયાનુ બહુવચન છે એમ છતાં અહીં પ્રથમાનુ બહુવચન માનવુ પડે છે

આ વાત શાથી સમજાય ?

‘ વ્યાકરણ શાસ્ત્ર ભણવાથી “ छन्दसि स्यादि, सजन ’ એવુ અકરણનુ સૂત્ર છે અને એ સૂત્ર સમજ્યા પછી ઉપર કહેલા ઉદાહરણોમાં એવા અર્થ શા માટે કરવામાં આવે છે તે વિષે સશય રહેતો નથી

તાત્પર્ય એ છે કે વેદશાસ્ત્રના અર્થ સમજવાને વ્યાકરણશાસ્ત્ર એક બળવાન્ સાધન છે અને એ વાત એટલી સ્પષ્ટ છે કે તે માટે વિશેષ નિયમની જરૂર નથી તો પણ

સારસ્વતપ્રક્રિયા વગેરે વ્યાકરણના સામાન્ય અભ્યાસ કરતાં એમાં કાંઈક વ્યાકરણના વિશેષ અભ્યાસની જરૂર છે, એમ ઉપરના ઉતારાથી સમજાશે.

અસ્તુ. શ્રી શંકરાચાર્યના ગ્રંથોમાં પ્રસ્થાનત્રય ઉપર ભાષ્ય મુખ્ય છે અને તે સમજવાને પૂર્વમીમાંસાનું અધ્યયન આવશ્યક છે. પૂર્વમીમાંસાનાં સૂત્રો શ્રી જૈમિનિ આચાર્યે રચેલાં છે અને તે ઉપર શબર સ્વામીનું ભાષ્ય છે. ધર્મનું યથાર્થ સ્વરૂપ સમજવાને આ શાસ્ત્ર ઉપયોગી છે, એટલું જ નહિ પણ વાક્યાર્થ નિર્ણય કેમ કરવો તેની પરીક્ષા માટે તથા ખરો શાસ્ત્રાર્થ શી રીતે કરવો તે માટે પણ આ શાસ્ત્ર અત્યંત ઉપયોગી છે. આ અંશમાં જ એ શાસ્ત્ર વ્યવહારમાં પણ ઘણું ઉપકારક થાય એમ લાગે છે. તે વેદને સ્વતઃ પ્રમાણ નિત્ય માને છે, એ તો આપ પણ સનાતન ધર્મના સંસ્કારવાળા હોવાથી માન્ય રાખશો. એ શાસ્ત્રનો સિદ્ધાંત ટુંકામાં આ પ્રમાણે છે—વેદોક્ત કર્મ વિધિપૂર્વક કરવાથી તેના મન ઉપર જે સંસ્કાર પડે છે તેને અપૂર્વ કે અદૃષ્ટ કહે છે. આ અપૂર્વ કરેલાં કર્મનું ફળ સ્વર્ગાદિ લોકમાં આપે છે. મંત્ર એજ દેવતાઓ છે, તે શિવાય કોઈ શરીરધારી દેવતાએ નથી. અતીંદ્રિય સુખનો અભાવ છે. સઘળા વેદનું તાત્પર્ય ક્રિયાકાંડ કહેવામાં જ છે. સંસાર અનાદિ છે. સ્વર્ગસુખપ્રાપ્તિ એ જ મોક્ષ છે. સ્થૂલ શરીરથી આત્મા ભિન્ન છે અને નિત્ય છે. આ સિદ્ધાંતમાં કેટલીક વાતો એવી છે કે જે જૈમિનિના ગુરુ વ્યાસને યથાર્થ લાગી નહિ. જેથી તેમણે બ્રહ્મસૂત્ર રચીને વેદનો સિદ્ધાંત એમ પ્રતિપાદન કર્યો છે કે જૈમિનિએ જે ધર્મનું પ્રતિપાદન કર્યું છે અને ધર્મશાસ્ત્રોએ જેનું ઉપબૃંહણ કર્યું છે, તે ધર્મને નિષ્કામ બુદ્ધિથી આચરવાવડે અંતઃકરણની શુદ્ધિ થાય છે. એવી રીતે શુદ્ધ થયેલા અંતઃકરણમાં આત્મચેતન અને બ્રહ્મચેતનની એકતાનો અનુભવ થાય છે. એનું નામ કૈવલ્યમુક્તિ. શ્રી શંકરાચાર્યે આ સિદ્ધાંત પ્રસ્થાનત્રયી ઉપર ભાષ્યો લખીને તથા બીજા અનેક પ્રકરણ ગ્રંથો લખીને સ્પષ્ટ તથા દૃઢ કર્યો છે.

કોઈને એમ થશે કે મીમાંસાના સિદ્ધાંતથી શ્રી શંકરાચાર્યનો સિદ્ધાંત ભિન્ન છે, તે એમાં સાચો કયો અને તે શી રીતે સમજાય? આ પ્રશ્નનો ખુલાસો લગાર વિસ્તારથી સમજાવવા જેવો છે. અને તે કહેતા પહેલાં એટલું પણ કહી દેવું જોઈએ કે, એકલા મીમાંસાશાસ્ત્રનો સિદ્ધાંત જ જુદો પડતો નથી પણ સાંખ્ય, પાતંજલ, ન્યાય, વૈશેષિક વગેરેના સિદ્ધાંતો પણ ભિન્ન ભિન્ન છે. આપણા પૂર્વાચાર્યો એમ માનતા હોવા જોઈએ કે જીવિતનું પરમ સાધ્ય અભ્યુદય અને નિઃશ્રેયસ હોવું જોઈએ અને કોઈપણ શાસ્ત્રનો સિદ્ધાંત તેને લગતો ન હોય તો તે શાસ્ત્રમાં પ્રવૃત્તિ કોઈની થાય નહિ. એટલા માટે વૈયાકરણો શબ્દ બ્રહ્મ કહીને શબ્દશાસ્ત્રના અધ્યયનથી જ કૃતાર્થ થવાનું કહે છે, જ્યારે શબ્દોનું જ્ઞાન એ તેનો મુખ્ય વિષય છે. એ જ પ્રમાણે ન્યાય અને વૈશેષિક પદાર્થજ્ઞાનથી જ મોક્ષ થવાનું સમજાવે છે, જ્યારે તેનો ખરો પ્રતિપાદ્ય વિષય પ્રમાણો સમજાવવાનો છે. એ જ પ્રમાણે પતંજલિ સમાધિદ્વારા કૈવલ્યપ્રાપ્તિ કહે છે પરંતુ ચિત્તની એકાગ્રતા શી રીતે સાધવી એ તેનો મુખ્ય વિષય છે. સાંખ્ય પણ પ્રકૃતિના બંધનમાંથી જીવનું છુટા થવું એ મોક્ષનું સ્વરૂપ કહે છે, પણ તત્ત્વોનું પરિસંખ્યાન એ તેમાં મુખ્ય પ્રતિપાદ્ય વિષય છે. આ પ્રમાણે જુદાં જુદાં દર્શનો જુદા જુદા સિદ્ધાંત કરે છે. કેમ કે જે જે વિષયનું તેમને પ્રતિપાદન કરવું છે અને

એમ પ્રતિપાદન કરીને જે વિષય સમજાવવો છે તેનો ઉપસંહાર આમ ભિન્ન ભિન્ન કર્યા સિવાય ચાલે નહિ તેમ જ તે વિષયની પ્રક્રિયા પણ તેવી જ રચવી પડે એક ટુંકા દૃષ્ટાંતથી આ વાત વધારે ચોખ્ખી થશે જેઓ જગતને મિથ્યા માને છે તેઓ પણ જગત્ સત્ય હોય એમ અભ્યુપગમ કરીને જ શાસ્ત્ર રચના કરે છે નહિ તો ન ૨ ન ત્વ નાય લોક ' ત્યા કોઇ પણ કથન કે શ્રવણ શાનુ હોય ? એને જ આપણે અધ્યારોપાપવાદ રીતી કહીએ છીએ એ જ રીતે ભિન્ન ભિન્ન શાસ્ત્રોના સિદ્ધાંત ગમે તે હોય તથાપિ ખરો સિદ્ધાંત સમજવાને શાસ્ત્ર ઉપકારક હોય તો પછી તેમનો તેટલો ભાગ ના માટે ન ગ્રહણ કરવો ? વૈયાકરણ શબ્દને બ્રહ્મ ભલે માને તેની સાથે આપણે કામ નથી, પણ તેની પ્રક્રિયાઓનુ પઠન કર્યાવિના સસ્કૃત ભાષા આવડી શકે નહિ માટે તે અશમાં એ શાસ્ત્ર પરમ ઉપકારક છે એ જ રીતે વૈશેષિક આત્માને ભલે જડ કહે તથાપિ અનુમાનાદિ પ્રમાણોવડે વિષયની પરીક્ષા કરવાનુ આપણને તે જેવુ શીખવે છે તેવુ બીજુ કોઇ શીખવતુ નથી માટે તેટલા અશમા તે શાસ્ત્ર ગ્રાહ્ય છે મીમાંસાશાસ્ત્રનો સિદ્ધાંત ગમે તે હોય તથાપિ વેદવાક્યોના અર્થ કરવામા જે અનેક ન્યાયોની જરૂર પડે છે તેના લગભગ એ હજાર ન્યાય એ શાસ્ત્રે આપણા આગળ મૂકી દીધા છે જેના આધારે વેદમતાનુ રહસ્ય અપણે સમજી શકીએ છીએ પાતંજલ શાસ્ત્ર યોગની કળા માણસને સમજાવે છે જેના આધારે મનઉપર આપણે કાબુ મેળવી શકીએ છીએ

અર્થાત્ પ્રત્યેક શાસ્ત્રનો સિદ્ધાંત સિદ્ધ કરવામા ઉપયોગ છે અને એ ઉપયોગમાટે જ તે તે શાસ્ત્રોની રચના થઇ હોય એમ દીસે છે એ જ પ્રમાણે વેદમાં કહેલાં બ્રહ્મનાં પ્રતિપાદક વાક્યોનો સમન્વય બ્રહ્મસૂત્રોમા કરી બતાવ્યો છે આપણને સામાન્ય બુદ્ધિથી પણ એ તો સમજાય એવુ છે કે જીવની દુ ખથી મુક્તિ થાય અને પરમાનંદની પ્રાપ્તિ થાય એ જ વિષયનુ પ્રતિપાદન કરનાર શાસ્ત્ર મુખ્ય અને એ વિષયનુ પ્રતિપાદન કરવામાં ઉપકારક ન્યાય વ્યાકરણ મીમાંસા એ શાસ્ત્રો ગૌણ હોવાં જોઇએ અને તેથી જ ન્યાય વગેરે શાસ્ત્રોના સિદ્ધાંત પણ ગૌણ અને વેદાંતશાસ્ત્રપ્રતિપાદિત સિદ્ધાંત મુખ્ય હોવો જોઇએ આ મુખ્ય સિદ્ધાંત તે એ જ કે જે ઉપનિષદોમાં પ્રતિપાદન કરેલો છે ઉપનિષદોમાં ઉપાસના અને જ્ઞાન એ વિષયો મુખ્ય છે જુદાં જુદાં અનેક ઉપનિષદોમાં ઉપાસનાઓ ભિન્ન ભિન્ન પ્રકારની કહી છે માટે તે સઘળાની એકવાક્યતા કરવાનુ કામ બ્રહ્મસૂત્રો એ કરેલુ છે તે સિવાય વેદાંતસિદ્ધાંતને ધક્કો મળતો આવે એવો સાંખ્યનો સિદ્ધાંત હોવા છતાં કેટલીક બાબતો તેમા ભિન્ન રીતે સમજાવેલી હોવાથી તે અશમા તેનુ ખંડન બ્રહ્મસૂત્રોમાં કરેલુ જોવામાં આવે છે બીજા કેટલાક તર્કપ્રધાન મતોનુ પણ બ્રહ્મસૂત્રમાં ખંડન કરેલુ છે આ બ્રહ્મસૂત્ર પણ ચોધારા ખડ્ગ જેવાં હોવાથી ઉપનિષદ્સાથે તેની એકવાક્યતા થાય એવુ ભાષ્ય શ્રી શંકર રચ્યુ છે શ્રી શંકરાચાર્યની પછી બીજા પણ આઠ ભાષ્ય બ્રહ્મસૂત્રઉપર થયાનુ સાંભળ્યુ છે તેમાં શ્રી ભાસ્કર અણુ ભાષ્ય અને પૂર્ણપ્રજ્ઞનુ ભાષ્ય એ તો પ્રસિદ્ધ છે આ ભાષ્યકારો પોતપોતાના સંપ્રદાયપ્રમાણે બ્રહ્મસૂત્રોનો અર્થ કરવાના હેતુથી શ્રી શંકરાચાર્યથી ક્વચિત્ ભિન્ન ભિન્ન અર્થ પણ કરે છે એમ છતાં ઉપનિષદ્પ્રતિપાદ્ય જે અદ્વૈત સિદ્ધાંત તેને તો માત્ર શ્રી શંકરાચાર્યજ વળગી રહ્યા છે અને તેથી શ્રીમદ્ ભગવદ્ગીતાનુ ભાષ્ય પણ તેમણે તદનુસાર કર્યુ છે

( અપૂર્ણ )

# जगत्ना मिथ्यात्वसंबंधमां अधिक विचार*

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૭૬ થી )

(૨)


નું સ્વપ્ન અને મોટું સ્વપ્ન, ખરૂં સ્વપ્ન અને ખોટું સ્વપ્ન—એ વિષયમાં આપણે એ વિચારી ગયા તથા એ વાર્તા નિશ્ચિત કરી ગયા, કે આ સંસાર એક સ્વપ્ન છે, મિથ્યા છે, અને તેથી તેના સુખ દુઃખ પણ મિથ્યા છે અને આ પ્રમાણે આ મિથ્યા જગત્‌નાં સુખ દુઃખ મિથ્યા હોવાથી, તે મિથ્યા સુખ પ્રાપ્ત થતાં હર્ષ પામવાનો નથી અને દુઃખ પામતાં શોક કરવાનો નથી. કારણ કે જે મિથ્યા છે, જે અસત્ય છે, જે ખોટું છે તે પ્રાપ્ત થાય તો તેનો હર્ષ શું અને તે જ પ્રમાણે તેવી અસત્ય કોઈ વસ્તુ પ્રાપ્ત ન થાય અથવા પ્રાપ્ત થએલી હોય અને તેનો વિયોગ થાય તો તેમાં શોક પણ શાનો ?

જે રમકડાં ઘડી પછી ભાગી જનાર છે, જેનું કંઈ વસ્તુતઃ મૂલ્ય નથી, જે ક્ષણભંગુર માટીનાં બનેલાં છે તેનાં રમકડાં પ્રાપ્ત થતાં બાળકોને જ હર્ષ થાય છે અને તેમાંથી કોઈ ભાગી તુટી જાય અથવા ખોવાઈ જાય તો તેમાં બાળકોને જ શોક થાય છે. આ પ્રમાણે બાળકોને હર્ષશોક પામતાં જોઈને મોટાં મનુષ્યો આશ્ચર્ય પામે છે, અને બાળકોનું આ પ્રકારનું અજ્ઞાન છે એમ સમજે છે. પરંતુ આ જ પ્રમાણે મોટાં મનુષ્યો પણ પોતાને જ્ઞાનવાન્ અને ડાહ્યા અથવા બુદ્ધિશાળી માનતાં છતાં બાળકોના જેવાં અજ્ઞાન જ છે. તે, પણ આ જગત્‌ના મિથ્યા પદાર્થોની પ્રાપ્તિથી હર્ષ પામે છે અને નથી મળતા અથવા તેમનો વિયોગ થાય છે તો તે શોક પામે છે. આ પ્રમાણે અજ્ઞાન બાળકોની પેઠે આ પ્રાપંચિક પદાર્થોથી હર્ષશોકને વશ થવું એ મિથ્યા છે, અવાસ્તવિક છે તથા અર્થવગરનું છે એ સંબંધમાં આગળના અંકમાં પ્રસિદ્ધ થએલા ઉપર જણાવેલા વિષયમાં આપણે વિસ્તારથી ચર્ચા કરી ગયા છીએ.

પરંતુ આ સંબંધમાં હજી આપણે આધિક જાણવાની જરૂર છે. વસ્તુનો સત્યાસત્ય સંબંધમાં નિર્ણય થવાની ઘણી અગત્ય છે. કારણ કે તેવો નિર્ણય ન કરવામાં આવે અથવા

*આ વિષયને પૂર્વના અંકના 'નાનું સ્વપ્ન અને મોટું સ્વપ્ન,' એ વિષયસાથે સંબંધ છે.

તેવો નિર્ણય ન થાય તો એમ થાય છે કે ભ્રાન્તિથી જે ખોટું છે તેને આપણે ખરૂં માનીએ છીએ અને જે ખરૂં છે તેને ખોટું માનીએ છીએ અને આ પ્રમાણે થવાથી જે ખોટું છે અને જેનો ત્યાગ કરવો જોઇએ તેનો ત્યાગ નહિ કરતાં તેને આપણે પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરીએ છીએ, જેથી પરિણામ એ આવે છે કે આપણે દુઃખી થઇએ છીએ અને આપણો પ્રયત્ન અને પરિશ્રમ વ્યર્થ જાય છે અથવા તો એમ બને છે કે જે સત્ય વા જે ખરૂં છે, અને જે પ્રાપ્ત કરવાથી આપણે સુખી થઇએ છીએ તેને ભ્રાંતિથી અસત્ય અને ખોટું માનીને તેને આપણે પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરતા નથી, અને તેની ઉપેક્ષા કરીએ છીએ, જેથી પણ આપણે સુખને પ્રાપ્ત કરી શકતા નથી અને દુઃખને દૂર કરી શકતા નથી અને આ પ્રમાણે થવાથી આપણને સ્વાભાવિક રીતે જે સુખની ઇચ્છા હોય છે, તે સુખ આપણને મળતું નથી, તથા પ્રાપ્ત દુઃખને આપણે દૂર કરવા ઇચ્છીએ છીએ તે આપણું દુઃખ દૂર થઇ શકતું નથી જેથી આ વિશ્વમાં શું સત્ય છે, શું અસત્ય છે, તેનો નિર્ણય કરવાની જરૂર છે કારણ કે તેવા નિર્ણયઉપર જ આપણા સુખદુઃખનો અને ઉન્નતિનો આધાર રહેલો છે

જે નિશ્ચયોને, કે જે નિર્ણયોને અનુવર્તવાથી અથવા જે નિશ્ચયો અથવા નિર્ણયોને આચારમાં ઉતારવાથી આપણા ઇપ્સિત અર્થ સિદ્ધ થાય તેમ છે, તે નિશ્ચયોના સ્વરૂપને આપણે યથાર્થ રીતે મતિમાં દૃઢ કરવાની જરૂર છે કારણ કે કોઇપણ નિશ્ચયને આચારમાં ઉતારતા પૂર્વે તેનું સ્વરૂપ અંતઃકરણમાં પ્રથમ સુદૃઢ નહિ થયું હોય તો તેને આચારમાં ઉતારવાથી તો પૂર્ણ અંશમાં અર્થસિદ્ધિ થાય છે, અને ઇપ્સિત સુખ પમાય છે એ વાર્તા સત્ય છે, તો પણ તે આચરણીય સિદ્ધાંતનું સ્વરૂપ બરાબર સમજવાથી પણ ઘણી નિર્વૃત્તિ થાય છે

શાસ્ત્ર અને અનુભવી પુરૂષો જ્ઞાનના બે પ્રકાર પાડે છે એક અદૃઢ અને બીજું દૃઢ અથવા એક પરોક્ષાનુભવ જ્ઞાન અને બીજું અપરોક્ષાનુભવ જ્ઞાન તેમાં આ સંસાર મિથ્યા છે તેના સુખદુઃખ પણ મિથ્યા છે અને તેથી તેનાથી હર્ષશોક પામવું એ પણ મિથ્યા જ છે, આ પ્રકારનો મતિમાં યથાર્થ નિર્ણય થવો તે પ્રથમ ભાગ પ્રકારનું જ્ઞાન છે આ પ્રકારનું જ્ઞાન જ્યારે દૃઢ થાય છે જ્યારે તે અપરોક્ષાનુભવ થાય છે ત્યારે તે બીજા પ્રકારનું જ્ઞાન થાય છે જ્યારે પ્રથમ પ્રકારનું જ્ઞાન બીજા પ્રકારનું જ્ઞાન થાય છે ત્યારે જ તે સંપૂર્ણ અંશમાં દુઃખનો જય કરાવે છે અને સુખની પ્રાપ્તિ કરાવે છે એમ છતાં પણ પ્રથમ પ્રકારનું જ્ઞાન પણ ઘણા સુખનું જનક થાય છે, અને તે ઘણા દુઃખને દૂર કરે છે જેમણે આ સંસારના સ્વરૂપને જાણ્યું જ નથી, આ સંસાર જણાય છે તેવો સત્ય છે કે મિથ્યા છે, એવો જેણે નિર્ણય કર્યો નથી તેવા મનુષ્યોને આ જગતમાં પ્રધાનપણે દુઃખ જ પામવાનું હોય છે તે નિરંતર આ સંસારના ક્લેશોથી તપ્ત જ રહેતા હોય છે પરંતુ જેણે આ સંસાર મિથ્યા છે એવો નિર્ણય કર્યો છે તેનાં ઘણાં દુઃખ ઓછાં થઇ જાય છે તેના સંપૂર્ણ દુઃખની નિવૃત્તિ તો ત્યારે જ થાય છે કે જ્યારે તેનું આ પ્રકારનું જ્ઞાન દૃઢ અથવા અપરોક્ષ થાય છે તો પણ અદૃઢ અથવા પરોક્ષ જ્ઞાનથી પણ તેને ઓછો લાભ થતો નથી.

અપરોક્ષ અથવા દૃઢ જ્ઞાન એ શિખર છે કે જ્યાં સ્થિતિ કરનારની દુઃખમાત્રની નિવૃત્તિ અને સુખમાત્રની અથવા સંપૂર્ણ સુખની પ્રાપ્તિ થાય છે આ શિખરે લેઇ જનાર પરોક્ષ અથવા અદૃઢ જ્ઞાન એ પગથીયાં છે પગથીયાં ચઢયાવિના એકદમ કોઇ શિખરે ચઢી શકતું નથી તે પ્રમાણે પ્રથમ આ પરોક્ષ અથવા અદૃઢ જ્ઞાનને મેળવ્યાવિના આ શિખરરૂપ દૃઢ જ્ઞાનને પણ પ્રાપ્ત કરી શકાતું નથી તેથી આ પ્રથમ પ્રકારના જ્ઞાનની પણ ન્યૂન અગત્ય છે એમ નથી, પણ તેની પણ અનિવાર્ય અગત્ય છે શિખરે ચઢવા ઇચ્છનારને માટે તે નિસરણી છે

અજ્ઞાન એ જ દુઃખદાતા છે અને જ્ઞાન એ સુખદાતા છે જે લોકો અજ્ઞાન છે તે નિરંતર દુઃખનો અનુભવ કરે છે, અને જે જ્ઞાનવાન્ છે તે નિરંતર સુખનો અનુભવ કરે છે

પરંતુ આ ઠેકાણે જ્ઞાન એ આજની શાળાઓ અને પાઠશાળાઓમાં અપાતું જ્ઞાન સમજવાનું નથી હાલની શાળાઓ અને પાઠશાળાઓના જ્ઞાનથી મનુષ્યોનું દુઃખ ટળતું હોય અથવા તેમના કલેશ ઓછા થતા હોય તેમ જોવામાં આવતું નથી દુઃખ અને કલેશની નિવૃત્તિ આ લૌકિક જ્ઞાનથી થઇ શકે તેમ નથી જેથી આપણે જ્ઞાન શબ્દ અહીં જે વાપર્યો છે તે આ લૌકિક જ્ઞાનના સંબંધમાં વાપર્યો નથી પરંતુ આ સંસારનાં સ્વરૂપનું જ્ઞાન તેના સંબંધમાં વાપર્યો છે આ જગત્ શું છે તે જણાય છે તેવું સત્ય છે કે મિથ્યા છે તેનો આપણી સાથે કેવા પ્રકારનો સંબંધ છે આ જગતને જગત્‌રૂપે પ્રવર્તાવનાર સત્તા કોઇ છે કે કેમ અને હોય તો તેનું શું સ્વરૂપ છે, આપણે કોણ છીએ, ક્યાંથી આવ્યા છીએ, હવે પછી ક્યાં જનાર છીએ એ વગેરે સંબંધી જ્ઞાન એ જ સાચું જ્ઞાન છે અને તે જ્ઞાન જ મનુષ્યના કલેશને હરનાર છે અને તેને સર્વ સુખ આપનાર છે આ જ્ઞાન વિનાનાં બીજાં જ્ઞાન તે મનુષ્યના કલેશને હરતાં નથી તેને દુઃખથી મુક્તિ આપતાં નથી તથા તેને સંપૂર્ણ સુખને પ્રાપ્ત કરાવતાં નથી

હાલની શાળા અને પાઠશાળાઓમાં અગણ્ય જ્ઞાનમાત્ર મનુષ્ય મેળવે પણ જો તે આ પ્રકારના જ્ઞાનને નથી મેળવતો તો તેનાં દુઃખ ટળતાં નથી પરંતુ તેને બદલે જો મનુષ્ય આપણે ઉપર જણાવ્યા તે પ્રકારના જ્ઞાનને પ્રાપ્ત કરે છે, અને હાલની શાળા અને પાઠશાળાઓમાં મળતા જ્ઞાનથી કદાચ ભલે અજ્ઞાન રહે છે, તો પણ તેના કલેશ સમે છે અને તે સંપૂર્ણ સુખને પ્રાપ્ત કરે છે

જેથી એ નિર્ણય આપણે સહજ કરી શકીએ છીએ કે આ જ્ઞાન જ મનુષ્યે પ્રાપ્તવ્ય છે કારણ કે તે જ તેના દુઃખમાત્રને હરનાર છે તથા તે જ તેને સુખમાત્ર આપનાર છે જેમણે જેમણે આ જ્ઞાન સંપાદન કર્યું છે, તે સર્વ પોતાના દુઃખમાત્રની નિવૃત્તિપૂર્વક સુખની પ્રાપ્તિ કરી શક્યા છે બાકી તે વિનાના અન્ય સર્વ મનુષ્યો આ જગત્‌માં અજ્ઞાનમાં અથડાય છે અને નિરંતર દુઃખને સહન કરે છે અને જન્મમરણરૂપી ઘટમાળમાં વહ્યા કરે છે જ્યાંસુધી મનુષ્ય આ જ્ઞાનને પ્રાપ્ત કરતો નથી ત્યાંસુધી તેનું જન્મમરણ ટળતું નથી, અને તેનાં દુઃખ વિરામતાં નથી તેથી જેમને પોતાનાં દુઃખમાત્ર તથા કલેશમાત્ર

કરવા હોય અને સુખશાંતિ જોઇતી હોય તેમણે આ જ્ઞાનને જ પ્રાપ્ત કરવુ ઘટે છે બીજુ ગમે તે મેળવો પણ આ એક જ્ઞાનવિના તે સર્વ નકામુ છે, અને આના આગળ તે સર્વ તુચ્છ છે

આ સંસાર મિથ્યા છે, તુચ્છ છે વિનાશી છે અસત્ય છે, તથા તે સ્વપ્નતુલ્ય છે, એમ આપણે આગળ જણાવી ગયા છીએ, અને એ પણ જણાવ્યુ છે કે તે અસત્ય છે તેથી તેનાં સુખ અને દુ ખ બ ને અસત્ય છે અને તેથી તેના હર્ષશોક વૃથા છે પરતુ અત્ર આપણે એ સબધમા વિચાર કરવાને છે કે શા માટે આ સસાર મિથ્યા છે, કયાં કારણોથી તે અસત્ય છે, તે સત્યસમો જણાય છે છતાં તેને મિથ્યા શા માટે કહેવામાં આવે છે

આપણે કોઇને કહીએ કે ભાઇ! આ જગત્ તો મિથ્યા છે અને સ્વપ્નવત્ છે તો તેટલાથી તેના મનનુ સમાધાન થતુ નથી આ વાર્તા તેના અતરમાં તરત દૃઢ થતી નથી અને તે વાર્તાને તેનુ મન શ્રદ્ધાપૂર્વક સ્વિકારતુ નથી અથવા કદાચ આ સસાર મિથ્યા છે એમ કોઇને મુખેથી સાંભળીને માની લે છે તો તેને તેને કઇ વિશેષ લાભ પણ થતો નથી તેથી શા માટે અથવા કયા કયાં કારણોથી આ જગતને મિથ્યા કહેવામાં આવે છે, તેનો નિર્ણય વિચારપૂર્વક કરવો ઘટે છે અને જ્યારે આ પ્રમાણે આ સસારના મિથ્યાત્વવિષે મનુષ્ય સ્વતત્રપણે વિચાર કરીને નિર્ણય કરે છે ત્યારે જ તેને તેથી લાભ થાય છે અને તેના ક્લેશ ઓછા થય છે

જો કે આપણે અત્ર આ સસાર શા માટે મિથ્યા છે અથવા કયા કારણોથી તેને અસત્ય કહેવામાં આવે છે તે જણાવીશુ તોપણ જોઇએ તેટલા વિસ્તારથી તે પ્રમાણે જણાવી શકાય નહિ કારણ કે તેવી વિસ્તારથી ચર્ચા કરીએ તો એક સ્વતત્ર ગ્રથ થઇ રહે જેથી સ્વલ્પમા જ આપણે આ સબધમાં અત્ર ચર્ચા કરી શકીશુ

જેમને વાસ્તવ જ્ઞાન પ્રાપ્ત કરવાની ઇચ્છા છે જે પોતાનાં દુ ખોને દૂર કરવાને ઇચ્છે છે તથા આ જગતમાં જે કઇં સત્સુખ હોય તેને જે પ્રાપ્ત કરવાને ઇચ્છે છે, તેમણે માત્ર પુસ્તકો વાંચવાંચ કરવાનાં નથી અથવા તો માત્ર સત્પુરૂષોને મુખેથી બોધ શ્રવણ કરવાનો નથી પણ એથી વિશેષ મતવ્ય તેમને પ્રાપ્ત થાય છે તે એ કે તેમણે શાસ્ત્ર અને સત્પુરુષો જે કહે છે તે સબધમાં સ્વતત્રપણે વિચાર કરવો ઘટે છે અને આ પ્રમાણે વિચાર કરતાં શકા ઉઠે તો તેનો નિર્ણય પુન શાસ્ત્ર અને સત્પુરુષોદ્વારા કરવો ઘટે છે આ પ્રમાણે વારવાર કરીને પરિણામે નિશ્ચયને પોતાના અતરમાં દૃઢ કરવો ઘટે છે જ્યાં સુધી આ પ્રમાણે કરવામાં આવતુ નથી ત્યાસુધી મનુષ્યની વાસ્તવ ઉન્નતિ થતી નથી

મનુષ્યનો પ્રધાનપણે આજે માત્ર ખાખા કરવાનો જ સ્વભાવ પડી ગયેલો જેવામાં આવે છે પરતુ જે ખાધુ હોય તેને પચાવવ નુ તે જાણતા નથી અથવા પચાવવાનુ કાર્ય તે કરતા નથી માત્ર વાંચવુ અને સાભળવુ એટલુ જ આજે મનુષ્યો કરે છે પરતુ વાચેલાનુ મનન કરીને તેને દૃઢ કરીને તેને પોતાનુ કરી લેવુ એ મનુષ્યો સમજ્યાં નથી

અને આ પ્રમાણે હોવાથી તેમની ઉન્નતિ જેટલા વેગથી થવી જોઇએ તે થતી નથી, તથા તેમના દુઃખો ટળી દૂર થવા જોઇએ તેટલાં થતાં નથી જ અપર્યંત આવાં મનુષ્યો માત્ર વાંચન ચર્ચા સાંભળ સાંભળ કર છે છતાં તે તેવાને તેવા જ પ્રધાનપણે રહે છે વાંચવાની અને સાંભળવાની ઘણી ઓછી અગત્ય છે, એમ અમારૂં કહેવાનું નથી પરંતુ તેથી પણ મનુષ્યે આગળ વધવાની જરૂર છે હમેશા મનુષ્યે સ્વતંત્રપણે વિચાર કરવાનો અભ્યાસ પાડવો ઘટે છે આપણે જે જાણ્યુ હોય તેને દૃઢ કરવાઅર્થે જ્યારે જ્યારે નિવૃત્તિ મળે ત્યારે ત્યારે સ્વતંત્રપણે વિચાર કરવો ઘટે છે અને તે જ્ઞાનને દૃઢ કરી લેવું ઘટે છે જેથી અમે જે એ મે વિચારો અત્ર જણાવાએ તે સંબધમાં પ્રત્યેક વાંચકે સ્વતંત્રપણે વિચાર કરીને તેને પોતાના અંતરમાં દૃઢ કરવા ઘટે છે આ પ્રમાણે મનુષ્ય જ્યાંસુધી કરતો નથી ત્યાંસુધી તેને વિશેષ લાભ થતો નથી

ઘરબાર, વસ્ત્રાલંકાર, પુત્રદારાદિ એ વગેરે મળીને આ સંસાર થાય છે આપણે આ પદાર્થોમાં મમત્વબુદ્ધિ ધરીએ છીએ અને તેમની પ્રાપ્તિમાં સુખ માનીએ છીએ પરંતુ આપણે એ સારી રીતે જાણીએ છીએ કે આ પદાર્થો જેમને વિપુલ પ્રમાણમાં અર્થાત્ ઘણા પ્રમાણમાં મળેલા છે એવા શ્રીમાન્ મનુષ્યો અથવા તો રાજાઓ જેટલા સુખી હોવા જોઇએ, તેટલા સુખી જણાતા નથી. કદાચ જો આપણને તે અધિક અથવા સંપૂર્ણ સુખી જણાતા હોય તો તેમાં આપણી ભ્રાંતિ જ માત્ર કારણ છે આપણને પણ આપણા પ્રમાણમાં આ પદાર્થો ન્યૂનાધિક પ્રમાણમાં મળેલા હોય છે છતાં તેનાથી જે સુખની આપણે ઇચ્છા રાખીએ છીએ તે સુખ આપણને મળતું જણાતું નથી, એ આપણું પોતાનો સ્વાનુભવ પ્રમાણરૂપ છે હવે આ ઉપરથી આપણે સહજ એ નિર્ણય કરી શકીએ કે આપણે આજે જે કંઇ ન્યૂનાધિક અંશમાં આ પદાર્થો મળેલા છે તેથી આપણે સુખી નથી તો તે જ પ્રમાણે અન્ય શ્રીમાન્ મનુષ્યો અથવા રાજાઓ પણ સુખી હોવા ઘટતા નથી આ ઉપરાંત આ શ્રીમાન્ મનુષ્યો અને રાજાઓનાં જીવન જોઇને પણ આપણે જાણી શકીએ છીએ કે તે આપણે ધારીએ છીએ તેવા સુખી નથી અથવા તો તેમના પોતાના ઉદ્ગારો ઉપરથી પણ આપણને જાણવાનું મળે છે કે જેવા સુખી તે જગતની દૃષ્ટિથી જણાય છે તેવા સુખી તે નથી

આ પ્રમાણે થવાનું કારણ શું હશે કારણ એ જ છે કે આ પદાર્થો વિનાશી છે આ પદાર્થો ચિરસ્થાયી નથી જેથી તેમાંથી કોઇ ઓછો થતા આપણને સ્વાભાવિક રીતે જ દુઃખ થાય છે અને આ પદાર્થોને આપણી ઇચ્છાનુસાર ચિરસ્થાયી રાખવા એ આપણી સત્તાની બહારની વસ્તુ છે અને જો આ પ્રમાણે થતું હોય તો પછી મનુષ્યોને દુઃખ જેવી વસ્તુ રહે જ નહિ પરંતુ આ પદાર્થોને પોતાની ઇચ્છાનુસાર વશ વર્તાવવા અથવા તેમને ઇચ્છાનુકૂલ રાખવા એ મનુષ્યથી કંઇ બને તેમ નથી અથવા ધારો, કે તેમ બને તોપણ મનુષ્યને જે સુખની ઇચ્છા છે, જે તૃપ્તિની તેને ઇચ્છા છે તે સુખ અને તે તૃપ્તિ પણ તેને તેનાથી મળી શકે તેમ નથી *

* આ સંબધમાં અધિક ચર્ચા આપણી આધ્યાત્મિક ઉન્નતિ પ્રથમ પગથીં, એ પુસ્તકમાં કરી છે પૃષ્ઠ ૭—૪—૭

ઉપર જણાવેલા પદાર્થો આપણી ઇચ્છાપ્રમાણે ટકતા નથી, જેથી જ્યારે તેમનો વિયોગ અથવા વિનાશ થાય છે ત્યારે આપણને દુ ખ થાય છે અને આ પદાર્થોનો વિયોગ અથવા વિનાશ થયા વિના રહે તો નથી, જેથી આપણને દુ ખ પણ થયાવિના રહેતુ નથી અને આ પદાર્થોનો વિનાશ થવો, કે તેમા વિકાર થવો એ આ જગતનુ સ્વરૂપ છે

જે પદાર્થ નિરતર ટકતો નથી, વા રહેતો નથી તે અસત્ય વા મિથ્યા છે, તે પ્રમાણે આ જગતના પદાર્થમાત્ર નિરતર ટકતા નથી જેથી તે અસત્ય અથવા મિથ્યા છે અને આ જગત્ આવા વિનાશી પદાર્થોનુ બનેલુ હોવાથી આ જગત્ પણ મિથ્યા અથવા અસત્ય જ છે

જે જગત્ કાલે હતુ તે આજે નથી આજે છે કાલે નહિ રહે અને કાલે હશે તે પરમ દિવસે નહિ રહે આવુ આ જગતનુ સ્વરૂપ છે અને આ પ્રમાણે હોવાથી જગત મિથ્યા છે, અસત્ય છે

નદીઉપર આપણે જઈને બેસીએ તો નદીનો પ્રવાહ વહેતો જણાય છે આપણી દૃષ્ટિથી આ પ્રવાહ જાણે એક જ હોય તેમ જણાય છે પરતુ વસ્તુત આ પ્રવાહ તે એક જ નથી પણ ક્ષણે ક્ષણે બદલાતો હોય છે તે પ્રમાણે આ જગત્ પણ કાલે હતુ તે આજે નથી અને આજે છે તે કાલે રહેવાનુ નથી અને આ પ્રમાણે હોવાથી જ આપણે તેને મિથ્યા કહીએ છીએ અસત્ય કહીએ છીએ

વળી આપણ પોતાનુ શરીર પણ તે જ પ્રમાણે વિનાશી છે કદાચ ધારો કે આ જગતના પદાર્થો ટકયા અને આપણે જ તેમને છોડીને જવાનો યોગ આવે તો પણ તે વિનાશી જ સમજવાના છે અને આ પ્રમાણે કોના સબધમાં બનતુ નથી? સૌ કોઈના સબધમાં બને છે ઘરબાર, વસ્ત્રાલકાર તથા પુત્રદારાદિમાંથી કેટલાક તો આપણી વિદ્યમાનતામા જ આપણો સબધ છોડી ચાલ્યા જાય છે, અર્થાત્ તેમનો વિયોગ થાય છે અને બાકીના રહે છે તો આપણે તેમને મૂકીને જવાનુ આવે છે આ પ્રમાણે આ જગતના સર્વ પદાર્થો આપણા શરીરોસહ વિનાશી છે અને તેથી જ આ જગતને મિથ્યા અથવા અસત્ય કહેવામાં આવે છે

પરતુ આપણે સર્વ શુ કરીએ છીએ? આપણે આ જગતને સત્ય ગણીએ છીએ અને તે પ્રમાણે ગણીને આપણા સર્વ વ્યવહાર કરીએ છીએ પરિણામ શો આવે છે? પરિણામ એ આવે છે કે આપણે અખડ નાના પ્રકારના કલેશને જ સહન કરીએ છીએ

ઘણા મનુષ્યો કે જે આ જગતને સત્યરૂપે માનતા હોય છે તે કહે છે, કે આપણા દેશની અવનતિ આ પ્રકારના બોધથી જ અને આ પ્રકારના મતવ્યથી જ થઈ છે સાધુ સન્યાસીઓએ આ જગત્ મિથ્યા છે એ પ્રકારનો બોધ આપી આપીને આપણી પ્રજાના જીવનને બગાડયુ છે બીજા દેશો જેવા કે યુરોપ અમેરિકા જુઓ, અને તે કેટલા આગળ વધેલા છે! તેથી જગતને શા માટે મિથ્યા માનવુ જોઈએ? તે પ્રમાણે જેઓ

છે, જે અશક્ત છે, જે પ્રમાદી છે તે જ માને છે જેથી આ પ્રકારનો બોધ દેશને અને મનુષ્યને હિતકર નથી

આ પ્રકારનો આક્ષેપ કરનાર બીચારા જગતના યથાર્થસ્વરૂપથી તદ્દન અજ્ઞાન જ હોય છે આ જગતનું યથાર્થસ્વરૂપ શું છે તે સંબંધમાં તે કંઇ જ જાણતા નથી છતાં મૂર્ખ મનુષ્ય જેમ પોતાને સમર્થ વિદ્વાનો કરતાં પણ ડાહ્યા સમજે, તેમ આ મનુષ્યો પોતાને બહુ ડાહ્યા અથવા સર્વજ્ઞ જેવા સમજે છે પોતે જે જાણે છે તથા માને છે તે જ પરિણામમાં જ્ઞાન છે અને એથી વિશેષ આ વિષયમાં કંઇ જ જાણવાજેવું નથી, એમ તે અલ્પબુદ્ધિથી માનીને જેને તેને ઉપર કહ્યા તેવો બોધ કરતા રહે છે

પરંતુ જે તત્ત્વવિદ્ છે જેમણે આ જગતના સ્વરૂપને યથાર્થ રીતે જાણ્યું છે તથા અનુભવ્યું છે જે જ્ઞાનમાત્રના અવધિને પામ્યા છે અને જે સર્વજ્ઞ ગણાયા છે, વા ગણાવાના અધિકારી છે, જેમણે આ પ્રપંચના યથાર્થ સ્વરૂપને જાણીને કૃતકૃત્યતા પ્રાપ્ત કરી છે, અને જે આ વિષયમાં શિખરરૂપ ગણાતી સ્થિતિએ જઇ ઠર્યા છે, અને જેમણે પોતાના ક્લેશ માત્રને દહન કરીને પરમાનંદની પ્રાપ્તિ કરી છે, એવા સત્પુરુષોનો સ્વાનુભવપૂર્વક એ નિર્ણય છે કે આ જગત્ મિથ્યા છે વિનાશી છે, અશાશ્વત્ છે તથા અસત્ય છે અને આ પ્રકારના જ્ઞાનવડે જ તે આ જગતનાં દુ ખમાત્રનો ક્ષય કરીને પૂર્ણ સુખને પામ્યા છે

જ્યાંસુધી મનુષ્ય આ જ્ઞાનને પ્રાપ્ત કરતો નથી ત્યાંસુધી તેના દુ ખ અથવા તેના ક્લેશ ન્યૂન થતા નથી, તથા તેને ઇપ્સિત સુખ મળતું નથી અમેરિકા અને યૂરોપ ગમે તેટલા ભૌતિક ( matoia ) વિકાસ કે ભૌતિક ઉન્નતિને પ્રાપ્ત થયાં હશે, તેની ના નથી પરંતુ તેમના ક્લેશમાત્ર ટળ્યા છે, અથવા તો તે પૂર્ણ સુખને પામ્યા છે એમ કોઇ કહી શકે તેમ નથી તેમનાં હજારો દુ ખો અને હજારો ક્લેશ હજી જેમના તેમ જોવામાં આવે છે અને સુખની શોધ હજી તેવીને તેવી જ છે આગ્લો આટલો તેમનો વિકાસ થએલો છતાં તે અમે સુખી છીએ, એ પ્રકારના ઉદ્ગારને કાઢતા નથી અને સુખઅર્થે તે અહીંતહીં દિનરાત ધાવન કર્યા જ કરે છે આ શું દર્શાવે છે ? તે એ જ દર્શાવે છે, કે ઉપર આપણે જણાવી ગયા તે પ્રકારના જ્ઞાનને મનુષ્ય પ્રાપ્ત ન કરે ત્યાંપર્યંત તેનાં દુ ખ દૂર થતાં નથી, પછી ભલેને તે ઇંદ્રનું પદ મેળવે

હવે ઉપર જણાવી ગયા તે પ્રમાણે આ જગતને મિથ્યા માનવાથી આપણી અવનતિ થઇ છે એમ જે કેટલાક અથવા ઘણા મનુષ્યો જણાવે છે તે પણ વગરસમજે જ જણાવે છે કારણ કે જે સત્ય જ્ઞાન છે, તેના જ્ઞાનથી ઉન્નતિ થાય કે અવનતિ થાય ? જો તે પ્રમાણે આપણી પ્રજાએ સત્ય જ્ઞાનનો આશ્રય લીધો હોત તો તેની અવનતિ ન થતાં ઉન્નતિ જ થતી જોઇતી હતી સત્ય વસ્તુથી કોઇની અવનતિ થવી આ જગતમાં સંભવે ખરી ? કયો બુદ્ધિમાન્ મનુષ્ય કહી શકે તેમ છે, કે સત્ય વસ્તુના જ્ઞાનથી મનુષ્યની અવનતિ થાય છે ?

જે અસત્ય છે તેને અસત્યરૂપે જાણવુ, અને જે સત્ય છે, તેને સત્યરૂપે જાણવુ એ સત્ય જ્ઞાન છે અને જે અસત્ય છે તેને સત્યરૂપે જાણવુ તથા જે સત્ય છે તેને અસત્ય રૂપે જાણવુ એ મિથ્યા અથવા વિપરીત જ્ઞાન છે પ્રથમ પ્રકારના સત્યજ્ઞાનથી મનુષ્યની ઉન્નતિ જ થાય છે તથા તેને સુખ જ મળે છે જ્યારે બીજા પ્રકારના વિપરીત જ્ઞાનથી મનુષ્યની અવનતિ થાય છે અને તે દુખી થાય છે આ સીધી અને સાદી વાર્તાને વધારે સ્પષ્ટ કરીને સમજાવવાની જરૂર પડે તેમ નથી

આપણી પ્રજાની અવનતિ થવાનુ કારણ આ લોકો જણાવે છે તે નથી પણ બીજુ છે જો આ પ્રકારના જ્ઞાનનો આપણી પ્રજાએ આશ્રય કર્યો હોત તો તેની આજે આ દશા ન હોત, પણ તે ઉન્નતિના શિખરે જ વિરાજિતી હોત કારણ કે પૂર્વે જ્યારે આ પ્રકારના જ્ઞાનનો પ્રજાએ આશ્રય લીધો હતો ત્યારે તે શિખરે વિરાજતી હતી તે જ્ઞાનથી જેમ જેમ તેની ચ્યુતિ થતી આવી તેમ તેમ તેનો વિનિપાત થતો ગયો અસ્ત અને ઉદય એ આ સૃષ્ટિનો ક્રમ છે તે પ્રમાણે ધણો સમય આપણી પ્રજાનો ઉદય રહેલો હતો હતો તો આ સૃષ્ટિના ક્રમે તેનો અસ્ત થવાની જરૂર હતી તે પ્રમાણે તેનો અસ્તનો વારો આવ્યો અને તે પ્રમાદ અજ્ઞાન આદિને વશ થઈ અને તેનો ઉત્તરોત્તર વિનિપાત થતો ચાલ્યો અને આજે આપણે તેની જે સ્થિતિ આજે જોઈએ છીએ તે સ્થિતિમાં આવીને તે ઠરી છે

જે સત્ય છે તેને મનુષ્ય અસત્યરૂપે જુએ છે, અથવા તો જે અસત્ય છે તેને મનુષ્ય સત્યરૂપે જુએ છે ત્યારે જ તેની અવનતિ થાય છે સત્ય વસ્તુથી ચ્યુતિ એ જ અવનતિ અને દુખનુ કારણ છે સત્ય વસ્તુથી સબધ એ જ ઉન્નતિ અને સુખનુ કારણ છે આ જ સત્ય સિદ્ધાંત છે અને જો આ સત્ય સિદ્ધાંત છે તો પછી આ જગતને મિથ્યા માનવાથી આપણા દેશની અવનતિ થઈ છે એમ શી રીતે કહી શકાય ? પ્રકાશનો કોઇ આશ્રય લે અને તેને અધકાર રહે ખરો ? પરતુ જ્યારે મનુષ્યને અધકારરૂપ દુખમય સ્થિતિ પ્રાપ્ત થાય ત્યારે જાણવુ કે તેણે પ્રકાશનો આશ્રય લીધો નથી પણ અધકારનો જ આશ્રય લીધો છે આ પ્રમાણે વિપરીત જ્ઞાનરૂપ જે અધકાર તેનો જ આપણી પ્રજાએ આશ્રય લીધાથી તે વિનિપાતને પામી છે અને જે આ અધકારનો આશ્રય લે છે તે અવશ્ય વિનિપાતને જ પામે છે સત્ય પ્રકાશ એ જ ઉન્નતિ અને સુખનુ સર્વ દેશમા અને સર્વ કાલમાં સર્વ મનુષ્યોને માટે કારણ છે, એમ નક્કી સમજવુ

ચોરી અસત્ય, ખુન પાપ એ વગેરે દોષમાત્ર આ એક જ અજ્ઞાનને લઇને જ થાય છે જ્યારે મનુષ્ય જે મિથ્યા છે તેને સત્ય પે જાણે છે ત્યારે તે ચોરી, અન્યાય અધર્મ પાપ વગેરે સર્વ દોષ કરે છે પાપમાત્રનુ મૂળ આ જ અજ્ઞાન છે જગતમાથી પાપમાત્ર ટાળવા હોય તો જગતને સત્યજ્ઞાન આપવાની જરૂર છે

મનુષ્યો આ જગતને મિથ્યા જાણતા હોય તો તે જૂઠ પાપ ચોરી અધર્મ તથા અન્યાય વગેરે પાપ શામાટે કરે ? પરતુ તે આ જગતને સત્યરૂપે જુએ જાણે છે તેથી જ તે વિવિધ પાપ કે વિવિધ દોષ કરે છે જગતસુધારણાનો માર્ગ આ એક જ

છે કે, પ્રજાને જે સત્ય છે તેને સત્ય રૂપે જણાવવું અને જે અસત્ય છે, તેને તે રૂપે જણાવવું તમે બીજા અનેક પ્રયત્ન કરો પણ જગતમાંથી પાપ, દુરાચાર વગેરે કદી નિર્મૂળ થનાર નથી તે સર્વને દૂર કરનાર આ એક જ અમોઘ ઉપાય છે

પરંતુ પ્રજામાં વિપરીત જ્ઞાનનો અર્થાત્ સત્યને અસત્યરૂપે જોવાનો અને અસત્યને સત્યરૂપે જોવાનો અભ્યાસ વધતો જાય છે, મહો કે તેમનું અજ્ઞાન વધતું જાય છે અને તેના પરિણામે જ આજે અધર્મ, અન્યાય વગેરે પાપોની પરંપરા વધતી જાય છે જગત્ દુઃખી છે તેનું આ જ કારણ છે જેણે સુખી થવું હોય તેણે આ પ્રકારના વિપરીત જ્ઞાનનો ત્યાગ કરીને સત્ય જ્ઞાનનો જ આશ્રય કર્તવ્ય છે

આટલું વાંચ્યા પછી વાચકને એ શંકા આ ઠેકાણે અવશ્ય કરીને થવી સંભવે છે કે આ જગત્ મિથ્યા છે, એમ આપણે જાણીએ તો પછી આપણે શા માટે વિવિધ પ્રવૃત્તિ કરીએ ? અથવા જે મનુષ્ય આ જગત્‌ને મિથ્યા જાણે છે તે પછી શા માટે વિવિધ પ્રકારની પ્રવૃત્તિ સેવે ?

આ શંકા યથોચિત છે તેનું સ્વલ્પમાં સમાધાન આ છે મનુષ્ય આ જગત્‌ને મિથ્યા માને છતાં તે પ્રવૃત્તિ સેવે છે હાલમાં આપણને એમ લાગે છે કે તે પ્રમાણે શી રીતે બને છતાં તે પ્રમાણે બની શકે છે આ જગત્‌ને મિથ્યા જાણનારો મનુષ્ય હરીદી બનીને એક ઠેકાણે પડી રહેતો નથી, પણ તે પણ સ્વકર્તવ્યને ઉત્તમ પ્રકારે કરે છે તેની પ્રવૃત્તિ અને અન્યની પ્રવૃત્તિમાં અંતર હોય છે તે એ કે તે વ્યામોહરહિત અને ભ્રાંતિથી રહિત થઈને સ્વકર્તવ્યને કરે છે જ્યારે અન્ય વ્યામોહને અને ભ્રાંતિને વશ વર્તીને પ્રવૃત્તિ કરે છે આ પ્રમાણે થવાથી પ્રથમને વિવિધ પ્રસંગે મિથ્યા હર્ષશોક થતા નથી, જ્યારે અન્યને વારંવાર હર્ષશોક થાય છે

જે મનુષ્ય આ જગત્‌ને સત્યરૂપે ગણીને તેને સેવે છે તે ઠગાય છે અને તેના દુઃખની નિવૃત્તિ થતી નથી જ્યારે મનુષ્ય આ જગત્‌ને જેવું છે તેવા રૂપમાં જાણે છે ત્યારે તે ઠગાતો નથી અને પરિણામે તે સદ્ વસ્તુને પ્રાપ્ત થઈ રહે છે

મનુષ્યને સુખની ઇચ્છા છે, તથા તેને દુઃખ દૂર કરવાની ઇચ્છા છે અને આ ઇચ્છા આ જગત્‌ને સત્યરૂપે જાણવાથી સિદ્ધ થતી નથી પરંતુ તેને મિથ્યારૂપે જાણવાથી જ સિદ્ધ થાય છે કારણ કે જે સત્ય છે તે જ સુખપ્રદ છે અને જે અસત્ય છે તે જ દુઃખપ્રદ છે વસ્તુતઃ આ જગત્‌માં શું સુખરૂપ છે તેનું જ્ઞાન જ્યારે મનુષ્યને થાય છે ત્યારે તે વસ્તુને મેળવવાને ઇચ્છે છે, અને તેને મેળવીને તે કૃતકૃત્ય થઈ રહે છે જે મનુષ્યો આ જગત્‌ને અસત્ય માને છે તે આ જગત્‌માં શું સત્ય છે અથવા આ મિથ્યા જણાતા જગત્‌ના આધારરૂપ કોઈ વસ્તુ સત્યરૂપે છે કે કેમ તેની શોધ કરે છે, અને તેને જ તે મેળવવા ઇચ્છે છે જ્યારે આ જગત્‌ને સત્ય માનનાર જગત્‌ના જ વિનાશી પદાર્થોને પ્રાપ્ત કરે છે પ્રવૃત્તિ તો બન્ને કરે છે જેમ આપણે માનીએ છીએ તેમ આ જગત્‌ને મિથ્યા જોનાર પ્રવૃત્તિ નથી કરતો એમ નહિ સુખની તો બન્નેને ઇચ્છા હોય છે પણ

એક સુખાર્થ મિથ્યા વા અસત્ય વસ્તુને વળગે છે અને અન્ય સુખાર્થે વાસ્તવ વા સત્ય વસ્તુને શોધે છે પ્રવૃત્તિ તો બન્ને કરે છે, અને બન્ને સુખને ઇચ્છે છે, અને બ ને દુ ખને દૂર કરવાને ઇચ્છે છે, પરતુ બન્નેની દિશા જૂદી છે, બ નેના ધ્યેય જૂદા છે એક અસત્ય ની પાછળ ધાવન કરે છે જ્યારે અન્ય સત્યની પાછળ ધાવન કરે છે અસત્યની પાછળ ધાવન કરનાર પોતાનાં દુ ખને દૂર કરીને ઈપ્સિત સુખને વરતો નથી જ્યારે સત્યની પાછળ ધાવન કરનાર પોતાનાં દુ ખમાત્રને દૂર કરીને સુખમાત્રને વરે છે કારણ કે જે મિથ્યા છે તેનાથી કોઇને સત્સુખ મળતુ નથી, પરતુ જે સત્ય છે તેનાથી જ મનુષ્યને સત્સુખ મળે છે

આ જગત્ એક સ્વપ્ન છે, મિથ્યા છે એ આપણે પ્રથમ કાર્તિક માર્ગશીર્ષના અ કમાં જણાવી ગયા છીએ આ અ કમાં આપણે આ જગત્ કયા કારણોથી મિથ્યા છે, તે સ્વલ્પમાં જણાવ્યુ છે

હવે આ જગત્ મિથ્યા છે તો પછી આ જગતમાં કોઈ સત્ય વસ્તુ છે કે કેમ, આ સત્યસમા જણાતા જગતના આધારરૂપ કોઈ સત્ય વસ્તુ છે કે કેમ, એ વિષે સબ ધમાં વિચાર કરવાની આટલો વિચાર કર્યા પછી અગત્ય પ્રાપ્ત થાય છે જેથી આગળના અ કમાં આપણે આ સબ ધમા અધિક વિચાર કરીશુ આ જગતને મિથ્યારૂ૫ દઢ માન વાથી મનુષ્યના ઘણાં દુ ખો દૂર થઇ રહે છે તો પણ હજી તેને આ સબંધમાં અધિક જાણવાની અગત્ય છે કારણ કે તેને આટલુ જાણવાથી પરમાન દની પ્રાપ્તિ થતી નથી આ જ્ઞાનથી તો એટલુ થાય છે, કે જે મિથ્યા સુખ દુ ખને વશ થઇને બાલિશો તે હર્ષ શોકને અનુભવે છે, તેવાં મિથ્યા સુખ દુ ખ તેનાં ઓછાં થઈ જાય છે પણ આ વિશ્વના આધારરૂપ જે સદ્વસ્તુ છે તેને જાણવાની તેને જરૂર છે કારણ કે તેને જાણવાથી જ તેને પરમાન દની પ્રાપ્તિ થાય તેમ છે અને આ પ્રમાણે થાય છે ત્યારે જ તે કૃતકૃત્ય થઇ રહે છે, અને તે પૂર્ણ પદે વિરામે છે

(અપૂર્ણ)






(૧૧)

( અનુસંધાન ગત વર્ષના પૃષ્ટ ૪૪૬ થી )

ॐ ॐ ॐ




હુવાના એક સજ્જન પૂછે છે કે 'આપણે ઈશ્વરનું ધ્યાન ધરીએ છીએ તે વખતે ઈશ્વ અમુક અમુક ગુણ ધર્મવાળા છે એ પ્રમાણે આપણે કલ્પના કરીએ છીએ તો આ પ્રકારની આપણા મનની આવી કલ્પનાથી શું થાય ? તે એક કલ્પના તો ખરી કે નહિ ? અને તેવી કલ્પનામાત્રથી શુ લાભ થઈ શકે ?

હા તમારૂં કહેવું સત્ય છે તે એક કલ્પના જ છે આ કલ્પનાને શાસ્ત્રીય શબ્દમા ધારણા કહે છે અને ધારણા એ ધ્યાનનું પ્રથમ પગથીયુ છે ધ્યાન સિદ્ધ કરવા ઇચ્છનારને અને સમાધિપર્યંત પહોચવા ઇચ્છનારને અને આ ધારણાને સિદ્ધ કરવી જ પડે છે જે ધારણાને સિદ્ધ કરતા નથી તે ધ્યાન અને સમાધિને સાધી શકતા નથી

કલ્પના અથવા ધારણામા કેટલુ સામર્થ્ય છે તેનુ જ્ઞાન આપણને નથી જ તમે અને હુ આજે જે સ્થિતિમા છીએ તે સ્થિતિમાં આપણે આપણી મનની કલ્પનાવડે જ અને તે જ પ્રમાણે આ આખુ જગત્ જે સ્થિતિમા છે તે સ્થિતિમાં તેની કલ્પનાવડે જ તે આવ્યુ છે કલ્પના અથવા ધારણામાં અદ્ભુત ઉત્પાદક ( Creative ) સામર્થ્ય રહેલુ છે આપણને એમ જણાય છે, કે આપણી કલ્પના માત્રથી શુ થાય પણ કલ્પનાથી તો બધુ થાય છે કલ્પનાથી મનુષ્ય ઇચ્છે તે રચી શકે છે બાઈબલમાં સૃષ્ટિ કેવી રીતે ઈશ્વરે રચી તે સબંધનુ વર્ણન કરતા કહેલુ છે કે The Lo d God said let there be light and there was light—ઈશ્વરે કહ્યુ કે પ્રકાશ થાઓ અને પ્રકાશ થયો The Lord God said let there be water and there was water—ઈશ્વરે કહ્યુ, કે જલ થાઓ અને જલ થયુ આ ઈશ્વરની કલ્પના જ છે, અને તેમની કલ્પનાના પરિણામે આ સૃષ્ટિ રચાઈ છે ઈશ્વરની પેઠે આપણે પણ જે ધારીએ, જેની કલ્પના કરીએ તે રચી શકીએ છીએ પરંતુ આપણી કલ્પના ઈશ્વરની કલ્પનાની પેઠે સિદ્ધ કલ્પના હોવી જોઈએ આપણી કલ્પના તે સિદ્ધ કલ્પના નથી નહિ તો આપણે ધારીએ તે ક્ષણે ધારીએ તે વસ્તુને રચી શકીએ અથવા ઉપજાવી શકીએ.

મનુષ્ય ઈશ્વરનો અંશ છે એ વાર્તા હવે નવી નથી અર્થાત્ આજે સઉ કોઈ સ્વીકારે છે કે મનુષ્ય ઈશ્વરનો અંશ છે હવે જો મનુષ્ય ઈશ્વરનો અંશ છે તો તેનામાં પણ ઈશ્વરની પેઠે ઉત્પાદક સામર્થ્ય અથવા શક્તિ હોવી ઘટે છે અને તે પ્રમાણે તેનામાં પણ આ શક્તિ છે પરંતુ આપણને આજના મનુષ્યમાં આ શક્તિ જણાતી નથી તેનુ કારણ એ છે, કે તે

શક્તિનો તેણે આવિર્ભાવ કર્યો નથી તેથી તે શક્તિ તેનામાં ગુપ્ત સુપ્ત પડેલી છે પૂર્વે વિશ્વામિત્રે નવી સૃષ્ટિ રચી હતી આ સામ ે ેક વ્યક્તિમાં છે નથી એમ નહિ પરતુ તે શક્તિને જાગ્રત્ કરવી જોઇએ આ શક્તિને જાગ્રત કરનાર સાધન તે ધારણા અને ધ્યાન છે ધારણા ધ્યાનવડે મનુષ્યમાં રહેલી આ શકિત જાગ્રત્ થાય છે, અને તે ઇશ્વરસદૃશ થનો જાય છે ધ્યાનની પરિપાકાવસ્થાએ તો તે ે ને સિદ્ધ કરી શકે છે જેથી કલ્પના અથવા જેને યોગશાસ્ત્રમા ધા ણા કહે છે તે નિરર્થક કલ્પ ા નથી, પણ તે અદ્ભુત સામ ર્થ્યવાળી છે તેના સામર્થ્યને આપણે અ જે જાણતા નથી પણ જે ધ્યાનમાં આગળ વધેલા છે તે જ જાણી શકે છે આ ધારણાનુ સામર્થ્ય અગાધ છે, જે તેને સિદ્ધ કરે છે, તે જ જાણી શકે છે જેથી બુદ્ધિમાને મારી આવી કલ્પનામાત્રથી શુ થાય તેમ છે એ પ્રમાણે વ્યથ શકા કરીને ધારણાને ત્યજી દેવી ઘટતી નથી, પરતુ તેનુ શ્રદ્ધાથી નિત્ય અનુષ્ઠાન કર્તવ્ય છે

મનુષ્ય જેનુ ચિતન કરે છે જેનુ ધ્યાન કરે છે તેવો તે થાય છે અથવા તદ્રૂપ તે થઇ રહે છે મનુષ્ય જે વસ્તુનુ ચિતન કરે છે તે વસ્તુ તેને આવીને પ્રાપ્ત થાય છે અને તે જ પ્રમાણે મનુષ્ય જેનુ ધ્યાન કરે છે તેને તે પ્રકટ કરે છે વળી જે પોતાને પોતાના ધ્યેયરૂપે જુએ છે તે પરિણામે તદ્રૂપ થઇ રહે છે કલ્પના ધારણા અને ધ્યાનનુ આ સામાન્ય સામર્થ્ય નથી શાસ્ત્ર અને સત્પુરુષોએ દર્શાવેલ માર્ગે વહી જોવાથી જ આ વાર્તાનુ જ્ઞાન આપણને થાય છે તે માર્ગમાં શ્રદ્ધાપૂર્વક વહેવુ જોઇએ કલ્પનાથી અથવા ધારણાથી શુ થતુ હશે એવી ખોટી શકા કરીને તે માર્ગમાં વહેતાં અટકી જવાનુ નથી પરતુ શ્રદ્ધાપૂર્વક તે માર્ગમાં વહેવાની જરૂર છે અને જ્યારે આપણે શ્રદ્ધાપૂર્વક તે માર્ગમાં વહીએ છીએ ત્યારે જ તેનુ અદ્ભુત સામર્થ્ય આપણા અનુભવમા આવે છે

વળી આપણે જેને કલ્પના કહીએ છીએ તેવી તે અમડ ગમડ કે કપોલકલ્પિત કલ્પના નથી પરતુ તે સત્ય કલ્પના છે આપણી પૂર્વે થએલા મહાપુરુષોએ ધારણા ધ્યાન વડે ઇશ્વરનો સાક્ષાત્કાર કર્યો હતો અને તેમણે ઇશ્વરમાં જે જે ગુણધર્મો જોયા છે તે તે ગુણધર્મોની આપણને તે કલ્પના અથવા ધારણા કરવાનું કહે છે અથવા તો તે ગુણધર્મોનુ આપણને તે ઇશ્વરમાં આરોપણ કરવાનુ કહે છે જેથી આ કલ્પના કપોળકલ્પિત નથી પણ સત્ય છે, સત્ય વસ્તુના આધારવાળી છે જેથી તે ખોટી નથી અને આ પ્રમાણે તે કલ્પના સત્ય અથવા સત્ય વસ્તુના આધારવાળી હોવાથી તે પરિણામે સત્ય ઠરે છે, અને આપણને તે સત્ય વસ્તુનો સાક્ષાત્કાર કરાવે છે

વળી આપણે કદાચ દોષવાળુ તેમનુ ધ્યાન ધરીએ છીએ તો પણ તે દયાળુ અને સર્વજ્ઞ હોવાથી આપણા ભક્તિભાવને જુએ છે અને આપણી ઇચ્છા તે સિદ્ધ કરે છે

શ્રીમાન્ નૃસિહાચાર્યજીએ પોતાના એક પદમાં કહ્યુ છે કે,

'વિધવિધ રૂપ ઉપાસ્યસ્વરૂપે થાતા સાક્ષાત્કાર"

• તે પ્રમાણે જે જે રૂપે ઉપાસક અથવા સાધક ઇશ્વરની ઉપાસના કરે છે તે રૂપે તે પ્રકટ થાય છે અને ભક્તના સર્વાર્થ સાધે છે

તેમ છતાં ધારો કે મનુષ્યની કલ્પના કંઈ દોષવાળી છે તોપણ તેથી પણ શું? અપૂર્ણ પૂર્ણની કલ્પના કરી શકે નહિ અથવા જે અપૂર્ણ છે તે પૂર્ણની કલ્પના સર્વાંગે કેવી રીતે કરી શકે? તે પ્રમાણે મનતુ તેનાથી અમલબિન છે તેથી કદાચ આપણાથી જેવા પૂર્ણરૂપમાં ઇશ્વર છે, તેવા પૂર્ણરૂપમા તેમની ધારણા ન થાય તો પણ શી અડચણ કે શી હાનિ છે? આ કલ્પના અથવા ધારણા જ આપણને પૂર્ણ કરનાર છે પૂર્ણની આપણાથી બની શકે તેટલી ઉત્તમ કલ્પના અથવા ધારણા આપણે કરવી એ જ હિતકર છે

ધારણા એ ધ્યાનતુ ઉપર જણાવ્યાપ્રમાણે પગથીયુ છે જેને ધ્યાન સિદ્ધ કરવુ હોય તેણે ધારણાને સેવવી જ જોઇએ ધ્યાન સિદ્ધ થતાં ધ્યેયનો સાક્ષાત્કાર થાય છે અને ધ્યેયનો સાક્ષાત્કાર થયો એટલે મનુષ્યને ઇપ્સિત અર્થની પ્રાપ્તિ થાય છે જેથી તેને આ મ તૃપ્તિ થાય છે

ધારણા અને ધ્યાનતુ સામર્થ્ય અદ્ભુત છે એમ વળી વર્ણવીને કહ્યાવિના ચાલતુ નથી ધારણા ધ્યાનવડે શ્રીમાન્ શ્રીકૃષ્ણ પરમહંસે કાળી, હનુમાન, રામ વગેરે અનેક ઉપાસ્યનો સાક્ષાત્કાર કર્યો હતો પણ જે થવુ જોઇએ તે અખંડ થવુ જોઇએ, દૃઢ શ્રદ્ધાપૂર્વક થવુ જોઇએ, અત્યંત આતુરતાપૂર્વક થવુ જોઇએ, અને હૃદયના સાચા ભાવપૂર્વક થવુ જોઈએ

આજે પાંચ કલાક ધારણા કરી, કાલે અર્ધો કલાક કરી પરમ દિવસે જરા પણ ન કરી આ પ્રમાણે નિયમવિનાની ધારણા આખુ જીવન વીતે છે તો પણ અર્થસાધક થતી નથી જે કંઇ થવુ જોઇએ તે અધિક સમય અને નિરંતર થવુ જોઇએ ધારણા ધ્યાનમાં પરિણામ પામવી જોઇએ અને જ્યાંસુધી તે પ્રમાણે ન થાય ત્યાંસુધી તેની પૂર્ણતા થતી નથી ધ્યાનની પણ તે જ પ્રમાણે પૂર્ણતા અથવા પરિપાકાવસ્થા થવી જોઇએ દેવનો સાક્ષાત્કાર એ ધ્યાનની પૂર્ણતા છે

મનની સંકલ્પવિકલ્પવાળી સ્થિતિ એ જ દુઃખ છે ધ્યેય અને ઇપ્સિત અર્થની સિદ્ધિ કરાવનાર નથી તથા જન્મ મરણને તે આપનાર છે ધારણા અને ધ્યાન એ મનને સ્થિર કરનાર છે મન ચંચળ છે અને તેથી તે આપણને નિઃસંકલ્પ સ્થિતિ પ્રાપ્ત થવા દેતુ નથી ધારણાથી મન સ્વાભાવિક રીતે જ નિઃસંકલ્પ અને સ્થિર થતુ જાય છે, એ જે ધારણા ધ્યાનને સાધે છે તેને જ સમજાય છે પરિણામે આ મન ધારણા ધ્યાનની સિદ્ધિ થતા અત્યંત સ્થિર થઇ રહે છે, અને સમાધિની દશામાં તો તેનો સંપૂર્ણ લય થઈ રહે છે આ ત્રિવિધ દુઃખનુ જન્મ મરણ વગેરેનુ કારણ જે મન તેનો લય થતા મનુષ્યને સમાધિ પ્રાપ્ત થાય છે, તેનુ બંધન છુટે છે, તેના દુઃખમાત્ર વિનાશ છે અને તેનુ આવાગમન ટળી રહે છે અને તે પરમાત્માથી એકરૂપ થઇ રહે છે ધ્યાનની સિદ્ધિએ દુઃખમાત્રનો આત્યંતિક લય કરનાર અને સર્વોત્કૃષ્ટ સ્વરૂપસુખને આપનાર સમાધિ સિદ્ધ થાય છે અને ધારણાની સિદ્ધિએ ધ્યાન સિદ્ધ થાય છે જેથી ધારણાનો મહિમા અથવા તેનુ સામર્થ્ય ન્યૂન નથી, પણ અપાર છે તેથી બુદ્ધિમાને ધારણાને શ્રદ્ધાપૂર્વક નિત્ય સેવ્ય છે

xxxએક સજ્જન પૂછે છે, કે મારો પત્નીનો દેહ વિલય થયો છે મારે બે ત્રણ નાનાં છોકરાં છે હવે મારે પુનઃ લગ્ન કરવું કે નહિ? જો હું પુનઃ લગ્ન નથી કરતો તો આ છોકરાંને સંભાળે કોણ? મને ખાવાનું કરી આપે કોણ? અને જો હું પુનઃ પરણવાનો વિચાર કરું છું તો મારી પ્રથમ પત્નીના સ્નેહ યાદ આવે છે તો મારે આ પ્રસંગે શું કરવું તે સમજાતું નથી તો આ સંબંધમાં મને યોગ્ય સલાહ આપશો "

જ્યારે આવો પ્રસંગ પ્રાપ્ત થાય છે, ત્યારે સગાં વહાલાં તથા મિત્રાદિ પુનઃ પરણવાની સલાહ આપે છે, અને આ સલાહનો સ્વીકાર કરીને સહુ કોઇ પુનઃ લગ્ન કરે છે એક વખતે આવો પ્રસંગ બને તો તે પુનઃ પરણવાની તે સલાહ આપે છે અને બીજી વખતે તેવો પ્રસંગ બને તો ત્રીજી વખત પરણવાની સલાહ આપે છે જે પોતાને અધિક હિતેચ્છક માને છે તેઓ કન્યા વગેરેની શોધ કરીને પણ પુનઃ લગ્ન કરાવે છે

પરંતુ પરણનારે પોતે જ આ સંબંધમાં કર્તવ્યાકર્તવ્યનો અથવા હિતાહિતનો વિચાર કર્તવ્ય છે જે કંઇ કરવું તે આયુષ્યનો પ્રથમ વિચાર કરીને કરવું, એ જ હિતકર છે પણ આ વિચાર ભાગ્યે જ કોઇ કરે છે સહુ કોઇ પોતે જાણે હજાર બે હજાર વર્ષ જીવનાર હોય તેમ આ વ્યવહારની જાળને પાથરે છે પણ તે બીચારા જાણતા નથી કે તે તેમને કેટલી બંધનકારક થઇ રહે છે!

પ્રથમ સ્ત્રીની એક બે કે અધિક પ્રજા જેને હોય છે તે બીજી વખત પરણે છે તો તેની વળી પ્રજા થાય છે હવે આ સર્વ ભણી ગણીને પોતાને ઉદ્યમે લાગે તથા તેમને પરણાવી કરીને ઠેકાણે પાડી શકાય તેટલું પોતાનું આયુષ્ય ટકશે કે કેમ તેનો વિચાર પુનઃ પરણનાર કરે છે ખરા? અને આ વિચાર તે નથી કરતા તો તેનો પરિણામ એ આવે છે કે આયુષ્ય કંઇ તેમનું વધતું નથી પણ કેટલાંક કારણોથી ઉલટું ઘટવાનો સંભવ હોય છે અને તે પોતાની સ્ત્રી અને નાનાં છોકરાંને મૂકીને ચાલ્યા જાય છે પરિણામ એ આવે છે સ્ત્રી દુઃખી થાય છે અને નાનાં છોકરાં પણ રખડી જાય છે જેથી પોતાના આયુષ્યનો વિચાર કરતાં પુનઃ પરણવા જેવું ન જણાય તો થોડાં વર્ષ દુઃખ ભોગવી લેવું એ જ હિતકર છે

મનુષ્યજન્મ પશુની પેઠે જીવનપર્યંત ખાઇપીને વિષયભોગ ભોગવીને મરવાને માટે જ છે શું? એથી અધિક તેમાં કંઇ કર્તવ્ય છે કે નહિ તેનો બુદ્ધિમાને વિચાર કર્તવ્ય છે અને આ પ્રકારનો વિચાર જેમને હોતો નથી તે જીવનપર્યંત આ વ્યવહારધુરાને વ્યર્થ સ્કંધે વહીને દેવને દુર્લભ ગણાતું માનવ જીવન પૂરું કરે છે ખાઇપીને છોકરાં ઉત્પન્ન કરવા એ વિના જો મનુષ્યનું બીજું આ જન્મમાં કર્તવ્ય હોય તો શામાટે તે કર્તવ્યને તેણે ન સાધવું અને શામાટે વર્તમાન સમયમાં મળેલી ઉત્તમ તક ખોઇ નાખવી?

નહિ પરણવામાં દુઃખ છે તેની ના નથી પણ તેના કરતાં પણ પરણવામાં અધિક દુઃખ અને અધિક બંધન છે એમ મને મારા વિચારથી જણાય છે પછી કદાચ એમ પણ થતું હોય કે જેને હું મારા વિચારથી બંધન માનું છું તેને તમે અથવા તમારો

સ્થિતિના મનુષ્યો સુખનુ સાધન ગણતા હશે મારા વિચારપ્રમાણે જ તમારે અનુસરવુ એમ હુ કહેતો નથી પરતુ હુ જે કહુ છુ તે એ છે કે જે જે કરો તે લોકોના કહેવાથી અથવા સઘળુ જગત્ તેમ કરે છે તેથી ન કરતા પણ જે કરો તે પરમ શાંતિથી વિચાર કરીને કરજો અને જ્યારે તમે સ્વતંત્રપણે વિચાર કરો ત્યારે મારા અત્ર જણાવેલા વિચારોને પણ ધ્યાનમા લેજો, અને પછી જે ઉચિત જણાય તે કરજો તેમા હુ એટલુ તો આગ્રહ પૂર્વક કહી શકુ છુ, કે મધ્યમાવસ્થા વીત્યા પછી ઉત્તરાવસ્થામા તો મનુષ્યે લગ્ન ન જ કરવુ જોઇએ ઉત્તરાવસ્થા તો મનુષ્યે જેથી આ મનુષ્ય જન્મ સાર્થક થાય તેવા માર્ગમાં જ વીતાવવી ઘટે છે

લગ્નનો આશય પ્રજાની ઉત્પત્તિમાટે વસ્તુત છે જો કે આજ આ આશય પ્રજામાંથી લુપ્ત થયો છે તોપણ વસ્તુત તેનો તેવો આશય હતો અને તેથી જેને પ્રજા થઇ ગઇ છે, તેણે શા માટે પુન પુન લગ્ન કરીને આ પ્રપંચજાળમાં અધિક ગુચાવુ તે સ્પષ્ટ થતુ નથી જેને પ્રજા છે તે પુન લગ્ન કરે છે તો તેથી તે પોતાનુ અને પ્રજાનુ બ નેનુ અહિત કરે છે તેમ છતા પણ તમને પ્રજા છતાં લગ્ન ન કરવુ એમ હુ આગ્રહપૂર્વક કહી શકતો નથી જો મારો આ વિચાર યોગ્ય જણાય તો તે સબધમાં સ્વતંત્રપણે વિચાર કરીને યથામતિ નિર્ણયને કરજો, અને પછી તે પ્રમાણે આચરજો આ સસાર ખરેખર ! એક અદ્ભુત મોહજાળ છે અને મનુષ્ય પોતાના મનથી ઘણો ઠગાય છે જેથી આ મોહજાળમાં આપણે અધિકાધિક ન ફસાઇએ અને આપણા મનથી આપણે ન ઠગાઇએ તેનો શાંતિથી વિવેકીએ વિચાર કર્તવ્ય છે

આ સબંધમાં મને એક વિચાર બહુ મહત્વનો લાગે છે, અને તે વિચારે તો હુ કોઈ પણ મનુષ્યને પુન લગ્ન કરવાની સલાહ ન આપી શકુ આ વિચાર તે એ છે, કે લગ્નસબંધથી જોડાએલાં સ્ત્રી પુરુષ-દપતીવચ્ચે જો સાચો સ્નેહ હોય તથા જો સ્ત્રી એકપતિવ્રત પાળનાર હોય અને પુરુષ એકપત્નીવ્રત પાળનાર હોય તો એક બીજાનો વિયોગ થતાં તેમને પુન પરણવાનો શી રીતે વિચાર પણ આવવો જોઇએ તે મને સમજાતુ નથી અને જ્યા પુન પરણવાનો વિચાર આવે છે તથા જ્યાં પુન પરણવામાં પણ આવે છે ત્યાં પતિપત્નીવચ્ચે યથાર્થ શુદ્ધ સ્નેહ નથી તથા ત્યાં એકપતિવ્રત અને એકપત્નીવ્રતનો અભાવ છે એમ હુ સ્પષ્ટ જોઇ શકુ છુ યથાર્થ સ્નેહથી જોડાએલા દપતીનો મારા વિચારપ્રમાણે વિયોગ ન થવો જોઇએ અને જ્યાં આવો વિયોગ થાય છે ત્યાં મને જણાય છે કે યથાર્થ શુદ્ધ સ્નેહનો અભાવ છે મારા વિચારપ્રમાણે શુદ્ધ સ્નેહથી જોડાએલાં દપતીનો વિયોગ આ જગત્માં થઇ શકતો નથી અને કદાચ તેવો વિયોગ થવાનો સભવ આવે છે તો એક બીજાના આયુષ્માંથી એક બીજાને આયુષ્ પણ આપી શકે છે મારા આ વિચારને કદાચ તમે હસી કાઢશો પણ હુ તેને શ્રદ્ધાપૂર્વક માનુ છુ પૂર્વે જ્યારે દપતીમાં આવો યથાર્થ સ્નેહ હતો તથા જ્યારે દપતિમા એકપતિવ્રત અને એકપત્નિવ્રતનો સદ્ભાવ હતો ત્યારે સ્ત્રી વિધવા થતી ન હતી લગ્ન એટલે જોડાએલુ હવે જે જોડાએલુ છે તે શી રીતે છુટુ પડે, અથવા છુટુ થઇ શકે, તે હુ માનતો નથી અને જ્યાં છુટા પડવાપણુ છે અથવા જ્યાં વિયોગ છે ત્યા લગ્ન જ થયુ નથી, ત્યાં જોડાણુ જ થયુ નથી, એમ હુ માનુ છુ

અથવા કદાચ મળવાન્ પ્રારબ્ધયોગે અથવા અન્ય કોઈ કારણથી વિયોગ થાય તો પણ શુ થયુ ? સ્ત્રી પતિનો વિયોગ થતાં પતિનુ જ ધ્યાન ધરીને આયુષ્યને વિતાવે અને પુરુષ સ્ત્રીનો વિયોગ થતાં એકપત્નિવ્રતને પાળીને જીવનને પૂર્ણ કરે તો અન્ય જ ન્મમાં પુન બન્નેનો સયોગ થાય છે અને પુન જ્યારે તેમનો સયોગ થાય છે ત્યારે તેમનો વિયોગ પછી થઇ શકતો નથી પછીથી તો તે બન્ને નિરતરને માટે જ એક બીજાની સાથે જોડાય છે, અને સ્વરૂપમાં બ ને સાથે રમે છે

જ્યાં સ્ત્રીઓને વિધવા થયા પછી પુન પતિ કરવાની છુટ છે, અને જ્યા વિધુર થયા પછી પુરુષને પુન પરણવાની છુટ છે તે જ્ઞાતિને હુ પોતે ઉત્કૃષ્ટ ગણતો નથી તેમ પરાણે જ્ઞાતિબધનથી એક બીજાને પુન ઇચ્છા હોય તો ન પરણવા દેવા એવા વિચારને પણ હુ સ્વીકારતો નથી એકપતિવ્રત અને એકપત્નિવ્રતનો મહિમા અપાર છે અને સ્ત્રી પુરુષો અન્ય કઈ ન કરે, પણ માત્ર એકપતિવ્રત અને એકપત્નિવ્રતને જ જો પાળે તો તે પોતાના દુ ખમાત્રને દૂર થયેલાં જુએ છે અને તે આ દુસ્તર સસારસિધુના પારને પામી રહે છે

સ્ત્રી મરી જાય તો પુરુષનો સ્ત્રીપતિનો અને પુરુષ મરી જાય તો સ્ત્રીનો પુરુષપ્રતિનો સ્નેહ શી રીતે ઓછો થઇ જાય તે મને સમજાતુ નથી અને જ્યાં આ સ્નેહ ઓછો થઇ જાય છે ત્યાં યથાર્થ શુદ્ધસ્નેહ નથી એમ હુ માનુ છુ

આ સબધમાં અધિક ચર્ચા કરવાનો આ પ્રસગ નથી જેથી આ સબધમાં મને યોગ્ય જણાયા તે બે ચાર વિચારો તમારે માટે વિચાર કરવાને મે જણાવ્યા છે તો આ સબધમા સ્થિર ચિત્તે વિચાર કરજો અને પછી જે યોગ્ય અને હિતકર લાગે તે પ્રમાણે સુખથી વર્તજો જેથી આપણુ માનવ જીવન સાર્થક થાય તેવા વર્તનને સેવવુ અને તેથી જુદા પ્રકારના વર્તનમાંથી વિરામ પામવુ, એ બુદ્ધિમાનનુ કર્તવ્ય છે ઘણી બાબતો એવી હોય છે કે તે આરભમાં સુખરૂપ ભાસે છે, પણ પરિણામે તે દુ ખપ્રદ થાય છે અને ઘણી બાબતો એવી હોય છે કે જે આરભમાં કઠિન અને કષ્ટપ્રદ જણાતા છતાં પરિણામે વાસ્તવ હિતજનક અને સુખજનક થઇ રહેછે જેથી આરભમાં કદાચ આપણને થોડો કાલ કષ્ટ સહન કરવુ પડતુ હોય પણ પરિણામે જો આપણુ કલ્યાણ થતુ હોય તો આરભનાં થોડાં કષ્ટ સહન કરી લેવાં ઘટે છે કે જેથી આપણે ભવિષ્યમાં નિરતરને માટે કલ્યાણ થઇ રહે આરભના થો । સુખને માટે ભાવિ જીવન ન બગડે તેની અવશ્ય કરીને સાવધાનતા રાખવી

# મહાત્માની ઓળખ.



એક મહાત્મા—આવો આવો કૃપાળી બા ! બહુ દિવસથી તમારી શંકાનુ સમાધાન થયુ નથી તેથી તેમને અસંતોષ થયો હશે પરંતુ આ વાત એવી છે કે નિવૃત્તિવિના તમારી શંકાનુ સમાધાન થઈ શકે તેમ નથી તમે જુઓ છો કે એક જાય છે, અને બીજા આવે છે, અને એક ઉપર એક શંકા લોકો પૂછ્યા જ કરે છે જેથી નિવૃત્તિ મળતી નથી. અને તમારૂ સમાધાન આવી ગરબડમા નિવૃત્તિવિના ઝટ થઈ શકે તેમ ન હોવાથી મે તમને ઉત્તર આપ્યુ નથી આજે નિવૃત્તિ છે અને તમને સંતોષ ઉપજે તેવી રીતે શંકાનુ સમાધાન થઈ શકશે એમ લાગે છે

તમે મહાત્માને શી રીતે ઓળખવા તે સંબંધમા પૂછો છો, નહિ વારુ ? તો જુઓ આ કામ સહેલુ નથી કોઈ એક માણુસ આવીને એક ઝવેરીને કહે છે કે, મને ઝવેરાતની પરીક્ષા શી રીતે કરવી અથવા હીરા માણુક મોતી, વગેરે સાચા છે, કે ખોટા તે શી રીતે ઓળખવા તે બતાવો તો તે ઝવેરી એકદમ કઈ તેને તે પ્રમાણે બતાવી શકે નહિ તે સામાન્ય સૂચના માત્ર આપી શકે પરંતુ ઝવેરાતની બરાબર પરીક્ષા કરવી હોય તો તેણે ઝવેરી થવુ જોઈએ

તે પ્રમાણે જેણે મહાત્માની પરીક્ષા બરાબર કરવી હોય, જેણે મહાત્માને બરાબર ઓળખવા હોય તેણે જાતે મહાત્મા થવુ જોઈએ જેટલા અંશમા મનુષ્ય પોતે મહાત્મા થાય છે તેટલા અંશમા તે મહાત્માની પરીક્ષા કરી શકે છે ઝવેરાતની પરીક્ષા કરવા ઇચ્છનારે જેમ ઝવેરી થવાની જરૂર છે તેમ મહાત્માની પરીક્ષા કરવા ઇચ્છનારે મહાત્મા થવુ જોઈએ જેટલા અંશમા એક મનુષ્ય મહાત્મા થઈ શકે છે તેટલા અંશમા તે અન્યની પરીક્ષા કરી શકે છે તો પણ ટેકરી ઉપર ચઢનારની દૃષ્ટિમર્યાદા જેમ દૂરના પ્રદેશપર્યંત પહોંચે છે, તેમ થોડા અંશમાં પણ મહાત્મા થનાર અધિક અંશમાં મહાત્માના સ્વરૂપને પીછાણી શકે છે બાકી જે મનુષ્યો ઉંચે ચઢવાનો પ્રયત્ન જ કરતા નથી, તે મહાત્માની પરીક્ષા કરવાના અનધિકારી છે અને તે બીચારા વારંવાર ઠગાય છે

ખાદીની ટોપી અને ખાદીનુ પહેરણુ પહેરનાર કોઈ મહાત્મા હોય છે તો જનસમાજ માની લે છે કે ખાદીની ટોપીમા જ મહાત્માપણુ રહ્યું છે અને જે બીજી જાતના સારાં કપડા પહેરનાર મનુષ્ય સામાન્ય છે, એમ તે માને છે, અથવા કદાચ તેમણે કોઈ મહાત્માને ત્રિભુવનમાં રહેતા જોયા હોય છે અને અન્યને સાદા વેષમાં જુએ છે તો તે સાચા મહાત્મા હોય છે, છતા તેને ભીખારી ગણી કાઢે છે

જો ભાજી અને રોટલો ખાનાર મહાત્મા ગણાય છે તો એથી સારો ખોરાક ખાનાર હોય છે તે સામાન્ય મનુષ્ય છે, એમ ગણાય છે

ભગવાં પહેરનાર કે એવાં ત્યાગના વેષને સૂચવનાર મહાત્મા ગણાતા હોય છે, અને તેમને મહાત્મા ગણનાર મનુષ્યો ગૃહસ્થનાં કપડાં પહેરનારને તે મહાત્મા હોય તો પણ સામાન્ય મનુષ્ય ગણે છે અથવા આવા કોઈ ગૃહસ્થને સાચા મહાત્માતરીકે તે માને છે તો પછી ભગવા કે ત્યાગીનાં વસ્ત્ર પહેરનારને તે ઢોંગી ગણી કાઢે છે

સાચા મહાત્મા કેવા હોય છે, તેનુ સ્વરૂપ પ્રજાને ખબર નહિ હોવાથી આ પ્રમાણે મહાત્માના સબધમાં ઘણી ભ્રાંતિ-ગેરસમજ પ્રજામાં પ્રવર્તે છે આ પ્રમાણે હોવાથી કુટિલ મનુષ્યો મહાત્માના વેષે પ્રજાને ઠગે છે ખાદીની ટોપી અને ખાદીનુ પહેરણ પહેરનાર મહાત્મા ગણાતા હોય છે તો બીજા મનુષ્યો આ વેષ ધારણ કરી લે છે, અને પ્રજાને તે બાને ઠગે છે, અને પોતાનો સ્વાર્થ સાધી લે છે જો ભગવાં કે ત્યાગીના કપડાં પહેરનાર મહાત્મા ગણાતા હોય છે, તો કુટિલ મનુષ્યો તેવાં વસ્ત્ર પહેરીને પોતે મહાત્મા છે એમ જગતને દર્શાવે છે, અને તેને ઠગે છે ગુરુ અથવા આચાર્ય કે ગાદી ચલાવનાર કેમ રહે છે અને કેમ વર્તે છે, તે જોઈને ઘણા મનુષ્યો આજે પોતે તેવા ગુરુ કે આચાર્ય બનીને બેસે છે, અને તેમની પેઠે વર્તન કરે છે, જેથી પ્રજા ઠગાય છે

ખાદીની ટોપી ખાદીનુ પહેરણ, ભગવાં વસ્ત્ર કે એવો બહારનો વેષ એ કઈ મહાત્માપણુ નથી, કે તે કઈ મહાત્માનુ લક્ષણ નથી છતાં જે તેમાં મહાત્મા માને છે ને જ્યાં જ્યાં તેવો વેષ જુએ છે ત્યાં ત્યાં મહાત્માપણાનો સ્વીકાર કરે છે પણ બાહ્ય વેષ એ કઈ મહાત્માપણુ નથી એ કૃપાળો બા ! તમારે અવશ્ય કરીને સ્મરણમા રાખવુ મહાત્માપણુ અતરમા રહેલુ છે જેથી જે આ અતરમાં રહેલા મહાત્માપણાને જોઈ શકે છે તે જ મહાત્માની યથાર્થ પરીક્ષા કરી શકે છે અને આ અતરમા રહેલા માહાત્મ્યને જોવાના સૂક્ષ્મભાવને જોવાને સમર્થ હોય છે તે જ જોઈ શકે છે તોપણ માહાત્માનાં કેટલાક સર્વ સામાન્ય લક્ષણો હોય છે આ લક્ષણોમા કેટલાંક લક્ષણો હુ તમને આજે જણાવીશ તો પણ પ્રસગે આથી વિપરીત વર્તન જોવામાં આવે છે છતાં તેવા વિપરીત વર્તનવાળા પણ મહાત્મા હોય છે આ બધી સૂક્ષ્મ બાબતો છે મહાત્માનુ જીવન જનસમાજ અને તેની રૂઢીથી નિયત્રિત થએલુ હોતુ નથી તે સ્વતત્ર હોય છે વળી તેમની ભૂમિકા પણ જનતા મનુષ્યોથી ઉચ્ચ હોય છે જેથી પણ તેમનુ વર્તન જુદા પ્રકારનુ હોય છે તેમ છતા પણ તેમનું અતઃકરણ સાવધાન હોય છે, અને તે પોતાના મનને અને ઇંદ્રિયોને સર્વ સમયમાં વશ વર્તાવતા હોય છે પ્રસગે તે વિલક્ષણ જણાતી ક્રિયાઓ કરે છે પરતુ તેમ કરવામાં તેમનો કોઈ ઉદ્દેશ હોય છે

લીલા કરે છે "શંકરને તો કામકુ ભસ્મ કર દીયા હૈ ઔર, કૃષ્ણકુ તો કુછભિ સ્પર્શ હોતા નહિ હૈ,' એમ કહીને પોતે દુરાચારમાં પ્રવૃત્ત થાય છે અને અન્યને પણ પોતાની પાછળ દોરે છે

રૂપાળી બા—તમારૂ કહેવું સાચું છે પણ તમારા કહેવા ઉપરથી મહાત્માને શી રીતે ઓળખવા, આ તે ઠગ છે કે સાચો મહાત્મા છે તે શી રીતે જાણવું તે તો કંઈ તમે જણાવ્યું નહિ આ તો ઉલટો મને ગુંચવાડો થય તેવું તમે કહ્યુ

**મહાત્મા**—મે તમને આરંભમાં જ નથી કહ્યુ કે મહાત્માની યથાર્થ પરીક્ષા કરવા ઇચ્છનારે તો મહાત્મા જ થવું જોઇએ તોપણ મહાત્માના કેટલાંક સામાન્ય લક્ષણો હુ તમને જણાવું છુ તેવાં લક્ષણો તમારા જોવામાં જ્યાં આવે ત્યાં તમારે માહાત્મ્ય સ્વીકારવું અને તેવું કોઇ સ્થાન ન જોવામાં આવે તો આ લક્ષણોને તમારે ધારણ કરવાનો પ્રયત્ન કરવો કે જેથી તમે પોતે મહાત્મા થઇ રહેશો અને તમે મહાત્મા થયાં એટલે પછી તમારે બીજા મહાત્માની શી જરૂર છે ? અથવા જરૂર હશે તોપણ તમે તેમને પછી ઝટ ઓળખી શકશો

પ્રથમ મહાત્માનું લક્ષણ મને એમ જણાય છે, કે જે બીજાની પાસે કંઇ પણ લેતો નથી પણ અન્યને આપ આપ જ કરે છે અથવા તે બે પૈસા જેટલી કોઇ વસ્તુ કદાચ બીજાની પાસે લે છે તો તે બે રૂપૈયા જેટલી કિંમતનું તેને કંઇ પણ બદલામાં આપે છે તમારી સાથે કોઇ મહાત્માનો સબંધ થયો હોય અને તમે તેમને મહાત્મા ગણતાં હો તો જો જો કે તમારા બેના સબંધમાં કોણ વધારે લાભ મેળવી જાય છે તે જ મહાત્મા છે અને તેનો જ આત્મા મહાન્—મોટો છે કે જે બીજાને વધારે આપે છે હાલના મહાત્મા ગણાતા પુરુષો તો બીજાની પાસે દ્રવ્યાદિ લઇને તેમને વેશ્યાની પેઠે ચુસી ખાવામાં જ પોતાનું માહાત્મ્ય અને શિષ્યનું કલ્યાણ સમજે છે !

જે યુક્તિપ્રયુક્તિનો આશ્રય લીધાવિના હમેશાં સત્ય બોલે છે, જે પ્રમાણે બોલે છે તે પ્રમાણે ચાલે છે, જેમનું અંતઃકરણ સરળતાવાળું છે જે કોઇને પણ દુઃખ ઉપજે તેવી પ્રવૃત્તિ કરતા નથી જે પ્રપંચ, અધર્મ અનીતિ, અન્યાય વગેરેને કદી પણ આચરતા નથી, જેનું જીવન શુદ્ધ સ્ફટિકવત્ નિર્મલ છે, જેના રજતમ દોષો દબાએલા છે જે પોતાની ઇંદ્રિયો અને મનને વશ નહિ વર્તતાં તેમને વશ વર્તાવે છે, જે આપણા લાભથી હર્ષ પામતા નથી અને હાનિથી શોકને ધરતા નથી જેના હૃદયમાંથી પ્રાણીમાત્રપ્રતિ સાચા પ્રેમનો પ્રવાહ વહે છે પોતાનો સ્વાર્થ સધાય તેના પ્રતિ રાગવાળા અને ન સધાય તેના પ્રતિ રાગરહિત તે હોતા નથી પણ સર્વાત્મભાવ તેમનામાં અખંડ જાગ્રત્ હોય છે, જેમની વૃત્તિનો પ્રવાહ અખંડ આ જગતના પ્રતિ બાહ્ય ન વહેતા અંતરાત્માપ્રતિજ વહે છે જે અંતર્જ્યોતિ છે, જેના અંતરમાં જ્ઞાનપ્રદીપ અખંડ પ્રકાશે છે જેનામાં વિષયવાસનાનો અભાવ છે અને કંચન કામનીનો જેણે યથાર્થ ત્યાગ કર્યો છે નહિ કે લોકોને ઠગવાને માટે અમે કંચન કામિનીનો ત્યાગ કર્યો છે એમ પ્રપંચથી દર્શાવતા નથી પણ સાચા ત્યાગવાળા છે, જેમને આ સંસારના કોઇ પણ પદાર્થમાં મોહ હોતો નથી પણ જેમની વૃત્તિ નિર્મોહપણાને પામી છે કામનો લોભનો તથા મદ મત્સર આદિના

જેમણે જય કર્યો છે, જે અ ર્થના કોઇ પણ પ્રકારે યુક્તિપ્રયુક્તિથી લેવાને ઇચ્છતા નથી, જેમણે પુત્રદારૈષણા વિત્તૈષણા તથા લોકૈષણા એ ત્રણે એષણાનો જય કર્યો છે, જેમની વૃત્તિ અખંડ સમત ને ધારણ કરે છે, અર્થાત્ જે અનુકૂલ વસ્તુ પ્રાપ્ત થવાથી તેમાં રાગ ધરતા નથી અને જે પ્રતિકૂલ વસ્તુ પ્રાપ્ત થવાથી તેનો દ્વેષ કરતા નથી અર્થાત્ જે રાગદ્વેષથી રહિત છે, જે સાચા વિરાગને લીધે નિત્ય નિર્ભરતામા રમે છે આ અને આવાં બીજા ઉત્કૃષ્ટ લક્ષણોને ધારણ કરનાર જ સાચા મહાત્મા છે ઘણા વેશધારી મહાત્માઓ પોતામાં જાણે આ લક્ષણો છે, એમ જગતને યુક્તિપ્રયુક્તિદ્વારા દર્શાવવાનો પ્રયત્ન કરે છે, પણ તે કંઈ ઢાંક્યુ રહેતુ નથી સાચો રૂપૈઓ અને ખોટા રૂપઓ જેમ જણાયાવિના રહેતો નથી તેમ કાળે કરીને કોણ ઢોંગી છે અને કેણુ સાચા છે તે જણાયાવિના નથી જ રહેતુ તો પણ થોડાક વખત આવા ઢોંગી મહાત્માઓ જગતને ઠગીને પોતાનો તુચ્છ સ્વાર્થ સાધે છે જેથી આપણે તેમની જાળમાં ન ફસાવું એ જ સવધાનતા રાખવાની છે અને જ્યાં આપણને સાચુ માહાત્મ્ય જણાય ત્યાં ત ામન આદિ સર્વસ્વનો ભોગ આપતાં પણ ન સંકો ચાવુ કારણ કે મહાત્માઓની કરેલી સેવા ફોક જતી નથી પણ તે આપણુ સાચુ કલ્યાણ સાધે છે તથા પરિણામે આપણને તેમના જેવા કરે છે

આ સંબંધમાં જેટલો વિચાર કરીએ તેટલો થઈ શકે છે, તોપણ તમે આટલા ઉપરથી સહજ સમજી શકો તેમ છે કે મહાત્માનુ સ્વરૂપ કેવુ હોય છે જેથી અહીં વિસ્તા રનુ કંઈ પ્રયોજન જોતો નથી તોપણ અંતમાં વળી કહુ છુ કે જેમણે કામક્રોધાદિ પ્રિ પુઓનો જય કર્યો છે, જેમણે પોતાના મનનો જય કર્યો છે જેમણે આ જગતના સ્વરૂપને યથાર્થ જાણ્યુ છે જેમણે ઈશ્વરના સ્વરૂપનો સાક્ષાત્કાર કર્યો છે, જેમણે પોતાના અંતઃકરણને નિર્મલ કરીને તેને જ્ઞાનપ્રકાશવડે ઉજાળ્યુ છે જેનામાં આત્મજ્ઞાન મધ્યાહ્નના સૂર્યની પેઠે ઝળહળી રહ્યુ છે જે ન પોતાના સ્વરૂપમાં સ્થિરપણે મગ્ન રહ્યા છે, અને જાણ્યા જેવું જાણ્યું છે, અને જેમણે સ્વરૂપનો અપરોક્ષાનુભવ કર્યો છે તે જ સાચા મહાત્મા છે બીજા મહાત્માઓ પૂર્ણ અર્થમાં મહાત્મા નથી પણ મહાત્માના કોઈ એકાદ અંશને તે ધારણ કરનાર હોવાથી તેઓ અર્થમાં મહાત્મા છે બાકી પૂર્ણ અથવા તો યથાર્થ મહાત્મા તો મે આ જે ઉપર લક્ષણો કહ્યાં તે લક્ષણોને ધારણ કરતા કૃતકૃત્ય થએલા પુરુષવરો જ છે



# સુદૃઢ આરોગ્ય અને દીર્ઘાયુષ્

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૪ થી )

   



મનુ છેલ્લુ અંગ અપરિગ્રહ છે અપરિગ્રહ એટલે દેહના નિર્વાહમાં જેટલા પદાર્થોની અનિવાર્ય જરૂર હોય તેથી અધિક પદાર્થોને અથવા ભોગોને વિહિતમાર્ગે પણ નહિ મેળવવાની વૃત્તિ તે તેમ જ પ્રાપ્ત પદાર્થોના વિહિતમાર્ગે પણ રક્ષણમાં પણ વૃત્તિ ન થવી તે અથવા ભોગના પદાર્થોનો નાશ થાય તોપણ તેમના સંબંધમાં વૃત્તિની અસ્પૃહા અથવા ઉપેક્ષા બુદ્ધિ થવી તે પણ અપરિગ્રહ છે

નાના નાના રીતે પાશ્ચાત્ય કેળવણી અને પાશ્ચાત્ય પ્રજાના સંસર્ગ કરીને મનુષ્યોનું એવું માનવું થયું છે કે જેમ પદાર્થોનો ઉપભોગ અધિક તેમ આરોગ્ય આયુષ્યની પ્રાપ્તિ અધિક સમજી જેમ ઉંચા ઉંચા વિષયભોગો ભોગે તેમ આરોગ્ય અને આયુષ્ વધારે સારૂ રહે એમ સાધારણ રીતે માનવું જણાય છે થોડા કાળ કદાચ ભ્રાંતિથી આ સિદ્ધાંત અથવા આ વિચાર સત્ય હોય તેમ જણાય છે પરંતુ વસ્તુત આ વાર્તા સત્ય નથી આપણામાં કહેવત છે કે 'ભોગ એટલા રોગ' એ કહેવત યથાર્થ જ છે ભોગથી જીવન બળનો ક્ષય થાય છે એ સિદ્ધાંત જ સાચો છે અને જે મનુષ્યો અધિક ભોગવિલાસને ભજે છે અને અધિક ભોગો ભોગવે છે તેમનું આરોગ્ય અને આયુષ્ ઘટ્યાવિના રહેતું નથી આ સિદ્ધાંત અથવા આ વાર્તા સાચી છે કે કેમ તેની ખાત્રી જેમને કરવી હોય તેમણે જનસમાજનું અવલોકન કરી જોવું એટલે સ્પષ્ટ થશે યૂરોપીયનો કે શ્રીમાન્ મનુષ્યોને જોતાં એમ જણાય છે કે તેમને ઇચ્છાનુકૂળ ભોગો મળે છે, તેથી તેમનું આરોગ્ય આયુષ્ સારૂ રહે છે પરંતુ તેમનાં શરીરો વધારે સારાં હોવામાં અથવા રહેવામાં તે ઇચ્છાનુકૂળ અધિક ભોગો ભોગવે છે તે નથી, પરંતુ તેમનું નિશ્ચિતપણું, સ્વતંત્રતા મગજઉપર ભારનો અભાવ પ્રસન્નતા વગેરે છે જો તેઓ સંયમ પાળતા હોય તો કદાચ તેમનું આરોગ્યઆયુષ્ વધારે સારૂ રહે જ્યારે ગરીબ મનુષ્યોનું આરોગ્ય આયુષ્ સારૂ જણાતું નથી તેનું કારણ એ છે કે એક તો પૂરૂં પેટ ભરીને તેમને ખાવાને મળતું નથી જીવનમાં જેની જરૂર છે તેવા પોષક પદાર્થો પણ તેમને ખાવાને મળતા નથી હમેશા કષ્ટને કષ્ટ ચિંતામાં તે રહે છે, તેમને પરતંત્રતામાં જીવન વીતાવવું પડે છે, જેથી હમેશાં સંકોચને જ તે અપડ સેવતા હોય છે ભયમાં પણ તે ઘણો વખત રહેતા હોય છે તથા અનેક કારણોથી તેમનું જીવન પ્રસન્નતારહિત હોય છે શ્રીમાન્ મનુષ્યોને રહેવાનું સ્થાન પણ ઉત્તમ

પ્રકારની હવા તથા પ્રમાણવાળુ હોય છે જ્યારે ગરીબ મનુષ્યોને તેવા ઉત્તમ સ્થાનનો પણ અભાવ હોય છે આ વગેરે અનેક કારણે ગરીબ મનુષ્યોનુ આરોગ્ય આયુષ્ ઘટવામાં હોય છે વળી ગરીબ મનુષ્યો પણ વિષયોપભોગની લોલુપતાવાળા હોય છે જેથી પણ તેમને સંતોષ અને સંયમવાળા જીવનથી જે લાભ થવો જોઇએ, તે થતો નથી

પૂર્વના ઋષિમુનિઓ દીર્ઘ આયુષ્યને પ્રાપ્ત હતા તેનુ કારણ એ હતુ કે તે નેત્ર મીંચીને અખંડ અથવા ઘણો સમય સંયમમાં ગાળતા હતા જે કંઈ કંદફળ મળે તેથી તે સંતોષ માનતા હતા અને સાધારણ રીતે તાપ, ટાઢ અને વર્ષાદથી રક્ષણ થવા માટે ઝુંપડી બાંધીને તેથી નિર્વાહ કરી લેતા હતા તે આપણી પેઠે મોટર સાઇકલ, આગગાડી આગબોટ, એરોપ્લેન વગેરેનો ઉપયોગ કરીને અહીંતહીં દોડાદોડ કરતા નહતા જીવનમાં નિર્વાહક પદાર્થો તેમને મળતા તો તેથી સંતોષ માનીને તે રહેતા, અને જેની પોતાના જીવનમાં જરૂર નથી એવા નિર્વાહથી વધારાના પદાર્થો મેળવવાનો તે પ્રયત્ન કરતા નહતા તેમ જ જે ઉપભોગ જીવનબળનો અને આરોગ્યઆયુષ્યનો ક્ષય કરનાર છે તેવા ભોગોને માટે પણ તે પ્રયત્ન કરતા ન હતા તથા તે પદાર્થોને મેળવીને તે ભોગો ભોગવતા નહતા આ કારણોથી તે ઉત્તમોત્તમ આરોગ્યનો અનુભવ કરતા હતા તથા હજારો વર્ષનુ દીર્ઘ આયુષ્ ભોગવતા હતા

જે પદાર્થોનો આપણા જીવનનિર્વાહમાં સાક્ષાત્ ઉપયોગ નથી, અને જે આપણી સાથે આવવાના નથી તેવા અનેક પદાર્થોને આપણે મેળવવાને નિરંતર પ્રયત્નશીલ રહીએ છીએ તે જ પ્રમાણે જેની જરૂર આપણી ભાવિ પ્રજાને નથી તે પણ આપણી પેઠે અનેક પદાર્થોને મેળવે છે, અને વ્યર્થ જીવનને ખોઇ નાખે છે

જેમ અધિક પદાર્થો અથવા અધિક દ્રવ્ય મેળવવાની ઇચ્છા તેમ વૃત્તિની ચંચળતા અધિક અને તેમ સંયમનો અભાવ વધારે સમજવો સંયમ આરોગ્ય આયુષ્યને વધારનાર છે, કેમ કે જીવનબળનો તેથી સંચય થાય છે, એ વગેરે આપણે આરંભમાં વિસ્તારથી ચર્ચા કરી ગયા છીએ જેથી અત્ર પિષ્ટપેષણ કરતા નથી મુંબઇ વગેરે ઠેકાણે રહેતા એ ચાર મીલોના માલીકને જોશો તો જણાશે કે તેમની વૃત્તિ કેટલી બધી ચંચળ અને સંયમરહિત હોય છે જેમ ઉપાધિ વિશેષ તેમ વૃત્તિની ચંચળતા અધિક સમજવી કારણ કે અધિક ઉપાધિવાળાને પોતાની વૃત્તિને તે ઉપાધિપ્રતિ અધિક પ્રમાણમાં રાખવી પડે છે અને જેમ બાહ્ય પદાર્થો અથવા ઉપાધિપ્રતિ વૃત્તિની અભિમુખની વધારે તેમ વૃત્તિ ચંચળતા વધારે સમજવી અને તેમ સંયમનો અભાવ સમજવો

વળી જે મનુષ્યો અધિક ભોગોને ભોગવનાર હોય છે અથવા તેવી વૃત્તિવાળા હોય છે તેમની વૃત્તિ પણ અધિક અંશમાં ચંચળ અર્થાત્ સ્થિરતારહિત હોય છે, અને તેથી પણ તેમના આરોગ્યઆયુષ્યનો ક્ષય થતો રહે છે વૃત્તિની અસ્થિરતા એ આરોગ્યઆયુષ્યનો ક્ષય કરનાર છે અને વૃત્તિની સ્થિરતા એ તેને વધારનાર છે પ્રત્યેક ભોગ મનુષ્યને સુખ આપતો જણાય છે પરંતુ તે પ્રત્યેક ભોગ પ્રત્યેક ભોગના પ્રસંગે મનુષ્યના જીવનબળનો ક્ષય જ

કરે છે જેથી વિષયોપભોગ એ જીવનબળનો ક્ષય કરનાર હોવાથી, આરોગ્ય અને આયુષ્યની ક્ષતિ કરનાર છે એ સહજ સમજાય તેમ છે

જ્યાંસુધી મનુષ્યમાં જીવનબળનો સંચય અધિક હોય છે ત્યાંસુધી તેનામાં વિવિધ રોગના બીજકોને શરીરથી બહાર હાંકી કાઢવાનું સામર્થ્ય હોય છે હવે જેના શરીરમાંથી એ બળ ઓછું થાય છે તે વિવિધ રોગના ભોગ સહજ થઈ રહે છે, કેમ કે તેમના શરીરમાંથી ઉપર જણાવ્યું તે વ્યાધિનો અભિભવ કરવાનું સામર્થ્ય ક્ષીણ થએલું હોય છે જેમનામાં ભોગની અધિક લોલુપતા હોય છે તે એમ અથવા અનેક રોગના ભોગ થઈ પડે છે, એ સમાજપ્રતિ દૃષ્ટિ કરીએ તો આપણને જણાયાવિના નથી રહેતું

પદાર્થોને અથવા ભોગોને પ્રાપ્ત કરવા જતાં પણ તેમનું ચિંતન કરવું પડે છે, અને આ પ્રકારનું ચિંતન એ પણ આયુષ્યબળની ક્ષતિ કરનાર છે તે પદાર્થો ઇચ્છાનુકૂલ ન પ્રાપ્ત થાય તોપણ ચિંતા અને અસંતોષ ઉપજે છે જેથી પણ આરોગ્ય આયુષ્યની ન્યૂનતા થાય છે તે પદાર્થોનું રક્ષણ કરી રાખવાનિમિત્તે પણ ભોક્તાને ચિંતા અથવા પરિશ્રમ કરવો પડે છે, જેથી પણ આરોગ્ય અને આયુષ્યની ક્ષતિ થાય છે વળી આ ભોગો વિષયો કે પદાર્થો ભોક્તાને કંઈ આધીન વર્તતા નથી કે તેની ઇચ્છા હોય તેટલો સમય તે ટકી રહે અને તેને ભોગજન્ય સુખને આપ્યા કરે. આ પદાર્થો કઈ ક્ષણે વિનાશને પામશે અથવા કઈ ક્ષણે તેમનો વિયોગ થશે તેનો કંઈ નિશ્ચય નથી જેથી આ પદાર્થોનો ભોક્તાથી વિયોગ પણ થઈ રહે છે જેથી આવો પ્રસંગ આવે છે, ત્યારે ભોક્તા ચિંતા દુઃખ વગેરેને વશ થાય છે આ શોક ચિંતા, કલેશ વગેરે પણ આરોગ્ય આયુષ્યની ક્ષતિ કરનાર છે

અથવા કદાચ ધારો કે ભોગ્ય વસ્તુઓ અથવા વિષયો ભોક્તાની ઇચ્છાપ્રમાણે ટકે તોપણ તેથી ભોક્તાને લાભ નથી, પણ તે પદાર્થોના ભોગવડે તેના આરોગ્યઆયુષ્યની ક્ષતિ જ કરે છે, એ વાર્તા આપણે આરંભમાં જ કહી ગયા છીએ જેથી જેને સુદૃઢ આરોગ્ય અને દીર્ઘાયુષ્યની જરૂર છે તેમણે આ પરમ હિતકર અપરિગ્રહ નામના યમવ્રતના ઉભય અંગનું પાલન કર્તવ્ય છે

જગતપ્રતિ દૃષ્ટિ કરીએ છીએ તો જણાય છે કે જે મનુષ્યો સંતોષી જીવન ગાળવાવાળા છે, તે શરીરે સુખી જણાય છે તથા તે જીવે છે પણ અધિક શહેરમાં રહેનાર અને ગામડાંમાં રહેનાર મનુષ્યોને જોઈએ તો જણાય છે કે શહેરમાં રહેનાર મનુષ્યોને હજાર વસ્તુની જીવનમાં જરૂર પડે છે જ્યારે ગામડામાં રહેનાર બીચારા થોડી જ વસ્તુઓથી ચલાવી લે છે ગામડામાં રહેનારને જીવન નિર્વાહમાં જરૂરની એવી થોડી વસ્તુઓ મળે છે તો તે પોતાનું આખું જીવન તેમાંથી આનંદમાં પૂરૂં કરે છે જ્યારે શહેરમાં રહેનારને હજારો વસ્તુઓ પોતાના નિર્વાહમાટે જોઈએ છીએ આ બન્નેના આરોગ્ય આયુષ્યમાં અંતર હોય છે કે નહિ અથવા કેટલું હોય છે તે જણાવવાની જરૂર નથી કારણ કે તે, આપણા નિત્યના અનુભવની વાર્તા છે ગામડાનો અભણ અને ગ્રામ્ય ગણાતો મનુષ્ય જે કાંતિયા રાત્રે સૂઈ રહે છે તે જેટલું પચાવી શકે છે, તેના શરીરમાં વ્યાધિનો જેટલો

અભાવ હોય છે, તેમાનુ આ શહેરમાં રહેનાર નાગરિક જીવનવાળા નાગરિકને કપ જ હોતુ નથી પરતુ તેનુ જીવન એથી ઉલટુ હોય છે તે સુખથી સુઇ શકતો નથી, તેને ખુલાસાથી દસ્ત પણ થતો નથી, ખાધેલુ પૂરૂ પચતુ નથી વૈદ્ય અને ડાકટરનુ ઘર નિત્ય સભાળવુ પડે છે, તથા તેનુ જીવન અનેક ઉપાધિ વ્યાધ અને આધિમા પૂરૂ થાય છે આ પરિણામ અપરિગ્રહના સદ્‌ભાવ અને અભાવનો છે જો કે ગામડામાં રહેનાર મનુષ્યો જ્ઞાનપૂર્વક કદાચ અમે અપરિગ્રહને પાળીએ છીએ, એમ નહિ જાણતા હોય પરતુ તે સતોષપૂર્વક રહેતા હોવાથી સ્વાભાવિક રીતે જ કેટલાક અ શમાં તેમનાથી અજાણતાં પણ આ અ ગનુ પાલન થાય છે, અને તેનો તેમને લાભ મળે છે અપરિગ્રહ આરોગ્ય અને આયુષ્યને આપે છે એટલુ જ નહિ પરતુ તેના બીજા પણ ઘણા લાભ છે પરતુ તેનાથી થતા બીજા લાભ વિષે જણાવવાનો આ પ્રસગ નથી, જેથી આપણે તે પ્રતિ દષ્ટિ કરતા નથી પરતુ પ્રસ્તુત પ્રસગપૂરતો જ આપણે અત્ર વિચાર કર્યો છે

અપરિગ્રહ એટલે વિહિત અથવા ન્યાયમાર્ગે પણ પદાર્થોને નહિ મેળવવા તથા ન્યાયમાર્ગે પણ તેમને નહિ ભોગવવા તે ઘણા મનુષ્યોને શકા થશે કે ન્યાયમાર્ગે પદાર્થોને પ્રાપ્ત કરીને તેનો ઉપભોગ કરવામાં શી અડચણ છે ? પરતુ જેને માત્ર વિવિધ ભોગો ભોગવીને મરણશરણ થવુ હોય તેના માટે તો તે ઉત્તમ છે પરતુ આરોગ્ય અને આયુષ્યવડે તેથી કોઈ અધિક ઉપયોગી વસ્તુ પ્રાપ્ત કરી શકાતી હોય તો બુદ્ધિમાન્ મનુષ્યો તેવી પ્રાપ્તિને જ પ્રધાનતા આપે છે

અન્યાય અને અવિહિત માર્ગે મેળવેલા પદાર્થ અને ભોગો આરોગ્ય અને આયુષ્યની ક્ષતિ કરે છે એટલુ જ નહિ પરતુ વિવિધ રોગને ઉત્પન્ન કરીને જીવની અધોગતિ જ સાધે છે જેથી બુદ્ધિમાને પ્રાણાંતે પણ અવિહિત માર્ગે તો પરિગ્રહ સેવ્ય નથી જે આરોગ્ય અને આયુષ્યવડે મનુષ્ય દૈવી સપત્તિઓ મેળવી શકે છે જેનવડે તે ઉત્કૃષ્ટમાં ઉત્કૃષ્ટ સ્વરૂપસુખને પ્રાપ્ત કરી શકે છે, જેનવડે તે અક્ષય અને અવિનાશી સુખને મેળવે છે તેવા ઉત્તમ સર્વાર્થ સિદ્ધ કરી આપનાર આરોગ્ય આયુષ્યનો સામાન્ય વિષયોપભોગમાં ક્ષય કરી નાંખવો એ બુદ્ધિમાન્ અને વિવેકી મનુષ્યો યોગ્ય ગણી શકતા નથી પરિગ્રહથી અર્થાત્ વિષયોના સેવનથી જે સુખ મળે છે તેના કરતા હજારગુણુ ઉત્કૃષ્ટ સુખ અપરિગ્રહથી પ્રાપ્ત થાય છે કેવુ ઉત્કૃષ્ટ સુખ મળે છે તેનુ વર્ણન કરવુ કઠિન છે એ તો જે આ અગની સિદ્ધિ કરે છે તેને જ અનુભવથી સમજાય છે આપણા વર્તમાન જીવનમાં આપણાથી અપરિગ્રહ પૂર્ણ અશમા ન સધાય તો જેટલા અ શમા સધાય તેટલા અ શમાં સાવધાનતાપૂર્વક તેનુ પાલન કર્તવ્ય છે પછી આપણને તેનુ સ્વલ્પ અ શમા પણ પાલન થતાં તેના દૈવી લાભ આપણા અનુભવમા આવશે અને પછીથી સ્વત જ તે અગનુ અધિક અ શમાં પાલન કરવાનો આપણને ઉત્સાહ પ્રકટશે

( અપૂર્ણ )

# સસારનુ મિથ્યાત્વં.



૫ • રાગ ધનાશ્રી

આ સસાર અસાર, જાણો, આ સસાર અસાર
અઘટિતઘટનાપટીયસી માયા–નો આ સઉ પ્રસાર —
સત્યસમો દીસે પણ તેમા, સત્યાશ ન લગાર —
ભ્રાતિથી સુખરૂપ જણાતો, પણ દુ ખનો આગાર —
સારરૂપ ગણતા પહેલા, કરો, જો જો દીર્ઘ વિચાર —
શોદ્ધ ધરીને મિથ્યામાહી, વહેશો નવ દુ ખભાર —
સદ્દવસ્તુના પ્રકાશવડે કઈ, ભાસે તેમા સાર —
પાર ગએલા પુરુષો અનુભવથી કહે કરી પુકાર —
શુ મિથ્યા શુ સાચુ જાણ્યે, સત્ર થતો ઉદ્ધાર —
સદ્દવસ્તુમા સ્નેહ ધય જન, પામે આ ભવ પાર

---

## મુબઈના ગ્રાહકોને સૂચના.

મુબઈના ગ્રાહકોનુ લવાજમ અમને મળ્યું નથી કેટલાકને અમે વી પી થી મોકલી નથી, અને જેમને મોકલી હતી તેમના વી પી ટપાલ ખાતાની અવ્યવસ્થાને લીધે પાછા આવ્યા છે ફરીથી વી પી મોકલતા ચાર પાચ આના ખરચ આવે છે કેમ કે ટપાલના દરમા વધારો થયો છે જેથી મુબઈના ગ્રાહકો પોતાનુ લવાજમ મોકલી આપવા કૃપા કરશે મ ઓ દ્વારે તેમણે મ ઓ મોકલવો મ ઓ મોકલવાનો અવકાશ ન હોય તો એક એક રૂ વાળી નોટો અથવા પોસ્ટની ટીકીટો મોકલી આપશે તો પણ ચાલશે

વ્યવસ્થાપક, પ્રાત કાલ

# प्रकीर्ण सद्विचार संग्रह.

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૨૭ થી )

× × × એક દિવસે તાપમાં હું છત્રી ઓઢીને બપોરના વખતે બહાર જતો હતો તાપ ઘણો હતો છતાં મારી પાસે છત્રી હોવાથી મને તે ઓછો જણાતો હતો આ મારી છત્રી જોઈને મને એ વિચાર આવ્યો કે અહો ! ક્યાં સૂર્યની વિશાલતા અને ક્યાં મારી છત્રીની લઘુતા ! ક્યાં સૂર્ય અને ક્યાં છત્રી ! તે છતાં પણ આટલા માટે સૂર્યના તાપથી તે મારૂં રક્ષણ કરી શકતી હતી. સૂર્યના તાપને રોકવાને માટે સૂર્ય જેટલું મોટું કોઈ સાધન જોઈએ છીએ, એમ નથી એમ મને આ વિચાર આવતા જણાયું તે જ પ્રમાણે મનુષ્યના દુઃખોરૂપી સૂર્ય ઘણો મોટો હોય છતાં જો તે જ્ઞાનરૂપી લઘુ જણાતી છત્રીનો આશ્રય લે છે તો તેના દુઃખનો તાપ તેને લાગતો નથી મનુષ્યના પ્રારબ્ધ અને કર્મ દોષનો જો વિચાર કરીએ તો તે લાખો જન્મ લે તો પણ તેનો અંત આવે નહિ પરંતુ તે જ્ઞાનનો આશ્રય લે છે તો આ લાખો જન્મે પણ ન છુટે તેવાં કર્મો એક જ ક્ષણમાં નાશને પામે છે અને તેટલા માટે જ શ્રી ભગવદ્‌ગીતામાં કહ્યું છે, કે ज्ञानाग्नि सर्व कर्माणि भस्मसात् कुरुतेऽर्जुन – હે અર્જુન ! જ્ઞાનાગ્નિ સર્વ કર્મને ભસ્મીભૂત કરી નાંખે છે એક ઘાસની ગંજી ગમે તેવી મોટી હોય છે છતાં તે માત્ર એક નાની ચણખી લાગવાથી ભસ્મીભૂત થઈ રહે છે તેમ મનુષ્યનાં દુષ્ટ કર્મો, અથવા તેનાથી તેને મળતાં અથવા મળનાર અનેક દુઃખો જ્ઞાનાગ્નિરૂપી નાની સરખી ચીણગારીથી ભસ્મીભૂત થઈ રહે છે જ્ઞાનનો મહિમા અપાર છે અને ન વર્ણી શકાય તેવો છે પોતાના દુઃખો સત્વર દૂર કરવા ઇચ્છનારે આ જ્ઞાનનો જ આશ્રય કર્તવ્ય છે આ જ્ઞાનને હાલની શાળાઓમાં મળતું જ્ઞાન નથી પરંતુ આ જગત્ શું છે તે ક્યાંથી ઉત્પન્ન થયું છે, તે સત્ય છે કે અસત્ય છે આપણે મનુષ્યો ક્યાંથી આવ્યા છીએ ક્યાં જવાનું છે આપણા સહ આ જગતના આધારરૂપ સદ્વસ્તુ શું છે એ વગેરે તત્ત્વવિચારના પરિણામ પ્રાપ્ત જ્ઞાન એ જ વાસ્તવ જ્ઞાન છે અને તે જ મનુષ્યનાં દુઃખ હરવાને સમર્થ છે

## ચાલુ માસમાં અમને મળેલી સાહાય્ય

| | |
|---|---|
| રા. શેઠ પરમાનંદદાસ—મુંબઈ .... | રૂ ૭૫–૦–૦ |
| રા. શેઠ હરિદાસ રણછોડદાસ—મુંબઈ | રૂ ૬૦–૦–૦ |
| બેન નર્મદા એધાનમિત્તે—મુંબઈ | .... રૂ ૫–૦–૦ |

વ્ય. પ્રાતઃકાલ




पुस्तक १९ ] संवत् १९७७ फाल्गुन कृष्ण० १४ [ अंक ९

॥ ॐ श्री ॥

## પોતાના દોષો જણાવીને તેને જીતાવવામાટે પરમાત્માપ્રતિ પ્રાર્થના ×

પદ (તનુ આ મંદિર વિશ્વનાથનું રે, હાં હાં હાં, એ લય)

દોષો મારામાં પ્રભુ! બહુ રહ્યા રે! હાં હાં હાં,
ગણ્યાં ન જે ગણી શકાય—કહું શું પ્રભો
અનુપાને પાત્ર છું ખરે રે, હાં હાં હાં —
કામ ક્રોધ લોભ ભર્યાં મુજમાં રે હાં હાં હાં
ટાળ્યા ન જે હું થી ટળાય,—
છળ કપટ પ્રમાદથી વળી પૂરો રે, હાં હાં હાં
દુષ્ટતા ન માપી મુજ જાય —
તેમ છતાં દોષરહિત માનું છું, રે હાં હાં હાં
જાણું ન દોષ છે જરાય,—
ખોટા ખરાથી જગને હું ઠગું રે હાં હાં હાં,
બની મોટો મહાત્મા સદાય —
અન્યને સુધારવાને હું ફરૂં રે હાં, હાં હાં,
કટિ કસી આ જગતમાંહ્ય,—
પોતાને પણ જરી સુધારવાનો રે, હાં હાં હાં
પ્રયત્ન હું થી નવ થાય —
ગતિ પ્રભો! અંતે મારી શી થશે રે, હાં હાં હાં
જાણો આપ જગદધિરાય —
દોષો જણાવી મારા મુજને રે હાં હાં હાં,
જીતાવો નરહરિરાય! —

× પ્રસંગપરત્વે રચેલું

# શ્રી શંકરાચાર્યનો સિદ્ધાંત અને તે સંબંધી આપણું કર્તવ્ય.

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૧૦૨ થી )

હમણા લોકમાન્ય તિલક મહારાજે ભગવદ્ગીતાઉપર વિસ્તૃત પુસ્તક પ્રગટ કર્યુ છે એનો કેટલોક ભાગ મે વાંચ્યો છે અને તે ઉપરથી તેઓનો અભિપ્રાય એવો જણાય છે કે કેવળ નિષ્કામ કર્મનો ઉપદેશ કરવાના હેતથી જ ગીતાની રચના થઈ છે અર્થાત્ સાક્ષાત્કાર થયા પછી પણ વર્ણાશ્રમવિહિત નિષ્કામ કર્મ કરવાં એ જ શ્રી ગીતાનો આશય છે શ્રીશંકરાચાર્ય મોક્ષને માટે સંન્યાસને પ્રાધાન્ય આપે છે અને શ્રીમદ્ ભગવદ્ગીતામાંથી પણ એ જ નિષ્કર્ષ કાઢી બતાવે છે, તે તેમને માન્ય નથી ઘણી યુક્તિથી અને ઘણી વિદ્વત્તાથી આ વાત શ્રીમાન્ તિલક મહારાજે પ્રતિપાદન કરી બતાવી છે એવા મોટા અર્વાચિન પંડિતના અભિપ્રાય વિરુદ્ધ કાંઈ બોલવું, એ કદાચ હસવાજેવું ગણાશે, તેમ શ્રી શંકર ભગવાનના સિદ્ધાંતનું કોઈ અર્વાચિન પંડિત લોકસ્થિતિ જોઈને ખંડન કરવા તત્પર થાય તે સાંભળીને આવે પ્રસંગે પણ પોતાનો અભિપ્રાય પ્રગટ ન કરવો તે પણ ઠીક નહિ ગણાય આ કારણથી એ સંબંધમા મારો અભિપ્રાય અહીં પ્રસંગોપાત્ત જણાવવાનું ઉચિત ધારું છું હું માનું છું, કે ધર્મ અને મોક્ષનો વિષય પ્રતિપાદન કરનારાં શાસ્ત્રો મહાભારતાદિ ઇતિહાસ પુરાણો વગેરેમા જે કાંઈ આખ્યાયિકાઓ આપેલી હોય છે તે કહેવામા કથાનું તાત્પર્ય હોતું નથી પણ સિદ્ધાંતમા જ હોય છે અને તેથી જ તે આખ્યાયિકાઓ અર્થવાદરૂપ ગણાય છે, એ શાસ્ત્રજ્ઞ પંડિતોને નવું કહેવું પડે એમ નથી વેદમા ઇંદ્ર અને વૃત્રની કથાનો નિરુક્તાનુસાર જેઓ અર્થ કરી જાણતા હશે તે જાણતા હશે કે ખરેખર ઇંદ્ર અને વૃત્રની લડાઈ વર્ણવવાનો તેમા આશય નથી તેમ જ બ્રહ્મદેવપાસે ઇંદ્ર અને વિરોચન ઉપદેશ લેવા ગયાની આખ્યાયિકા છે તેમા પણ શ્રુતિનું તાત્પર્ય ઇંદ્ર વિરોચનનું વર્ણન કરવામાં નથી બૃહદારણ્યકમાં જનકની સભામા યાજ્ઞવલ્ક્ય અને આશ્વલ-આરૂણેય-કહોલ-ગાર્ગી-શાકલ્ય વગેરેનો સંવાદ છે, તે જેમણે ધ્યાનપૂર્વક વાંચ્યો હશે તેમને જણાયું હશે કે તે અવ્યવસ્થિત ક્રમવગરના પ્રશ્નોત્તર નથી પણ ઉપક્રમઉપસંહારપૂર્વક કથન કરેલ બ્રહ્મવિદ્યાનું પ્રકરણ છે ગુરુશિષ્યના સંવાદરૂપે અથવા વિશ્વાસુ અને પ્રભાસુના સંવાદરૂપે કાવ્યાદિમાં જે જે પ્રસંગો વર્ણ્યા છે તેમાંના પ્રભાસુ વિશ્વાવસુનો પ્રસંગ વર્ણવવાના સાધનરૂપ છે એ જ ન્યાય શ્રીકૃષ્ણ અર્જુનના સંવાદરૂપે વર્ણવેલી શ્રીમદ્ ભગવદ્ગીતાને કેમ લાગુ ન પડે ? મારૂં કહેવું એમ નથી કે શ્રીકૃષ્ણ અર્જુન કલ્પિત વ્યક્તિઓ છે ભૂતાર્થવાદરૂપે તે વાસ્તવિક વ્યક્તિઓ હોઈ શકે, પરંતુ અર્જુન પાસે યુદ્ધ કરાવવું એ જ ગીતાનો મુખ્ય વિષય હોય એમ કોઈ શાસ્ત્રના સંસ્કારવાળો પુરુષ કહી શકશે નહિ, જો એમ જ હોય તો રોગીનો રોગ મટાડવા માટે નહિ, પણ પૈસા મેળવવા માટે વૈદકશાસ્ત્રો રચાયા છે ઈશ્વરભક્તિ મોક્ષમાટે નહિ પણ નિર્વાહ ચલાવવાના સાધનરૂપે છે ભાગવત અર્થાત્ પાઠ ભક્તિ ઉત્પન્ન થવા માટે નહિ પણ પુરાણી કહી વૃત્તિ ચલાવવા માટે છે એના જેવું જ એ કહેવાય ! ક્ષત્રિયને સ્વભાવથી જ પ્રાપ્ત જે યુદ્ધ તેનો ઉપદેશ કરવાને આટલો બધો આડંબર

હોય નહિ રીસાયલી બાઈડીને ખાવાનો ઉપદેશ કરવા માટે આખા ગ્રંથની રચના અથવા સ્વભાવત વિષયનિષ્ઠ મનુષ્યોને વિષયભોગના ઉપદેશ માટે તત્ત્વવિચાર (ફિલસુફી) ના ગ્રંથો લખવા જેવું એ કહેવાય ખરું જેના ગીતાદ્વારા મોક્ષજ્ઞાનનો ઉપદેશ કરવાને અર્જુનના યુદ્ધ પ્રતિ ઔદાસિન્યને નિમિત્તરૂપે આગળ ધર્યું છે

અથવા એ ગમે તે હો ઉપનિષદ્રૂપ ગીતામાં ઉપનિષદ્થી વિરુદ્ધ અર્થનું પ્રતિપાદન હોય નહિ અને ઉપનિષદ્ જેમ 'न कर्मणा न प्रजया धनेन त्यागेनैके अमृतत्वमानशु।' એમ ત્યાગનો ઉપદેશ કરે છે તેમ ભગવદ્ગીતા પણ મોક્ષને અર્થે "अनिकेत स्थिरमति भक्तिमान् मे प्रियो नर" અનિકેતપણાનો ઉપદેશ કરે છે એમ સમજવું એ જ વધારે યુક્તતર છે

અર્જુન સંન્યાસનો અનધિકારી હોવાથી ભગવાને તેને ભલે યુદ્ધમાં જ કૃતકૃત્યતા બતાવી હોય તોપણ તેથી જ્ઞાનશુદ્ધિનો પણ સંન્યાસઉપરથી હક ઉઠાવી દેવાનો કોઈને અધિકાર હોય એમ મનાય નહિ

શ્રીશંકરાચાર્યનો એ જ સિદ્ધાંત છે કે ત્યાગાનંતર મોક્ષપ્રાપ્તિ થાય છે અને તેથી તો 'वेदो नित्यमधीयतां तदुदितं कर्म स्वनुष्ठीयतां' ઇત્યાદિ ઉપદેશને અંતે 'निजगृहात् तूर्णं विनिर्गम्यताम्' એમ કહેલું છે

ઘણાઓને શ્રીશંકરાચાર્યની આ આજ્ઞા કડવી લાગશે ખરી પ્રથમ તો જીવ બ્રહ્મની એકતા અને જગતની સ્વપ્નસમાન માયામયતા એ જ ગળામાં ઉતરે એવું નથી તો પછી આ જ્ઞાનને યોગ્ય થવાને વિવેક, વૈરાગ્ય, શમ દમાદિ સાધન જોઈએ આ પણ ઘરમાં રહીને સ્ત્રીના કોડ પૂરવામાં બાળકોને રમાડવામાં, અને સંપત્તિ મેળવવામાં મચ્યા રહેનારને દુઃખદાયક જેવા જ છે અર્થાત્ સંસારમાં રહી અનેક વાસનાવાળા મનને તેમાંથી મુક્ત ન કરતાં નવી નવી વાસનાઓના થર ચઢાવીને દૃઢ વાસનાવાળું કરવાના જ જેમાં સાહિત્યો ભરેલાં છે ત્યાં રહીને જનકની પેઠે જેઓ 'मिथिलायां प्रदग्धायां न मे दह्यति किंचन' માનતા હોય તેમને હજાર વાર ધન્ય છે પરંતુ "मनुष्याणां सहस्रेषु कश्चिद् यतति सिद्धये। यततामपि सिद्धानां कश्चिन्मां वेत्ति तत्त्वतः।" એ રીતે ઘણા જણ જે સંસારના વૈભવ ન છુટવાથી જ 'સંસારમાં સરસો રહે ને મન મારી પાસ' માનતા હોય તો તેમાં તેઓ પોતાને જ ઠગે છે

સંસારનો રાગ ન છુટવાથી જ અનેક મત માર્ગો પેદા થયા છે ઘણા જણ કોઈ તરેહની ઉપાસના કરીને 'श्री सुरदीसाधन ... भोगमोक्षकरस्वपत्र' એમ કહીને અરે કરી પોતાના મનને પટાવે છે પણ 'इहां तो सदाई धामधूमही मचाइ पर उहां तो नहि है कछु राज्य पोपाबाईको'

ત્યારે શું બધાએ હવે મોક્ષમાટે સંન્યાસી જ થઈ જવું? આ પ્રશ્ન જ અસ્થાને છે શ્રીશંકરાચાર્યનો સિદ્ધાંત અને તે સંબંધી આપણું કર્તવ્ય છે તે આ રીતે કહેવામાં આવ્યું છે અને તે એટલું સંક્ષેપમાં કહ્યું છે કે હજી ઘણી ઘણી વાતો જાણવાની રહી જાય છે શ્રીશંકરાચાર્ય વર્તમાનમતના સ્થાપક કહેવાય છે ખરા જેનો વર્તમાનમત પૂર્વે પણ હતો પરંતુ બૌદ્ધાદિના પ્રાબલ્યથી તે શિથિલ થયો હતો તેને શ્રીશંકરે ચેતના આણી હતી અર્થાત્

કરેક વર્ષે મનુયાજ્ઞવલ્ક્યાદિકે કહ્યા પ્રમાણે પોત પોતાના વર્ણાશ્રમને પાળવાથી ધર્મ અર્થ કામ અને મોક્ષ એ ચારે પુરુષાર્થ સિદ્ધ થને શ્રીવેદવ્યાસ પણ ભારત સાવિત્રીમાં લખે છે કે

ऊर्ध्व बाहुर्विरौम्येष नच कश्चिच्छृणोतिमे ।
धर्मादर्थश्च कामश्च स किमर्थं न सेव्यते ।

આ સ્મૃત્યુક્ત એટલે સ્માર્ત ધર્મ આચરવાથી આપણા પ્રિય વિષયભોગને અડચણ આવવાની નથી, અને સમય આવે જ્યારે વિષય ભોગવવાને શક્તિઓ ક્ષીણ થાય અને મૃત્યુના દૂતના પગલા સંભળાય ત્યારે તો સંસારથી ઉદાસ થઇને એકાંત વાસ કરવો, એ કાંઇ અનુચિત કહેવાશે નહિ શ્રીશંકરાચાર્ય, બાળકોને જ સંન્યાસી થવાનું ક્યારે કહે છે? પણ કોઇએ સંન્યાસી થવુ જ નહિ એવો નિબંધ કરવો એ લગાર મારે મતે સાહસ લાગે છે

હુ આપને વૈરાગ્યનો ઉપદેશ કરવાનો ઇરાદો રાખતો નથી, કેમકે હુ જ્યાં સુધી વિરક્ત થયો નથી ત્યા સુધી મારો તેવો ઉપદેશ પણ અસ્થાને કહેવાય એમ છતાં એક છેવટની વાત આપને વિદિત કરવાની રહે છે તે એ છે કે,-ઘણાક માણસો જાણે આ લોકનું જીવન એ જ મુખ્ય હોય —તેના પછી કોઇ સ્થિતિ જ ન હોય તેમ આ લોકની સંપત્તિ મેળવવા ઉપરાન બીજો વિચાર કરતા જ નથી તેઓ સાઠ કે એંશી વર્ષના જીવનમાં જ સુખભોગ ભોગવી લેવાને વલખા મારે છે અખો કહે છે તેમ ખાતાં ખાંડને ચાવતા રેત એવો તેમનો ભોગ હોય છે પોતાની હેડીના ઘણાને ચાલ્યા જતા તેઓ જુએ છે એમ છતાં પરલોક સંબંધી પોતાના કર્તવ્યમાં તેઓ પ્રમત્ત રહે છે આવા મારા બંધુઓને મારી વિનંતિ છે કે તેમણે ભલે સંસારના કાર્યમા તેવા જ મચ્યા રહેવું તથાપિ એકાદ ધાર્મિક (કનમ) સભા સ્થાપન કરી તેમાં થોડો વખત જવુ અને ત્યાં શંકર ભગવાનના પ્રસ્થાનત્રય શ્રીમદ્ભાગવત મનુસ્મૃતિ, અથવા કોઇપણ પસંદ કરેલા ધાર્મિક ગ્રંથનુ પ્રવચન કરવુ યોગ્ય છે આ સમાગમ અત્યંત લાભકારી નીવડશે અને આપણા માહાધ મનઉપર જ્ઞાનનો પ્રકાશ પાડશે

બીજા મારા એક જાતના મિત્રો છે કે જેઓ તર્કપ્રધાન વાતો કરે છે શાસ્ત્રવચન ઉપર તેમને શ્રદ્ધા નથી તેઓ શાસ્ત્ર ઇતિહાસ પુરાણ સિદ્ધાન્ત, અર્થવાદ વગેરેનો ભેદ જાણવાનો શ્રમ કરતા નથી તેઓ માત્રબુદ્ધિવડે કે (સાયન્સ) વિજ્ઞાનવડે જે સિદ્ધ થાય તે ઉપરાંત બીજુ કાંઇ સ્વીકારવાની ના પાડે છે આ મારા મિત્રોને પણ મારી વિનતિ છે કે, આ લોક સંબંધી તમામ બાબતોમા તેમણે એ જ નિયમને ભલે વળગી રહેવુ પણ આપણા આત્માને દેહથી જુદો અને અમર માનવો આ બાબત તેમની ખાત્રી ન થાય તો તેમણે શ્રદ્ધાવગર પણ શાસ્ત્ર ગ્રંથો વાંચી જોવા અને આ માત્ર અમરત્વ ત્રાણીત થાય તો તેમણે પછી એ અલૌકિક બાબતમાં પૂર્વાચાર્યો જે કાંઇ કહેતા હોય તે સાંભળવુ અને યુક્તિથી તેનુ સમર્થન કરવુ કેમકે જો એમ નહિ કરવામાં આવે તો अस्तिचेन्नास्तिफो हत -વાળી વાત થાય

હવે "ज्ञुत स्वप्न ४०" એ ન્યાયથી આપના જેવા વિદ્વાનો પાસે મારા બોલવામાં પણ જો કાંઇ સ્ખલન થયુ હોય તેને ક્ષમાથી લેવાની વિનંતિ છે એ જ—

આ રીતે શ્રી શંકરાચાર્યના સિદ્ધાન્ત અને તત્ સંબંધી આપણું કર્તવ્ય મે આપને યથાશક્તિ નિવેદન કર્યુ છે તે વડે શ્રીશંકર ભગવાન પ્રસન્ન થ ઓ.

# प्रकीर्ण सद्विचारसंग्रह

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૧૨૮ થી )

એક દિવસ સાંજે ત્રણ મિત્રો નદી કિનારે ફરવા જતા હતા. નદીનો કિનારો અત્યંત રમ્ય હતો. નિર્મળ પાણી ધીમે ધીમે અવાજ કરતું મનોહર રીતે વહી રહ્યું હતું. મંદ મંદ અતિમંદ તથા બળમંદ વાયુ વાતો હતો. સૂર્યનારાયણને અસ્ત થવાનો સમય થયો હતો, જેથી આસપાસની ટેકરીઓનો દેખાવ બહુ સુંદર થઇ રહ્યો હતો. ચાલતાં ચાલતાં તેમની દૃષ્ટિ આ નદીના કિનારા ઉપર આવેલા એક નાના સરખા પણ સુંદર ધરમશાળા ઉપર પડી. આ ઘરને એક નાનોસરખો રમણીય બાગ હતો જે નદીના કિનારા ઉપર જ આવેલો હતો. આ બાગમાં બેસનારને કે ફરનારને નદી ઉપરના મનોહર દેખાવનો તથા ત્યાં આવતા આનંદજનક પવનનો સહજ લાભ મળે તેમ હતું. આ રમણીય દૃશ્યે સર્વની દૃષ્ટિ ખેંચી અને ' કેવું મનોહર સ્થાન ' એ પ્રમાણે આ ત્રણે મિત્રોના મુખમાંથી ઉદ્ગાર નીકળી ગયા. તે ત્રણમાંથી લલિતાશંકરે નર્મદાશંકર નામના પોતાના મિત્રને ઉદ્દેશીને કહ્યું, નર્મદાશંકર ! આ સ્થાનમાં રહેવાનું મળે તો કેટલો આનંદ થાય ? નર્મદાશંકરે કહ્યું આનંદનું પૂછવું જ શું ? અજવાળી રાત્રી હોય અને શેરેશેર ઘીના ઉત્તમ લાડુ કર્યા હોય અને ગરમ ગરમ દાળભાત તથા શાક પીરસાતા હોય તો જમવાની શું મજા પડે ! ઉપરથી દેવો પણ આ રસોઇ જમવાને ઉતરી આવે. કહો લલિતાશંકરભાઇ ! તમારો આ સંબંધમાં શું અભિપ્રાય છે ?

લલિતાશંકરે કહ્યું સુથારનું મન બાવળીએ એ કહેવત પ્રમાણે બ્રાહ્મણનું ધ્યાન લાડુમાં. પણ ભલા માણસ ! આવાં સ્થાન તે એવો સ્થૂળ આનંદ લેવાને માટે ઇશ્વરે સર્જ્યા હશે ? આ સ્થાનમાં તો ઉંચા પ્રકારનો જ આનંદ શોભે સમજ્યા. નર્મદાશંકરે કહ્યું, ભલે મારા લાડુ રહ્યા પણ તમારો ઉંચા પ્રકારનો આનંદ કેવો હોય તે તો જરા જણાવો. લલિતાશંકરે કહ્યું, ધારો કે પૂર્ણિમાની મનોહર રાત્રી છે, આખું જગત રૂપેરી પ્રકાશથી છવાઇ રહ્યું છે, ચંદ્રની શીતલ રશ્મિઓનો પ્રપાત આ ભૂમિઉપર થઇ રહ્યો છે, મંદમંદ સુગંધિત શીતલ પવન વાઇ રહ્યા છે અને આ પેલા બાગની મધ્યમાં કલ્પના કરો કે એક રસજ્ઞ અભિનવ યુવા યુગલ વિહારાર્થે ફરી રહ્યું છે. અહો ! શું આ સ્ત્રીપુરુષનો આનંદ ! કોઇ સમર્થ કવિ જ આ આનંદનું વર્ણન કરી શકે. બાકી આપણા જેવાનું શું ગજું ! ઉપરથી ચન્દ્રને પણ આ યુગલને આ સમયનો આવો અનુપમ આનંદ લેતા જોઇને ઇર્ષ્યા થાય, એમ મને લાગે છે. નર્મદાશંકરે આ સાંભળી કહ્યું વાહ ખુબ કરી લલિતાશંકરભાઇ ! પણ આ તમારૂં યુગલ મેં કહ્યું તે પ્રમાણે પ્રથમ શેરેશેર ઘીના લાડુ જમીને પછી આ સ્થાનમાં તમારી કલ્પના પ્રમાણે આનંદ લે તો તેમાં વધારો થાય કે નહિ ? લલિતાશંકરે આ પ્રશ્નનો કંઇ જવાબ ન આપ્યો કારણ કે તે તો પોતે કરેલી કલ્પનાના આનંદમાં લીન થઇ ગયા હતા અને તેમની મનોસૃષ્ટિમાં તે રમતા હતા. લલિતાશંકર તરફથી કંઇ ઉત્તર ન મળતાં નર્મદાશંકરે હરિહર તરફ ફરીને કહ્યું કેમ હરિહરભાઇ ! તમારી ધ્યાનમાં શું આવે છે ? અમે બન્નેએ જે કલ્પના કરી તે સંબંધમાં તમારો શું અભિપ્રાય છે ? તમારે આ સ્થાનમાં રહેવાનું હોય તો શું કરો !

( અપૂર્ણ )

હરિહરે કહ્યુ મારો અભિપ્રાય શા કામનો ? તમારા જેવા રસિકને મારો અભિપ્રાય નીરસ લાગશે છતા તમારી ઇચ્છા છે તો જણાવુ છુ જો મને આવુ ઉત્તમ મનોહર એકાંત અને સ્વભાવથી જ પ્રશાંત સ્થાન પ્રાપ્ત થાય તો હુ તો આસન વાળીને શાંતિથી અને એકાગ્રતાથી પરમાત્માનુ ધ્યાન કરતો આખી રાત્રી વીતાવુ મ ો પણ આ સ્થાન જોઇને વિચાર આવેલો નહિ આવેલો એમ નહિ અને મને જે વિચાર આવ્યો હતો તે મે તમને જણાવ્યો છે મને તો એમ થાય છે કે જાણે આખી રાત્રી આ સ્થાનમા પરમાત્માનુ ધ્યાન કરતા બેસી રહીએ તો કેવો અલૌકિક આનદ આવે ?

સાર —જુદા જુદા અધિકારના મનુષ્યો એક જ વસ્તુનો જુદો જુદો ઉપયોગ પોતાના અધિકારપ્રમાણે કરે છે

---

આ વૃત્તાંત અમે તા ૧૧ જાન્યુઆરી ૧૯૨૧ ના

સીમલાના જેકબનો ચમત્કાર ટાઇમ્સ ઓફ ઇંડીયા નામના પત્રમા પ્રસિદ્ધ થએલો વાચ્યો હતો

આ માણસ ૭૧ વર્ષની ઉપરે હમણા જ મુબઇમાં મરી ગયો છે તેનુ નામ ઘણા અગ્રેજો જાણે છે અને અગ્રેજ અમલદારો અને વ્યાપારીઓમાં તે સુપ્રસિદ્ધ છે તે સીમલામા ઘણા વખતથી રહેતો હતો અને તેને રહેવાનો બગલો અનેક મૂલ્યવાન્ વસ્તુઓથી શણગારેલો હતો તેને ઘેર ઘણા મોટા અમલદારો તથા ગવર્નર અને વાઇસરોય પણ જતા હતા એમ કહેવાય છે

એક વખતે આ જેકબે કેટલાક અગ્રેજોને ખાણા માટે ( ડીનર પાર્ટી ) પોતાને ત્યાં નોતર્યા હતા આ ખાણા વખતે કેટલાક લશ્કરી અમલદારો પણ હાજર હતા જમી રહ્યા પછી જેકબને કઈ ચમત્કાર કરવાને કહેવામા આવ્યુ તેણે કહ્યુ ઠીક પછી તેણે સીપાઇને એક લાકડી લાવવાનુ કહ્યુ સીપાઇ એક સાહેબની ચાદીના મુઠ્ઠા વાળી લાકડી લાવ્યો જેકબે પછી એક પાણીનુ કાચનુ પ્યાલુ મગાવીને ટેબલ ઉપર મૂકીને તેમાં થોડુ પાણી રેડીને તે લાકડીનો છેડો તે પ્યાલામાં ધરી રાખ્યો થોડીવારમાં તેમાથી જુદા જુદા મૂળીયા ફુટતાં જણાયાં જોતજોતામાં તે લાકડીમાંથી ડાળીઓ ફુટી પાન થયાં અને ફુલ પણ આવી ગયા દશ મિનીટમા તો તે ફુલને ઠેકાણે સુદર તાજી દ્રાક્ષનાં લુમખા થઇને ઉભા રહ્યાં તે લુમખાને બધાને બતાવવામાં આવ્યા તો સહુએ કબૂલ કર્યુ કે તે ખરેખરી તાજી દ્રાક્ષનાં લુમખાં છે જેણે આ વૃત્તાંત જણાવ્યો છે તે બી ( B ) નામના એક અમલદારે તેમાથી એક લુમખુ લેઇને પોતાના ગજવામા મૂક્યુ પછી તે દ્રાક્ષ ઉપર એક ચાદર ઢાંકી દેવામાં આવી અને થોડી જ પળમા તે પૂર્વના જેવી લાકડી થઈ ગઈ

પછીથી જેકબ ઉઠીને બગલાના ઓટલા ઉપર બહાર આવ્યો તેણે મને ( જનરલ બી ) ને કહ્યુ કે તમે આખો મીચો અને ધારો કે તમે તમારા પોતાના બગલામાં તમારા પલગમાં છો મે તે પ્રમાણે નેત્ર મીચને ધાર્યુ થોડી જ પળમાં જેકબે મને નેત્ર ઉઘાડીને જોવાનુ કહ્યુ મે મારી આખો ઉઘાડીને જોયુ તો ત્યાંથી બે માઇલ ઉપર આવેલા હુ મારા પોતાના બગલામા મારા પલગમાં હતો મે કહ્યુ કે તમે મારા ઉપર

હીપ્નોટીઝમ કરીને આ પ્રમાણે મને ભાન કરાવ્યું હશે. તેણે કહ્યું ઠીક એમ કહીને તેણે કહ્યું, કે ત્યારે તમે મારી સાથે આવતા નથી તો હું એકલો જઉં છું આ શબ્દો બોલ્યા પછી તે તરત અદૃશ્ય થઇ ગયો આ બધો બનાવ બનવાને માત્ર બે જ મિનીટ લાગી હતી હું મારા સુવાના ઓરડામાથી જમવાના ઓરડામા ગયો તો ત્યાં મારા બે મિત્રો બેઠા હતા તેમને મને જોઇને આશ્ચર્ય થયું અને તે કહેવા લાગ્યા, કે તમે સુવાના ઓરડામા શી રીતે ગયા તે અમારા જોવામાં કઇ આવ્યું નહિ હું તેમની પાસે બેઠો અને જે વૃત્તાંત બન્યો હતો તે મે કહી સાંભળાવ્યો મારા મિત્રોમાના એકે (ડૉ. ગ્રેગ) દ્રાક્ષ જોવાને મારી પાસે માગી મે મારા ગજવામાથી તે કાઢી આપી અને તેણે તેને જોઇને નહિ પણ ખાઇને ખાત્રી કરી કે તે સાચી દ્રાક્ષ જ હતી પણ આ દ્રાક્ષ ખાઈ રહ્યા પછી મને વિચાર આવ્યો કે મારી ઘોડાગાડીનું શું ? તે તો જેકબને બંગલે જ બે માઇલ દૂર હતી મે મારા નોકરને જેકબને બંગલે જઇને તે લેઈ આવવાનું કહ્યું પરંતુ તે નોકરે આવીને તરત જ જણાવ્યું કે ગાડી ઘોડો તો તેના પોતાના તબેલામાં જ હતો ''

આ જેકબના ચમત્કારોની સાથે ટુંકામાં તેનું જીવનચરિત્ર પણ આપેલું છે, જે આપણે અહીં આપતા નથી તાત્પર્ય, કે આ જેકબના ચમત્કાર કંઈ સામાન્ય નથી યોગ ભક્તિ, અને વેદાંતનો મિથ્યા ફાંકો રાખનાર આપણી પ્રજાએ હવે ઘણું સાવધ થવાનું છે આ માર્ગમા આ લોકોનો હજી પ્રવેશ થયો નથી, ત્યાં સુધી જ ઠીક છે અને ત્યા સુધી જ આપણી મિથ્યા મહત્તા કઇંક ટકી રહી છે પણ જ્યારે આ લોકો આ માર્ગમાં પ્રવેશ કરશે ત્યારે તે શું નહિ કરે એ શંકા છે તે વખતે આ માર્ગના પણ આપણે તેમને ગુરુ ગણવા પડશે, અને આપણી સર્વ પ્રકારની અધોગતિ ત્યારે સિદ્ધ થશે

આપણે માત્ર મોંએથી મોટી મોટી વાતો કરી જાણીએ છીએ એટલું જ પરંતુ આપણે જે કંઇ જાણીએ છીએ તેમાથી થોડું પણ આચારમાં ઉતારવાનો અને તેને આચાર સિદ્ધ કરવાનો આપણે પ્રયત્ન કરતા નથી ભારતના લોકો ! ઉઠો, જાગ્રત્ થાઓ કર્તવ્યના પંથે પળો, અને પ્રાપ્તવ્યને પ્રાપ્ત કરો ત્યારે જ વિરમો



# तनुमंदिरमाहात्म्य.

( અનુસંધાન ગત વર્ષના પૃષ્ઠ ૧૫૦૭ થી )

વર્તમાન વિજ્ઞાનવિદો કહે છે કે સત્ય જ્ઞાનના બધા માર્ગો મનુષ્યના શરીર પ્રતિ જાય છે મનુષ્યનું શરીર એ આ મહદ્ વિશ્વનું એક નાનુ પ્રતીક છે, અથવા તે એક નાનુ વિશ્વ છે અને જ્યારે મનુષ્ય આ શરીરને શોધે છે ત્યારે તેને તેમાં સ્વર્ગનું સુખ રહેલું જણાય છે

શ્રીમાન્ નૃસિંહાચાર્યજી કહે છે કે—

"ગગન ચડીને શીદ નાશો રે તનુમાં તો,
બ્રહ્મસદનથી અધિક સુખ માણો રે જી

તે પ્રમાણે આ માનવ શરીરમાં બ્રહ્મસદનના સુખ પ્રાપ્ત થાય છે

— રુધિરમાંથી માંસ બને છે પરંતુ તે પ્રમાણે ખોરાકમાંથી લોહી થાય છે, એ માનવા યોગ્ય નથી ખોરાકમાં જે અકરણ ક્ષારનાં પરમાણુઓ ( inorganic cell—salts ) હોય છે તે પાચનક્રિયા અથવા જીવનક્રિયાથી છૂટાં પડે છે અને જઠર તથા આંતરડાની ચૂસી લેનાર સૂક્ષ્મ શિરાઓવડે રુધિરનું જે અભિસરણ ચાલતું હોય છે તેમાં લેઇ જવાય છે ફેફસામાં જે હવા લેવામાં આવે છે તે રુધિરને લેઇ જનાર નસોમાં દાખલ થાય છે અને ત્યાં ખનિજ તત્વોસાથે તે મળે છે અને આશ્ચર્યકારક પરિણામ પામનારી પદ્ધતિથી તેમાંથી માંસ અસ્થિ, વાળ, નખ તથા શરીરમાં રહેનાં તમામ પ્રવાહી પદાર્થો બને છે શરીરમાં રહેલા આ ખનિજના પરમાણુઓ મનુષ્ય મરણ પામે છે તો પણ તેનું કાહાણ થઇને તેમાં વિકાર થતો નથી

ચરબી, એલ્બ્યુમેન તથા ફાઇબ્રીન વગેરે કે જે ખોરાકના સકરણ પદાર્થમાં રહેલાં હોય છે તે પાચનક્રિયામાં બળી જાય છે અને તેમાંથી અથવા તેના પરિણામમાં જે શક્તિવડે આ શરીરયંત્ર ચાલે છે તે શક્તિ પેદા થાય છે રુધિર હવામાંથી બને છે આ પ્રમાણે હોવાથી જે જે પ્રજાઓ પૃથ્વીઉપર વસે છે તે સર્વ એક જ લોહીની પ્રજા છે એમ કહીએ તો ખોટું નથી, કારણ કે સર્વે એક જ હવાને શ્વાસમાં લે છે વિજ્ઞાનની દૃષ્ટિથી તે જ ખોરાક ઉત્તમ છે કે જે સહુથી જલદી બળી જાય છે અથવા જે બળવામાં સહુથી સહેલો છે આવો ખોરાક મનુષ્યના શરીરરૂપ ભઠ્ઠીમાં ઓછા પરિશ્રમે વધારે લાભને પ્રકટાવે છે

હીંદુ પ્રજામાં ઘીને ઉત્તમ ખોરાક માન્યો છે તેનું કારણ એ છે કે તે જલદી બળે છે, તથા બીજા ખોરાકને પણ પચવવામાં મદદ કરે છે અગ્નિમાં ઘી નાખતાં જેમ તે પ્રજ્વલિત થાય છે તેમ ઘી જઠરમાં જતાં જઠરાગ્નિને પ્રજ્વલિત કરે છે પણ જઠરાગ્નિને ઓલવી નહિ નાંખતાં પ્રજ્વલિત કરે તેટલું તેનું પ્રમાણ હોવું જોઇએ થોડા અગ્નિને પ્રજ્વલિત કરવો

**દુનિઆની વાસ્ત**

આ મોજમા ગયા વર્ષે દુનિયાની ગણત્રી કરવામાં આવી છે. આપણા ત્યાં આ વર્ષે ગણતી કરવામાં આવી છે હમણાના છેલ્લા વસ્તિપત્રક પૂર્વના વસ્તિપત્રકપ્રમાણે દુનિયાની વસ્તિ નીચેપ્રમાણે હતી

અમેરિકાની વસતિ છેલ્લા વસતિપત્ર પ્રમાણે દશ કરોડ મનુષ્યોની છે રશીઆની વીશ કરોડની છે હીંદુસ્થાનની ત્રીશ કરોડની છે ચીનની વસતિ ચાળીશ કરોડની છે જાપાનની પોણા આઠ કરોડની છે અને આખી દુનીઆની વસતિ ૧૬૫૦૦૦૦૦૦૦ મનુષ્યોની છે એવું અનુમાન કરવામા આવ્યું છે કે આપણી પૃથ્વી ઉપર ૬૦૦૦૦૦૦૦૦ મનુષ્યો રહી શકે અને આટલી વસતિએ આપણી દુનિઆ જે હિસાબે તેની વસતિ વધે છે તે હિસાબે ઇ સ ૨૧૦૦ ની સાલમા પહોંચી રહેશે આ રીતે જો વસતિ વધતી રહે તો જીવનનિર્વાહનો પ્રશ્ન હજી પણ વધારે કઠિન ઉત્તરોત્તર થતો જશે

---

**एक साधुए भदद्भावी कीधेली आगगाही**

આ વૃત્તાન્ત તા ૨૨ મી ઓગસ્ટ ૧૯૨૧ ના ઇંગ્લીશમેન નામના એક દૈનિક અખબારમા પ્રગટ થયો હતો આ વૃત્તાન્ત મી એન્ડ્રુ હેડુડ સાહેબ કે જે બંગાળ ચેમ્બર ઓફ કામર્સના સભ્ય છે તેમણે પોતે નજરે જોયો હતો અને તેમણે તે પત્રમા લખ્યો હતો તેઓ તે પત્રમા નીચેપ્રમાણે લખે છે

"અમુક મહીના ઉપર હું મદ્રાસ ઇલાકાના એક ચરે શહેરથી નાચીનોપલી રેલગાડીમા જતો હતો મારી સામે તે વખતે એક આખે શરીરે ભસ્મ ચોળેલો એક સાધુ બેઠો હતો તેણે શરીર ઉપર માત્ર એક લંગોટી જ પહેરી હતી તેની આંખો મોટી અને તેજસ્વી હતી માથા ઉપર મોટી જટા હતી તે મસ્તીમા બેઠો હતો તેને જોઇને મને એ વિચાર આવ્યો કે તેને ગાડીમા કોણે ચડાવી દીધો હશે મે ધાર્યું કે વખતે કોઇએ તેને બીજા વર્ગની ટીકીટ લેઈ આપી હશે થોડી વારમા એક સ્ટેશને ગાડી ઉભી રહી એક મોટા સાર્જન્ટ આવીને ટીકીટ તપાસવા માંડી મે ધાર્યું કે જો આની પાસે ટીકીટ નહિ હોય તો ઠીક ગમ્મત આવશે અને થયું પણ તેમ જ તેની પાસે ટીકીટ નીકળી નહિ તેની પાસે ટીકીટ માગવામા આવી પણ તેણે કંઈ જવાબ આપ્યો નહિ સારજન્ટ ચીડાયો, પણ તેની કંઈ તેણે દરકાર કરી નહિ આખરે સારજન્ટ ખુબ ચીડાઈ તેને ખેંચીને ગાડીની બહાર કાઢી મૂક્યો તે જઈને એક સામેની દિવાલને અઢેલીને ઉભા રહ્યા ગાડીને ઉપડવાનો વખત થયો એટલે સ્ટેશનમાસ્તરે ગાડી ચલાવવાની રજા આપી ગાર્ડે પણ લીલી બત્તી બતાવી ગાડી ચલાવવા જતા તુરત ડ્રાઇવર એંજીન ઉપર ચડી ગયો અને તેને ચલાવવા લાગ્યો પણ ગાડી એક તસુ પણ ખસે જ નહિ તેણે બધા સાંધા તપાસ્યા તો તે બરાબર હતા તેલ પણ પુરું પણ એંજીન ચાલે જ નહિ ઘોડીવારે એવો નિર્ણય થયો કે બીજું એંજીન જોડવું પણ તે એંજીન જગા પર પહોંચે જ નહિ જાણે તેના પગ પાણીની સાથે ચોટી ગયા હોય તેમ જણાતું હતું આમ તેમ દોડા દોડ કરવા લાગ્યા કોઇના લક્ષમાં ન આવ્યું કે આ બન શું શાથી થયું છે પેલા સાધુની દૃષ્ટિ એંજીન ઉપર ચોટી રહી અને તેમાંથી એક તેજની જ્યોતિ નીકળી રહી હતી સ્ટેશન

# पच इद्रियोना विषयोमा अखड रमनार व्यक्तिनो अनुभव.

૫૦ (તનુ આ મદિર વિશ્વનાથનુ રે હા હા હા એ લય)

પાચ પ નીનો પતિ હુ જગે રે હા હા હા,
સુખની શી ખામી પછી હોય – પ્રિયાસ ગમા,
માણુ હુ મોજ પૂગ પ્રેમથી રે, હા હા હા,
ગાધર્વી સુમનોહર કઠથી રે, હા હા હા,
મનોહારિ ગીત નિત્ય ગાય,– પ્રિયાસ ગમા
આલિ ગી કોમલાગી હેતથી રે, હા હા હા,
હુલાવે સ્પર્શસુખમાહ્,– પ્રિયા૦
સુરૂપા આ રૂપ ધરી અવનવારે, હા હા હા,
મુગ્ધ કરે મુજને સદાય–, પ્રિયા૦
સુરસાના મિષ્ટ મિષ્ટ ભોજનો રે, હા હા હા
તૃપ્તપયત આરોગાય – પ્રિયા૦
દિવ્યગધાની દિવ્યગધથી રે હા હા હા
શિતલ મસ્તિષ્ક નિત્ય થાય,– પ્રિયા૦
બ્રહ્માનદ આ આનદનિષ્ઠે રે, હા હા હા,
તુચ્છ હાલ મુજને જણાય,– પ્રિયા૦
ટકશે અખડ કે નહિ ટકે રે, હા હા હા,
સુખ આ ન કઇ તે કળાય,– પ્રિયા૦
અનુભવી કહે, સુખ તુચ્છ આ રે, હા હા હા,
અલ્પ અને અનિત્ય ગણાય,– પ્રિયા૦
તુલ્ય સ્વરૂપાનદની ન છે કઇ રે, હા હા હા,
સિધુ તે આ બિદુ કહી શકાય,– પ્રિયા૦
વૃત્તિમા ન પણ તે કઇ ઉતરે રે, હા હા હા,
પૂર્ણ ુખ ગા ્ુ ી લ ા ા – પ્રિયા૦
ભ વિમા િનિ સુ ુ વસે ે, હ હ હ,
જાણે એક ન ાર – પ્રિયા૦

# प्रसंगानुरूपम्.



——લીમડીથી એક સજ્જન લખે છે કે, "આપે લખેના વિષયો જ્યારે જ્યારે વાંચુ છુ ત્યારે અનવધિ ખુમારી પ્રાપ્ત થયાવિના રહેતી નથી શ્રીમાન્ વિશ્વવદ્ય પછી જો કોઈ લેખ મને પસંદ પડયા હોય તો તે આપના જ છે કારણ બન્નેની લખવાની શૈલી એક જ પ્રકારની દૃષ્ટિગોચર થાય છે આ લખવુ અતિશયોક્તિ નથી પણ કેવળ પ્રસંગોપાત્ત ઉદ્ભવતા અંતઃકરણના ઉદ્ગાર છે

આપ મારા કરતાં શ્રેષ્ઠ છો જેથી આપને કંઈ પણ લખવા અર્થાત્ બે વચનો કહેવા હું સમર્થ નથી, પણ પ્રકૃતિ સાચવીને કામ કરશો પ્રાતઃકાનના અંકો મોડા મળે તેમાં કંઈ પણ હરકત નથી પણ પ્રકૃતિ સાચવતા રહેશો

——રાસથી એક સજ્જન લખે છે કે 'આપના પ્રાતઃમરણમાં હાલની અસહકારની અને રાજકીય ચળવળસંબંધમાં કંઈ જ આવતું નથી, માટે હું તેનો બહિષ્કાર કરું છું તે જાણજો જો તમે આ સંબંધમાં લેખ લખો તો હું તેનો ગ્રાહક થઉં'

——બધા મનુષ્યો એક જ વાર્તા ચર્ચે એમ બનવુ અસંભવિત છે વળી સ્વદેશી ચળવળ અને રાજકીય ચળવળથી જ આપણી પ્રજાના દુઃખમાત્ર દૂર થનાર છે અને સુખમાત્ર મળનાર છે, એમ માનવુ એ પણ એક મોટી ભ્રાંતિ જ છે આ વિના દુઃખને દૂર કરવાના અને સુખને પ્રાપ્ત કરવાના અન્ય વાસ્તવ માર્ગો પણ છે અને આ માર્ગોનું જ પ્રાતઃકાલ દર્શન કરાવે છે અને કરાવશે તમારે ગ્રાહક રહેવુ એ તમારી સ્વતંત્રતાનો વિષય છે પરતુ જો તમે એમ કહેતા હો કે હાલના રાજકીય અને સ્વદેશી ચળવળસંબંધી વિષયોની પ્રધાનપણે તમારા માસિકમાં ચર્ચા થતી નથી અને તેથી તે નકામુ છે તો અમને કહેવા દો, કે તમે અને તમારા જેવા વિચારના મનુષ્યો બીચારા આ જમાનાના સ્વરૂપને, તેની ભૂમિકાને અને તેની મહત્તાને સમજી શકે તેમ નથી પ્રાતઃમરણની મહત્તા સમજવાને માટે તમારે અને તમારા જેવા વિચારના મનુષ્યોને હજી ઘણુ ઉન્નત થવાનુ છે

——આ સંબંધમાં અમે અત્ર અધિક ઉલ્લેખ કરતા નથી, પણ આગળ ઉપર આ સંબંધમાં વિસ્તારથી ચર્ચા કરીશુ ગતાનુગતિક લોકો ભલે માને કે આ વિના જગતમાં દુઃખને દૂર કરવાના બીજા માર્ગો નથી તેમ છતાં પણ અમે એમ પણ નથી કહેતા કે-અને એમ નથી માનતા કે હાલની રાજકીય અને સ્વદેશી ચળવળની પ્રજાને જરૂર નથી અધિક હવે પછી

ઉત્કૃષ્ટતર પ્રવૃત્તિ હોય તેને જ આપણે કરવી જોઇએ જેનુ ફળ સહુથી વધારે ઉત્કૃષ્ટ હોય તેવી જ પ્રવૃત્તિ આપણે કરવી જોઇએ

ઘણા પ્રસગે એમ પણ બને છે કે આ જગતમા કરવા જેવા કામ નથી થતા અને ન કરવા જેવા કામો કરીએ છીએ અને તેમા આપણુ આયુષ્ વ્યતીત થાય છે પણ આ આપણી એક પ્રકારની દુર્બલતા જ છે ધીમે ધીમે આ આપણી દુર્બલતાનો આપણે જય કરવો ઘટે છે અભ્યાસથી સર્વ કષ્ટ બની શકે છે માટે આપણી દુર્બલતાથી જે કરવા જેવા કામ ન થતા હોય તેવા કામ ધીમે ધીમે કરવાનો અભ્યાસ પાડવો જોઇએ આ પ્રમાણે કરવાથી આપણુ આંતર બળ વધે છે અને આપણે આપણી દુર્બલતાનો જય કરી શકીએ છીએ

આ સબધમાં વિચાર કરતાં બે પ્રકારની પ્રવૃત્તિ મને આ જગતમા સર્વોત્કૃષ્ટ જણાય છે, જે હુ તમને આજે જણાવુ છુ આ જે બે પ્રકારની પ્રવૃત્તિસબધમા ઉત્કૃષ્ટતાનો મે જે નિર્ણય કર્યો છે તે તમને યોગ્ય જણાય છે ? અને જો યોગ્ય જણાય તો તેનો સ્વિકાર કરી અધિક સમય તે પ્રવૃત્તિને કરજો અને આ જગતમા સર્વોત્કૃષ્ટ ફળને લણજો

આ જગત્ જેમણે સર્જ્યુ છે જે આ જગતના ચાલકપાલક છે તે ઈશ્વરનુ સ્મરણ ચિતન ધ્યાન આદિ કરવુ એને હુ અત્યત ઉત્કૃષ્ટ પ્રવૃત્તિ ગણુ છુ બીજુ આ જગત્ મિથ્યા છે અને બ્રહ્મ સત્ય છે, અને હુ આ જગતથી ન્યારો બ્રહ્મસ્વરૂપ છુ એ પ્રકારનો સદ્વિચાર વા તત્ત્વવિચાર કરવો તેને હુ સર્વોત્કૃષ્ટ પ્રવૃત્તિ ગણુ છુ આ બે પ્રવૃત્તિ વા વિચારથી આ જગતમા કઇ પણ ઉત્કૃષ્ટ નથી એમ મારૂ માનવુ છે અને તેથી તે બે પ્રકારની પ્રવૃત્તિને અધિક સમય સેવવી તેને હુ સર્વોત્કૃષ્ટ ગણુ છુ મારો આ વિચાર તમને યોગ્ય જણાય છે ? જણાતો હોય તો તેનો સ્વીકાર કરશો અને તદનુસાર પ્રવૃત્તિ કરી સુખી થશો

( અપૂર્ણ )

---



# अथ पक्षपातरहित अनुभवप्रकाश

( અનુસધાન વત માન વષના પૃષ્ઠ ૮થી )

મૈત્રેય —પહેલા મે આપને પ્રશ્ન કર્યો હતો કે મોક્ષનો ઉપાય કહો ત્યારેઆપે કહ્યુ કે તુ આપ સ્વય પ્રકાશસ્વરૂપ છે બધ મોક્ષરૂપ અધકારની નિવૃત્તિ પ્રાપ્તિ વાસ્તે તારે કઇ પણ કર્તવ્ય નથી હવે કહો છો કે કઇ કર જેથી કઇ થાય

પરાશર —એ જ કર કે ન હુ છું ન જગત છે, ન જીવ છે, ન બ્રહ્મ છે એક અદ્વિતીય નારાયણ છે

મૈત્રેય —જો પરિચ્છિન્ન અહકારરૂપ જીવ નથી તો નારાયણથી શુ પ્રયોજન છે પરતુ હુ તો જીવત્વના અહકારમા બધાયેલો છુ શી રીતે કહુ કે 'જીવ બ્રહ્મ છે.'

પરાશર.—જીવ બ્રહ્મનુ રૂપ શુ છે ?

મૈત્રેય —મે જીવ બ્રહ્મનુ રૂપ જોયુ નથી

પરાશર —જો રૂપ જોયુ નથી તો નામ શી રીતે પડયુ ?

મૈત્રેય —સાભળીને કહુ છુ

પરાશર.—જેનાથી તે સાભળ્યુ છે તેને જીવ બ્રહ્મનુ રૂપ પૂછ

મૈત્રેય —તેણે પણ સાભળીને જ કહ્યુ છે

પરાશર – બધા સાભળીને જ કહે છે પરતુ મૂનને ગોવતા નથી મૂર્ખ ! જેવી રીતે સાભળીને જીવ બ્રહ્મનો નિશ્ચય કર્યો છે તેવી જ રીતે મારી પાસેથી પણ સાભળીને જ નિશ્ચય કર કે જીવ બ્રહ્મરૂપ છે અને જો તને જોવાની જ ઇચ્છા હોય તો અતીત થા

મૈત્રેય.—મને વૈરાગ્ય થયો છે એમ થાય છે કે ગૃહસ્થ મટી ઉદાસીન થાઉ

પરાશર.—જે ભૂત મૃગ વનચર આદિ અનેક જીવ વનમાં ફરે છે, તેની પક્તિમાં તુ પણ પ્રવેશ કર હે મૈત્રેય ! લોકો જે સ્ત્રી પુત્ર ધન ગૃહ આદિમા રહે છે તેને ગૃહસ્થ કહે છે તે ભૂલ છે ગૃહ શરીરને કહે છે જે શરીરના અહકારમા બધાયેલો છે તે જ ગૃહસ્થ છે અને જે તે અહકારથી મુક્ત છે તે વિરાગી છે હે મૈત્રેય ! એક આશ્રમને ત્યાગવો, બીજો ગ્રહણ કરવો, તેવી જ રીતે એક નામનો ત્યાગ કરી બીજુ નામ રાખવુ તથા સફેદ રગના વસ્ત્ર છોડી બીજા રગના વસ્ત્ર પહેરવાં યજ્ઞોપવિત તોડી ફકી આદિ બીજા કોઇ પદાર્થ બાધવા, શાસ્ત્રપ્રતિપાદ્ય સબધીઓની પ્રીતિ ત્યાગી અશાસ્ત્રોક્ત મનમાન્યા સબધીઓ ગનાવી તેમની સાથે પ્રીતિ કરવી સર્વને પોતાના આત્મારૂપ જાણી પ્રીતિ ન કરવી પરતુ રાગપૂર્વક પ્રીતિ કરવી, એ સર્વ વ્યવહાર વિદ્વાનોને સમતાજેવો છે હે મૈત્રેય ! લીન તે જ છે કે જે 'ઇશ્વરસહિત સર્વને આત્મારૂપ જાણ્યુ છે' જે શરીરના અહકારમાં બધાયેલો છે, અને ત્યારનાથી

આહ્લાદ થયો નથી તે મારા વચન સાંભળી પ્રસન્ન થતો નથી પરંતુ જે નામરૂપ બંધનથી છૂટો થયો છે તે પોતે સુખસ્વરૂપ છે

જ્યારે નામરૂપનો ભેદ મટે છે ત્યારે જીવવું મરવું ભ્રમરૂપ જણાય છે કારણ કે નામરૂપ સ્વપ્રકાશ નથી પરંતુ પરપ્રકાશ છે તાથી જ તે પ્રકાશ પામે છે માટે આ નામરૂપાત્મક દેહાદિકના અહંકારનો ત્યાગ કર આ અહંકાર જ ચોરાશી યોનિમાં ભ્રમણ કરાવે છે હે મૈત્રેય ! આદિ મધ્ય, અંત આપસહિત સર્વને નારાયણ જાણ્યું જે અસ્તિ ભાતિ પ્રિય રૂપ અધિષ્ઠાન સર્વ નારાયણ છે તો કલ્પિત અહંકાર જુદો ક્યાં રહે છે તેથી અહંકાર પણ નારાયણ છે એવું ભાન એ જ અહંકારનો ત્યાગ છે નામરૂપ કલ્પિત ભૂષણ સુવર્ણરૂપ છે અથવા તો સુવર્ણમાં ભૂષણ છે જ નહિ "કેવલ સુવર્ણ" જ છે અને તે પોતાના મહિમામાં સ્થિત છે એ પ્રકારે જાણવું એ જ ભૂષણનો ત્યાગ છે હે મૈત્રેય ! ઘટપટાદિક પદાર્થ મૃત્તિકાદિરૂપ છે એમ જાણવું અથવા મૃત્તિકાદિકમાં ઘટપટાદિનો અત્યંત અભાવ જાણવો એ જ ઘટપટાદિનો ત્યાગ છે સ્વપ્નદ્રષ્ટામાં કલ્પિત સ્વપ્ન પણ સ્વપ્નદ્રષ્ટારૂપ છે અથવા સ્વપ્નદ્રષ્ટામાં સ્વપ્ન પણ છે જ નહિ કારણ કે અધિષ્ઠાનમાં કલ્પિતપદાર્થ માત્ર પ્રતીતરૂપ જ હોય છે પરંતુ સ્વરૂપે સ્થિર સત્તાવાળા હોતા નથી કારણ કે જાગવાથી સ્વપ્નપદાર્થોની પ્રતીતિનો અત્યંતાભાવ થાય છે જો પદાર્થ હોય તો જાગતા છતાં પણ તેનો અભાવ ન થાત

હે મૈત્રેય ! કલ્પિત પદાર્થોના ત્યાગમાં શારીરિક કે માનસિક કર્તવ્યની જરૂર નથી નિજાત્મ અધિષ્ઠાનના જાણવા માત્રથી જ કલ્પિતની નિવૃત્તિ થઈ જાય છે આથી કરીને બંધમોક્ષની નિવૃત્તિ પ્રાપ્તિવાસ્તે શારીરિક કર્તવ્ય કાંઈ જ નથી કેવલ બોધરૂપ આત્માને જાણવો એ જ કર્તવ્ય છે હે મૈત્રેય ! એમ પણ ન સમજીશ કે કલ્પિત પદાર્થ મને પ્રતીતિમાં જ ન આવે અથવા કલ્પિત પદાર્થનો નાશ થશે ત્યારે જ હું જ્ઞાની થઈશ કલ્પિત પદાર્થની પ્રતીતિ થતાં છતાં પણ તેને અધિષ્ઠાનરૂપ જાણવા અથવા તો તેના મિથ્યાત્વને-અભાવને જાણવો એ જ કલ્પિત પદાર્થોનો નાશ કે ત્યાગ છે અને એ જ જ્ઞાનીપણું છે

હે મૈત્રેય ! કોઈ કોઈ એમ માને છે કે જે ખાય છે પીએ છે આપે છે, લે છે, સર્વ વ્યવહાર કરે છે, સારા ખોટાને સારૂં ખોટું જાણે છે સ્ત્રીને સ્ત્રી જાણે છે પુરુષને પુરુષ જાણે છે તે જ્ઞાની નથી અથવા તો જેને શીતોષ્ણ જણાય છે જેને ષડૂર્મિની પ્રતીતિ થાય છે જેને ખાનપાનાદિકની ઈચ્છા થાય છે, તે જ્ઞાની નથી જેને જ્ઞાન થયું હોય તે તો જંગલમાં જ રહે છે તેને કોઈની સાથે બોલવાનું પણ શું પ્રયોજન હોય એમને સુગંધ દુર્ગંધ જણાતા નથી તાત્પર્ય કે મન ચક્ષુ આદિ ઈંદ્રિયોના દર્શનાદિ વ્યવહાર પણ તેઓ કરતા નથી આવા અનેક વિકલ્પવાળા તર્ક ઉઠાવે છે આવા તર્કોના અનુમાન કરનારાઓ અથવા તો તે પ્રમાણે કરનારાઓ શાસ્ત્રના સિદ્ધાંતને જ જાણતા નથી જ્ઞાન તો એ લોકો એ પ્રમાણે એક જાતનો રોગ સમજે છે ! જેમ કોઈ રોગી મનુષ્ય ચેષ્ટારહિત જડજેવો થઈ જાય છે તેવી રીતે જ્ઞાનરૂપ રોગથી પણ મનુષ્ય જડ જેવો થાય છે અજ્ઞાનીઓનું આ પ્રકારનું સમજવું શાસ્ત્ર અનુભવથી વિરુદ્ધ છે હે મૈત્રેય ! સર્વ પ્રકારના કાયિક વાચિક, માનસિક સર્વ દેહ ચક્ષુરાદિ

ઇન્દ્રિયોના દર્શનાદિ વ્યવહાર જ્ઞાનીઅજ્ઞાનીના સરખા જ હોય છે તેમાં કેવળ દૃષ્ટિમાત્ર ભેદ હોય છે, બીજો ભેદ હોતો નથી જેમ ધર્માત્મા અધર્માત્માના દેહ ચક્ષુ આદિ ઇન્દ્રિયોના દર્શનાદિ વ્યવહારમાં ભેદ હોતો નથી પરંતુ દૃષ્ટિનો ભેદ હોય છે જેમ ધર્માત્મા રૂપને ધર્મપૂર્વક ચક્ષુ ઇન્દ્રિયથી જુએ છે અને અધર્માત્મા અધર્મપૂર્વક જુએ છે, તેમાં રૂપને જોવાનુ બન્નેનુ સરખુ છે, માત્ર દ્રષ્ટિનો ભેદ છે, જેમ લીલપીતવર્ણવાળાં હીરા રત્નાદિ ઝવેરી અને જે ઝવેરી નથી તે પણ જુએ છે છતા બન્નેની દૃષ્ટિમા ભેદ છે જેમ ભ્રમવાળા સ્થાનમાં રજ્જુને જોવામા ચક્ષુનો સબંધ સરખો છતાં સદોષ ચક્ષુવાળાને તેમા સર્પ જણાય છે અને નિર્દોષ ચક્ષુવાળાને રજ્જુ જ જણાય છે તેવી જ રીતે જ્ઞાની અજ્ઞાનીની દૃષ્ટિમાં વિવેકનો જ ભેદ હોય છે દેહ ચક્ષુરાદિ ઇન્દ્રિયોના દર્શન વ્યવહારનો ભેદ હોતો નથી અથવા તો જ્ઞાનીના માથા ઉપર કઇ શીગડાં ઉગતા નથી જેથી વિલક્ષણતા પ્રકટતી નથી દર્શનાદિ વ્યવહારમા તો દેહ ઇન્દ્રિયાદિના રોગવિના કઇ અંતરાય પડતો નથી હે મૈત્રેય ! જો ઇન્દ્રિયાદિના વ્યવહારમા અંતરાય માનવામાં આવે તો પછી પૂર્વે દત્તાત્રય, વામદેવાદિક જે પરમહંસ થઈ ગયા તેમના વસિષ્ઠાદિક બ્રહ્મ ઋષિઓના, જનકાદિક રાજર્ષિઓના, દેહ ચક્ષુરાદિ ઇન્દ્રિયોના વ્યવહાર, વર્તમાન વિદ્વાન્ પુરુષોના સમાન જ સાભળવામાં આવે છે એટલુ જ નહિ પરંતુ બ્રહ્મા વિષ્ણુ શિવાદિકના પણ દર્શનાદિ વ્યવહાર, આપણા જીવોના સમાન જ સાભળવામાં આવે છે અને વિલક્ષણ નથી આવતા, તેમ ન થાત પરંતુ આદિ ઈશ્વરની નિયતિ જ એવી થઇ છે કે દેહ ઇન્દ્રિયોના દર્શનાદિ વ્યવહાર બ્રહ્માથી લઇને કીડીપર્યંતના અને જ્ઞાનીઅજ્ઞાની સર્વે જીવોના સમાન જ થશે આ ઈશ્વર સંકેતનુ ઉલ્લંઘન આજપર્યંત કોઇ કરી શકતુ નથી

( અપૂર્ણ )



# सुदृढ आरोग्य अने दीर्घायुष्

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૧૨૬ થી )

ગયા અંકમાં આપણે આરોગ્ય આયુને સુદૃઢ અને દીર્ઘ કરવામાં યમના અંગોની કેટલી જરૂર છે તે પ્રતિપાદન કરી ગયા હવે ક્રમપ્રાપ્ત નિયમનાં અંગોની તેને માટે કેવી રીતે જરૂર છે તે સંબંધમાં આપણે સ્વરૂપમાં વિચાર કરીશું

નિયમનું પહેલું અંગ શૌચ છે શરીરની તથા મનની આંતર બાહ્ય નિર્મળતા અથવા શુદ્ધિ તે શૌચ છે

સામાન્ય રીતે આપણે સર્વ જાણીએ છીએ કે જે મનુષ્યો સ્વચ્છ રહેતા નથી તેમને ખસ ગુમડા વગેરે વ્યાધિઓ સહજ થાય છે અને જે મનુષ્યો સ્વચ્છ રહે છે, સ્વચ્છતાથી સ્નાન કરે છે તથા સ્વચ્છ કપડા પહેરે છે, તેમને આવા વ્યાધિ થવાનો પ્રસંગ આવતો નથી અશૌચથી અથવા અશુદ્ધિથી નાના વ્યાધિ થાય છે અને તેથી આરોગ્યનો ભંગ થાય છે અને તદુપરાંત આ વ્યાધિને મટાડવાને માટે રુધિરને કામ કરવું પડે છે અને તેટલો તેની શક્તિનો નકામો વ્યય થાય છે આ શક્તિનો આ વ્યય થવાથી આયુષની તેટલી ક્ષીણતા થાય છે કારણ કે આ શક્તિનો આ કાર્યમાં ઉપયોગ ન થયો હોત તો શરીરનું આરોગ્ય અને આયુષ્ સુદૃઢ કરવામાં તેનો ઉપયોગ થાત

એક પાશ્ચાત્ય શોધક ડાક્તરે એવી શોધ કરી છે કે મનુષ્યના શરીરની અંદર રહેલી નસોમાં કચરો એકઠો થાય છે અને તે બહાર નીકળી શકતો નથી જેથી મનુષ્યને વૃદ્ધાવસ્થા આવે છે અને પરિણામે તેનું મરણ થાય છે આ શોધસંબંધમાં તેણે ઉપયોગી પુસ્તકો પણ લખ્યાં છે આ સિદ્ધાંત ખોટો નથી

મનુષ્યની યુવાવસ્થા હોય છે ત્યાંપર્યંત તો તેના શરીરનાં યંત્રો અથવા તેના શરીરના અણુઓ બરાબર કામ કરે છે અને તેથી શરીરમાં નકામા કચરાને એકત્ર ન થવા દેતાં તેને બહાર કાઢી નાખે છે આ કાર્ય સારી રીતે થાય છે ત્યાંસુધી મનુષ્યના શરીરમાં કચરો એકત્ર થતો નથી અને તેથી તેને વૃદ્ધાવસ્થા આવતી નથી પણ જ્યારે આ કચરો તેના શરીરમાં એકત્ર થવા માંડે છે ત્યારે તેને વ્યાધિ વૃદ્ધાવસ્થા અને પરિણામે મરણ આવે છે

આ પ્રમાણે હોવાથી મનુષ્યે આંતર અને બાહ્ય શૌચ પાળવાની ઘણી અગત્ય છે જે આ પ્રમાણે આંતરબાહ્ય શૌચનું પાલન જેટલા અંશમાં કરે છે તેટલા અંશમાં તેમનું આરોગ્ય વધારે સુદૃઢ હોય છે અને તેટલા અંશમાં તેમનું આયુષ્ દીર્ઘ હોય છે

જીવન એ આ જગતમાં સૌથી મૂલ્યવાન્ વસ્તુ છે આ જીવન જેટલું વધારે ટકે છે તેટલું મનુષ્યને અધિક સુખ મળે છે તેટલો તેનો જ્ઞાનસંગ્રહ મોટો થાય છે તેટલો તેનો

આહારની અસર જેમ શરીરઉપર થાય છે તેમ મગજઉપર પણ થાય છે અને તેથી શુદ્ધ આહારની મનુષ્યને અગત્ય છે અને તે જ પ્રમાણે તેની અસર મનઉપર પણ થાય છે જે આહાર આરોગ્યની તથા આયુની ક્ષીણતા કરનાર છે જે શરીરમાં જડતા આણનાર છે, જે મગજને જડ કરનાર છે જે મનમતિને અશુદ્ધ કરનાર છે જે શરીરમા નકામો ક્ષોભ કરનાર છે, જે નકામી ચપળતા પ્રકટાવનાર છે જે મનઉપર અજ્ઞાનરૂપી આવરણના ગેને વધારી આત્માના જ્ઞાનરૂપી સૂર્યના પ્રકાશને પ્રકટતો અટકાવનાર છે તેવા આહારને નામ ઋષિમુનિઓએ અશુદ્ધ ગણ્યો છે જે પ્રજાઓ આપણા દેશમા બીજા દેશોમાથી આવી છે જે માંસાહારી હોવાથી ભક્ષ્યાભક્ષ્યનો જેને વિવેક વિચાર નથી તેથી પ્રજાઓ આ સબધમા કંઈ સમજી શકે તેમ નથી પરતુ બુદ્ધિમાને તેથી વ્યામોહને વશ થવાનુ નથી જેમનામાથી આર્યત્વના સસ્કારો નાશ પામ્યા છે તેવા અનાર્ય મનુષ્યો જ આ લોકોનુ કહેવુ સાભળે છે અને તેને સત્ય માને છે

જેમ આરોગ્ય આયુષ્યની વૃદ્ધિમાં શરીરની અતર બાહ્યશુદ્ધિની જરૂર છે તેમ મનની પણ શુદ્ધિની જરૂર છે સત્ય કહીએ તો આ માનસશુદ્ધિની વધારે જરૂર છે કેમ કે બાહ્યશુદ્ધિ કરતા આતરશુદ્ધિ અથવા શરીરની શુદ્ધિ કરતા મનની શુદ્ધિ વધારે બળવાન્ છે તો પણ આ ઉપરથી કોઈએ એમ સમજવાનું નથી કે બાહ્ય અથવા શરીરની શુદ્ધિની જરૂર નથી તેની પણ જરૂર છે

મા ા અને માન્ય મનુષ્યના બન્નેના શરીરમા આત્મા રહેલો છે તે છતા જે કામ સાજો મનુષ્ય કરે છે તે માદાથી ન ી થઇ શકતુ એ આપણે જાણીએ છીએ આત્માને જો મા, અને રાગી શરીર મળ્યુ હોય છે તો તે જેમ કામ કરી શકતો નથી તેમ મનને પણ જો અશુદ્ધ પ્રકારના જડ મગજતાતુ અને જડ આડઓનાગુ શરીર મળ્યુ હોય તો તે પણ કામ કરી શકતુ નથી આહારની અસર શરીર, મગજ અને મનપર ત થાય છે

સત્ય અહિસા અસ્તેય બીજાનુ અકલ્યાણ ન ઇચ્છતા કલ્યાણ પ્રચ્છવુ, તપ ઇદ્રિય નિગ્રહ શાતિ ક્ષમા સદ્વિચાર વગેરે મનની શુદ્ધિ કરનાર છે અને મનની શુદ્ધિ થતા આત્માનો પ્રકાશ તેમાં પડે છે અને જ્ઞાન ઐશ્વર્ય, સુખ શાંતિ, આરોગ્ય આયુષ્ વગેરેની પ્રતીતિ જીવાત્માને થાય છે

જેમ દીવાની આસપાસનો ગોળો વધારે સ્વચ્છ તેમ તે દીવાનો પ્રકાશ વધારે પડે છે, અને તેમ તેવધારે પ્રમારો છે તેમ શરીર અને મન જેમ વધારે સ્વચ્છ, શુચિ અને નિર્મલ હોય છે તેમ આત્મપ્રદીપ અધિક પ્રકાશે છે, તેમ આત્મપ્રદીપના શુભધર્મો વધારે તેજસ્વીપણે પ્રકટે છે આ પ્રમાણે હોવાથી આપ ઋષિમુનિઓએ શૌચને, પવિત્રતાને શુચિને અથવા શુદ્ધિને વધારે અગત્ય આપી છે

શરીરના અણુઓ જેમ શુદ્ધ સાત્વિક આહારથી શુદ્ધ થાય છે, તેમ સ્નાન આદિ પવિત્રતાના નિયમોથી પણ શુદ્ધ થાય છે તદુપરાત આસન પ્રાણાયામ આદિ યોગના અંગોથી પણ શરીરના પરમાણુઓની શુદ્ધિ થાય છે યોગીનું જીવનઉપર સ્વામીત્વ સ્થપાય છે તેનું આ પણ એક કારણ છે કે તેના શરીરના અણુઓની અતર્બાહ્ય અત્યત શુદ્ધિ થએલી હોય છે

વિચારથી પણ આ શરીરની શુદ્ધિ સધાય છે સદ્‌વિચાર એ પણ શુદ્ધિનું બળવાન્ સાધન વા અંગ છે

હાલના કેટલાક અથવા કહો કે ઘણા મનુષ્યો કહે છે કે ગમેતેનું ગમે તે ખાવાથી શી હાનિ છે? આર્ય પ્રજા અથવા હીંદુઓ આ નિયમનું પાલન કરે છે છતા તેમની કેમ અવનતિ થએલી છે, તથા તેમની આરોગ્ય અને આયુષ્યના સબધમા આટલી નિકૃષ્ટતા શા માટે થઇ છે?

પરંતુ આ લોકોનું કહેવુ યથાર્થ નથીં હીંદુ પ્રજાની પડતીનાં બીજાં અનેક કારણો છે જેના પ્રતિ અલક્ષ કરીને એમ કહેવુ કે તે જે સારૂ કરે છે તેથી તેની પડતી થઇ છે, એ યોગ્ય કેમ કહી શકાય? અને શુદ્ધના અથવા શૌચના આતર બાહ્ય નિયમોનુ પણ તે કયા યથાર્થ રીતે પાલન કરે છે? જો તેનુ યથાર્થ પાલન હોય તો તેના લાભ તે પ્રજામાં પ્રગટ થવા જ જોઇએ

શ્રીમાન્ ગાધીજી જેવા પણ કહી રહ્યા છે, કે "હુ મુસલમાનોના હાથની ડબલરોટી ખાઉં છુ અને તેમા હુ કઈ બાધ જોતો નથી તથા તેમા કઇ ધર્મને બાધ આવતો હોય એમ હુ માનતો નથી, વગેરે"

શ્રીમાન્ ગાધીજી જેવા અમુક ખાવુ અને અમુક ન ખાવુ તે સબધના તો વિવેક કરી રહ્યા છે જ તેમને માંસ ખાવાનુ કહે તો તે નહિ જ ખાય જે સાત્વિક આહાર છે તેને પ્રધાનપણે તેઓ ગ્રહણ કરતા જણાય છે આથી એટલુ તો તેમના જ વિચારપ્રમાણે સિદ્ધ થાય છે કે અમુક ખાવુ અને અમુક ન ખાવુ એનો વિવેક વિચાર કરવાની જરૂર છે

હવે અમુકના હાથનુ ન ખાવુ અને અમુકના હાથનુ ખાવુ, એ સબધમા તેમને કઇ બાધ જણાતો નથી પરંતુ અમુક અમુકના અડકવાથી આહારઉપર તેની કઇ સૂક્ષ્મ અસર થાય છે કે કેમ તથા તેથી અમુક પ્રકારના આચારવિચાર સેવનારને ન્યૂનાધિક અંશમા પ્રતિબધ થાય છે કે કેમ અને અમુક પ્રાપ્તવ્ય પ્રાપ્ત કરવાને માટે અમુક આહાર વિહારની જરૂર છે કે કેમ તથા સમાજના અમુક પ્રકારના બધારણને નભાવવુ હોય અને તેવા બધારણ અથવા વ્યવસ્થાથી સમાજને લાભ થતો હોય કે જે લાભ જે પરિણામી પ્રાપ્તવ્ય આર્ય પ્રજાએ માન્યું હોય તેને ઉપકારક હોય, આ વગેરે અત્યત મહત્વની બાબતોનો આ સબધમાં વિચાર કરવાની જરૂર રહે છે અને આ પ્રકારનો વિચાર કર્યાવિના આ પ્રશ્નનુ યથાર્થ સમાધાન આપણે કરી શકીએ નહિ અને આટલી લાંબી ચર્ચા કરવી અત્ર અસ્થાને છે. જેથી આતર બાહ્ય શુદ્ધિની આરોગ્ય આયુષ્યમા જરૂર છે તથા તેથી તેની વૃદ્ધિ થાય છે એટલુ જ અત્ર જણાવીને આપણે આ સંબધમાં આગળ વિચાર કરીએ છીએ

(અપૂર્ણ)



# संसारसुधारो

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૮૨ થી )

## प्रकरण ३

### सुधारो करवाना अधिकारी कोण छे ?





દેશની અંતરથી સાચી લાગણી ગખનાર મારે એમ પ્રસંગે એક મિત્ર સાથે વાતચિત થઈ હતી તેમનું કહેવું હતું કે એક મનુષ્યની બીજાનું હિત કરવાની વૃત્તિ હોય છે તો તેથી તે બીજા મનુષ્યને હાનિ થતી નથી પણ લાભ જ થાય છે, કારણ કે તેનો આશય સારો છે મેં કહ્યું, કે તેની બીજાનું કલ્યાણ કરવાની વૃત્તિ છે એ વાત પણ સાચી, તથા તેનો આશય સારો છે એ વાત પણ સાચી, પરંતુ તે છતાં પણ બીજાને હાનિ થવાનો સંભવ હોય છે આજે ઘણા કોઈ દેશનું કલ્યાણ કરવાને નીકળી પડ્યા છે અને સહુ કોઈ પ્રજાનું હિત ઇચ્છે છે, એ વાર્તા સાચી છતાં પણ પ્રજાને લાભને બદલે હાનિ થવાનો સંભવ રહે છે, અથવા તો ન્યૂન લાભ અને અધિક હાનિ થવાનો સંભવ રહે છે આને જ આપણે હાનિ કહીએ છીએ જેમાં લાભ કરતાં હાનિના પ્રસંગો વિશેષ હોય તેને હાનિ કહેવામાં આવે છે લાભ કહેવામાં આવતો નથી અથવા કદાચ આ મનુષ્યોથી પ્રજાને લાભ થાય છે તો તે કાકતાલીય ન્યાયે લાભ થયો સમજવાનો છે વખતે તેમની પ્રવૃત્તિથી લાભ પણ થાય તો પણ તેમના ઉપર વિશ્વાસ રાખી શકાય નહિ, કેમકે તેની પ્રવૃત્તિથી વખતે લાભ પણ થાય અને હાનિ પણ થાય. અને આ પ્રમાણે હોવાથી આવા મનુષ્યો અથવા આવા મનુષ્યોની પ્રવૃત્તિ ઉંટ વૈદ્યની પેઠે ભયંકર હોય છે કોઈ રોગી ઘણો માંદો છે, અને તેને સાજો કરવાને કોઈ ઉંટ વૈદ્ય સારી લાગણીથી અને સારા આશયથી કામ કરે છે પરંતુ તેને વૈદકવિદ્યાનો યોગ્ય અભ્યાસ ન હોવાથી તે જે દવા આપે છે તેથી કાકતાલીય ન્યાયે કદાચ તેને સારું થાય છે અને કદાચ તેનો રોગ વધે છે તેની વેદના વૃદ્ધિને પામે છે, અને તેને મરણ પણ પ્રાપ્ત થાય છે વળી, ધારો કે આવા કોઈ રોગીને કાકતાલીય ન્યાયે લાભ થાય છે, તોપણ તેથી તે વૈદ્યનો કંઈ વિશ્વાસ રાખી શકાય નહિ કેમકે જેટલા રોગી તેને હાથે સારા થવાનો સંભવ છે તેના કરતાં તેને હાથે વધારે રોગીઓ વધારે દુઃખી થવાનો અને મરવાનો સંભવ છે આ લેખકે પોતે એવા કોઈ કોઈ વૈદ્યને સ્વચક્ષુએ જોયા છે, કે તે બીચારા અબુધ વૈદ્યના હાથમાં પડવાથી વધારે રીબાયા છે અને પરિણામે મરણને પામ્યા છે, તે મરી જાય તેના કરતાં પણ તેમની વેદનાનું દુઃખ વૃદ્ધિ એ આ લેખકને વધારે ત્રાસજનક જણાય છે કારણ કે મરી તો રોગી બીચારો પોતાના રોગની વેદનાથી દુઃખી હોય છે તેમાં વળી તેની વેદની વધે છે તો તેનું કષ્ટ વધવાથી તે અસહ્ય અને અધિક પીડાજનક થઈ રહે છે.

આ જ પ્રમાણે સમાજનાં સુધારા મ્રનાગઓના સ બધમા પણ સમજવાનુ છે આ લોકોની લાગણી સાચી હોય છે, અને આશય પણ સારો હે ય છ તે જ્યા તેમની અયોગ્યતાને લીધે તથા તેમના અનધિકારપણાને લીધે તેમની પ્રવૃત્તિ પ્રજાને લાભ જ થાય છે, એમ સમજ વાનુ નથી ઘણા પ્રસગે તેમનો અનધિકાર હોવાથી પ્રજાને તેમની પ્રવૃત્તિથી હાનિ થવાનો જ સ ભવ હોય છે અને કદાચ લાભ થાય છે તો તે ઉપર જણા યાપ્રમાણે કાકતાલીય ન્યાયે જ માત્ર થાય છે જેથી આવા મનુષ્યો જેટલા હિતકર છે તેથી વધારે પ્રમાણમાં ભયકર છે, અને તેમના વડે પ્રજાનાં સુખો જેટલા અશમાં વધવાનો સ ભવ છે તેના કરતાં અધિક અંશમાં દુ ખો વધવાનો સ ભવ હોય છે

વસ્તુસ્થિતિ આ પ્રમાણે છતા પણ આવા મનુષ્યો પ્રજામાં પ્રજાના સાચા હિતસ્વી મણાય છે અને પ્રજામા તે સ માનને પામે છે અને તેથી આવા મનુષ્યો વિરુદ્ધ કઇ પણ બોલવુ એ સામાન્ય સાહસ નથી તોપણ જે સત્ય છે, જેની મનિ સસ રૂપમાં સમજે છે તેને પ્રકટ કરવાને કઇ જ બાધ નથી અથવા તો તેમ શો ભય છે? પ્રજા ભલે આ વાતોને સાંભળો, વા ન સાંભળો, સ્વીકારો વા ન સ્વીકારો પરતુ તે સત્ય છે અને તે જાણવાથી પ્રજાને અતિ લાભ થવાનો સ ભવ છે

ઉપર જણા-યાપ્રમાણે એક ઉટ વૈદ્ય રોગ મટાડવાને કેડ બાધીને સમાજમા નીકળી પડે છે તે કહે છે કે મારે તો માત્ર મનુષ્યોના રોગ દૂર કરવા છે એટલુ જ મારે એક પાઈ પણ જોઇતી નથી તે અખડ પ્રવૃત્તિ બીજાનુ કલ્યાણ કરવાને માટે પરિશ્રમ વેઠીને કરે છે પરતુ તેથી શુ? શુ તેથી મનુષ્યોને લાભ જ થાય તેમ છે? અને હાનિ થવાનો સ ભવ નથી? તેની લાગણી ગમે તેટલી સાચી હોય, અને ગમે તેટલો તેનો આશય શુદ્ધ હોય તો પણ તેથી શુ? કારણ કે જો તેની વૈદ્યતરીકેની યોગ્યતા નથી તો પછી તેનાથી મનુષ્યોને શી રીતે લાભ થાય અને શામાટે હાનિ ન થાય તે સ્પષ્ટ થતુ નથી? અને આવા એકને ઠેકાણે અનેક ઉંટ વૈદ્યો પ્રજાનુ કલ્યાણ કરવા સાચી લાગણી અને સાચા આશયથી નીકળી પડે તો તેથી પ્રજાને લાભ થાય કે હાનિ થાય એ સ્પષ્ટ-ઉઘાડુ જ છે

પરતુ સખેદ જણાવવુ પડે છે કે આજે આપણા દેશની અથવા આપણી પ્રજાની તેવી જ દુર્ભાગ્યજનક સ્થિતિ છે આજે આપણી પ્રજાનુ કલ્યાણ કરનાર સહઆશયિ મનુષ્યો રણસગ્રામમાં ઉતરી પડ્યા છે અને અમે અમારો કાઇપણ જાતનો સ્વાર્થ રાખ્યા વિના માત્ર પ્રજાનુ કલ્યાણ જ કરીએ છીએ, એ પ્રમાણે પ્રજાને જણાવે છે પ્રજા પણ આવા મનુષ્યોને ઉપરથી ઉતરી આવેલા ફીરસ્તા પ્રમાણે વધાવી લે છે, અને કોઇ કોઇને તો તે મહાત્મા અથવા તો સાક્ષાત્ ઇશ્વરના અવતારતરીકે પણ ગણે છે પણ આ સર્વ દેશનુ હિત ઇચ્છનાર પરોપકારાય સંતાંવિભૂતિઓ દેશનુ અને પ્રજાનુ કેટલુ હિત કરે છે, વાસ્તવ હિત તેમનાથી થાય છે કે કેમ અથવા હિતને બદલે અહિત તો નથી થતુ, તે કોણ જુએ છે, અને કોણ વિચારે છે?

સામાન્ય રીતે જે મનુષ્ય શ્રીમાન્ હોય તે જ રંકનું દારિદ્ર્ય ટાળી શકે છે પરંતુ જે નિર્ધન છે, જે નિષ્કંચન છે તેનાથી રંકનું દુખ શી રીતે ટળવાનું છે? કારણ કે પ્રથમ તો તેની પાસે પૈસો જ નથી કે તેને તે થોડો આપી આ રીતે પણ તેનું દુખ ઓછું કરે અથવા તો તેણે પૈસો મેળવ્યો નથી જેથી કેવી રીતે પૈસો પ્રાપ્ત થાય છે તેનો માર્ગ તે તેને બતાવી શકે અને આ પ્રમાણે તેનાથી તે જેમ તેનું દુખ ટાળવાને અનધિકારી છે, તેમ હાલની પ્રજાનું કલ્યાણ કરવાનિમિત્તે બહાર પડેલા સર્વ મનુષ્યો પ્રજાનું કલ્યાણ કરવાના અધિકારી હોવાથી તેમનાથી પ્રજાનું કલ્યાણ થવાનો સંભવ ઓછો હોય છે એટલું જ નહિ પણ ઘણે પ્રસંગે અથવા મોટે ભાગે પ્રજાનું અકલ્યાણ થવાનો જ સંભવ હોય છે

ત્યારે પ્રશ્ન એ થાય છે કે પ્રજાનું કલ્યાણ કરવાનો અધિકાર કોને છે? આ પ્રશ્નનો નિર્ણય કરવા માટે જ આ પ્રકરણનો પ્રારંભ છે

એક વાર્તા એવી છે કે એક વખતે એક વૈદ્ય પાસે એક વિદ્યાર્થી વૈદક શીખવા ગયો તે બેચાર દિવસ જ તે વૈદ્ય પાસે રહ્યો ત્યારપશ્ચાત્ એવું બન્યું, કે આ વૈદ્ય પાસે જ્યારે જ્યારે આ બેચાર દિવસમાં આ વિદ્યાર્થી હાજર હતો ત્યારે ચારે બધકોશના દરદીઓ તેની પાસે આવ્યા હતા અને તેમને સોનામુખી ઉકાળીને પીવાનો આ વૈદ્યે ઉપદેશ આપ્યો હતો તે ઉપરથી આ વિદ્યાર્થીએ જાણ્યું કે રોગ માત્રને ગાળવાનો અને શરીરને સુવર્ણજેવું વિશુદ્ધ અને નીરોગ કરવાનો આ જગતમાં એક જ ઉપાય છે, અને તે જેને તેને સોનામુખી આપવી એ જ છે તેણે ધાર્યું, કે મારા ગુરુ આથી વિશેષ કંઈ જાણતા નથી, અને તેથી તેમની પાસે હવે વધારે રહીને મિથ્યા કાલક્ષેપ કરવાની જરૂર નથી જેથી એક રાત્રે છાનોમાનો તે સટકી ગયો અને ઘેર જતો રહ્યો અને ઘેર જઈને વૈદ્યનો ધંધો કરવા લાગ્યો, તથા જેને તેને સોનામુખી પીવાનું કહેવા લાગ્યો

આ પ્રમાણે હાલના સુધારાવાળા, અથવા તો પ્રજાનું કલ્યાણ કરવા નિમિત્તે બહાર પડેલા મનુષ્યોને આવો કોઈ એકાદ ઉપાય જ્ઞાન હોય છે તો તેનો જેને તેને બોધ કરે છે અને તેથી જ પ્રજાના દુખમાત્ર દૂર થશે એમ તે માને છે અને છાતી ઠોકીને તે ઉપાયોને પ્રજાને જણાવે છે, અને તે માને છે કે આથી બીજા ઉપાયો જગતમાં મનુષ્યોનું દુખ દૂર કરવાના છે જ નહિ પણ સત્ય વાર્તા એ છે, કે આ મનુષ્યોનું જ્ઞાન કૂપમંડૂક જેટલું અત્યલ્પ હોય છે, અને તેથી તે અન્ય માર્ગથી અજ્ઞાન હોય છે તે જે ઉપાય બતાવે છે તેથી વખતે પ્રજાને હાનિ થાય છે તો વળી તે યથામતિ તેનું અમુક કારણ જણાવીને બીજો માર્ગ દર્શાવે છે આ પ્રમાણે કરતાં તેમનું આયુષ્ય પૂરું થાય છે, અને પ્રજાનું દુખ ઉભું રહે છે અથવા તો વધે છે

એક સજ્જન કે જે હાલની પ્રવૃત્તિનો અભ્યાસ કરતા હતા તેમણે એક વખતે આ લેખકને મોઢે કહ્યું હતું કે જો આવા મનુષ્યો દિન પ્રતિ વધવા નીકળી પડનાર હોય તો ખરેખર! આ દેશનું ભવિષ્ય દુર્ભાગ્ય જ કહેવાય કારણ કે આમાંના કેટલાકને હું જાણું છું અને તેમાંના કોઈ વ્યભિચારી છે કોઈ કોઈના પૈસા ખાઈ જાય તો પાછા આપવાની જરૂર સમજતા નથી, અને કોઈ તો પોતાના ગામમાં જેમનું ચારિત્ર અત્યંત નિકૃષ્ટ ગણાય છે તેવા છે આવા મનુષ્યોથી આ દેશનું શું હિત થવાનું છે? અને તે આ વાર્તા યોગ્ય જણાતી નથી

આ પ્રમાણે આ સજ્જને એક પ્રસંગે ગીત કરી હતી આ તેની ટીકાનાં વચનો અત્ર પ્રકટ કરીને અમારો આશય આ લોકોની નિંદા કરવાનો કે તેમને હલકા પાડવાનો નથી કારણ કે અમારે તેમની સાથે ના જાતનુ વેર નથી કોઇ જાતનો દ્વેષ નથી, કે ઇર્ષા નથી વળી તેમને નીંદીને અમારી પોતાની મહત્તા વધારવાનો પણ અમારો આશય નથી પણ જે વાર્તા અમારે પ્રતિપાદન કરવી છે જે વાર્તા અમારે જણાવવી છે તે જણાવવાને માટે જે પ્રમાણોની જરૂર છે તે પ્રમાણો આપવાં જોઇએ જાણી આ વિચારો અત્ર પ્રસિદ્ધ થાય છે

હવે આપણે જગતનો સુધારો કરવાના કોણ અધિકારી છે તે સબંધમા સ્વલ્પમા વિચાર કરીએ છીએ જેણે આ જગત જેમાથી ઉત્પન્ન છે, જેના વડે તે અસ્તિત્વને ધારણ કરી રહે છે તથા પરિણામે જેમાં તે શમે છે તેવા આપણા સહ આ સચરાચર જગતના આધારભૂત ઈશ્વરનો જેમણે સાક્ષાત્કાર કર્યો છે, અથવા તો જેમણે આત્મતત્ત્વનો કે બ્રહ્મતત્ત્વનો અપરોક્ષાનુભવ કર્યો છે અથવા જેમણે આ પ્રમાણનો અનુભવ કરીને પોતાના અંતરમા રહેલા અજ્ઞાનને સમૂલ નિવાર્યું છે અને તેથી તે સર્વજ્ઞ દૃષ્ટિને પ્રાપ્ત થયા છે, જેમના રાગદ્વેષ સમૂલ શમ્યા છે અને જે પોતાના ક્લેશ માત્રને પ્રજાળીને પરમાનંદને પ્રાપ્ત થઇને આ જગતમા જે શિખરની સ્થિતિ છે તેને પ્રાપ્ત થયા હોવાથી જેમને કંઇપણ કર્તવ્ય પ્રાપ્તવ્ય જ્ઞાતવ્ય અવશેષ રહ્યું નથી તેવા પુરુષો જ આ મનુષ્ય કલ્યાણ કરવાના અથવા આ જગતનો સુધારો કરવાના અધિકારી છે

હાલના સુધારાવાળા એમ કહે છે, કે શ્રી રામચંદ્ર શ્રી કૃષ્ણચંદ્ર, શ્રી શંકરભગવાન શ્રી રામકૃષ્ણ પરમહંસ શ્રી નૃસિંહાચાર્યજી વગેરે પણ સુધારો કરનાર હતા. હા તે સુધારો કરનાર હતા એ વાર્તાનો સ્વીકાર તો અમે પૂર્વથી જ કરી ગયા છીએ પરંતુ તેમનામા અને હાલના સુધારો કરનારમા મહદ્ અંતર છે, આકાશપાતાળ જેટલુ અંતર છે તે પૂર્ણ હતા આ અપૂર્ણ છે તે જીવદશાથી પર હતા આ જીવદશાપન્ન છે તે સર્વજ્ઞ હતા આ અલ્પજ્ઞ છે તેમનામા જ્ઞાનપ્રકાશ મધ્યાહ્નના સૂર્યની પેઠે અખંડ ઝગઝગતો હતો આમનામાં અજ્ઞાનાંધકાર વ્યાપેલો છે તે આ જગતના સ્વરૂપને યથાવત્—જેમ છે તેમ જાણતા હતા, આ લોકો જગતના સ્વરૂપને યથાવત્ જાણતા નથી આ પ્રમાણે હોવાથી તે સુધારો કરવાના અધિકારી હતા, અને આ તેના અનધિકારી છે તે જે જે કંઈ કહી ગયા છે તથા કરી ગયા છે તે જીવોનુ ચિરસ્થાયી વાસ્તવ કલ્યાણ કરનાર હતુ અને આ લોકો જે કંઈ કહે છે તથા કરે છે તેથી જગતનુ અ૫કાલીન હિત થાય છે અથવા તો અહિત પણ થાય છે વાસ્તવ કલ્યાણના તેમાં અંશ હોતા નથી જેથી આ લોકો જો પોતાને આ મહાપુરુષો સાથે સરખાવતા હોય તો તેમની તે ગંભીર ભૂલ છે અને તે તેમના અજ્ઞાનનો જ પરિણામ છે ઉક્ત મહાપુરુષોએ હુ પૂર્ણ છુ હુ કૃતકૃત્ય છુ, હુ સર્વજ્ઞ છુ, એ પ્રકારનો અનુભવ કર્યો હતો જ્યારે આજના આ મહાપુરુષોને આનો કંઇજ અનુભવ થતો નથી પરંતુ તે અજ્ઞાનાંધકારના અટવાતા હોય છે, અને નાના ક્લેશનો અનુભવ કરતા હોય છે

જેમણે પોતાનાં દુઃખ અને ક્લેશને જીત્યા નથી, જેમણે પોતાનું અજ્ઞાન ટાળ્યું નથી તે બીજાનું દુઃખ શી રીતે ટાળી શકે અને બીજાના દુઃખને દૂર કરવાના માર્ગો શી રીતે જાણી શકે ? તે મહાપુરુષો શિખરની સ્થિતિએ વિરાજતા હોય છે જ્યારે આ પુરુષો તળેટીમાં અટવાતા હોય છે આ પુરુષો પોતે જ કબૂલ કરે છે કે અમે આગળ વધીએ છીએ અને અમારી ભૂલ હોય તો અમે કબૂલ કરીને સુધારવાને તત્પર છીએ. અને આ પ્રમાણે તેમને પોતાની કોઈ ભૂલ સમજાય છે તો તે ભૂલને સુધારે છે, અને બીજાને પણ તે પ્રમાણે સુધારો કરવો જરૂરનું છે આવા છદ્મસ્થાવસ્થાપન્ન અલ્પજ્ઞ મનુષ્યોથી પ્રજાનું કેટલું કલ્યાણ થાય એ સ્પષ્ટ જ છે જેથી લાગણી હોય અને આશય સારો હોય તો પણ આવા મનુષ્યોએ બીજાનું કલ્યાણ કરવાને વચમાં કુદી પડવું એ મહા ભયંકર છે તેમને લાગણી હોય તો તેમણે અંતરથી અન્યનું કલ્યાણ ઇચ્છવું, તથા પરમેશ્વરને સાચા હૃદયથી પ્રાર્થના કરવી કે પરમાત્મન્! મારા માનવબંધુઓનું વાસ્તવ કલ્યાણ આપ કરો પરંતુ આ પ્રમાણે કરવાને બદલે અમુક અમુક પ્રવૃત્તિથી તેમનું કલ્યાણ થનાર છે એમ માનીને તેમને તેનો બોધ કરવો અને તેમની પાસે તે પ્રવૃત્તિ કરાવવી એ કોઈ પણ રીતે તેમના અધિકારથી ઉચિત નથી કારણ કે કઈ પ્રવૃત્તિથી કોનું કલ્યાણ થશે અથવા કલ્યાણ થશે કે અકલ્યાણ થશે, તે આ મનુષ્યોના જાણવામાં હોતું નથી જેથી કલ્યાણ કરવા જતાં અકલ્યાણ થઈ બેસે છે

વળી આ જગતને સુધારવાના પ્રયત્ન કરવાને સંગ્રામમાં ઉતરવું એ પ્રત્યેક મનુષ્યને માટે ઉચિત નથી જ તેને માટે તો એ જ ઉચિત છે કે તેણે આત્મકલ્યાણને સાધી લેવું આ પ્રમાણે આત્મકલ્યાણને સાધતાં જ અંતરમાં જ્ઞાન પ્રકાશ થતાં દુઃખનું કારણ જે વાસ્તવ હોય છે તે સમજાય છે અને સ્વતઃ કૃતકૃત્ય થયા પછી જ બીજાના વાસ્તવ કલ્યાણનો યોગ્ય માર્ગ દૃષ્ટિએ આવે છે મહાત્મા ભર્તૃહરિએ કહ્યું છે કે યદા કિંચિત્ જ્ઞોઽહં દ્વિપ ઇવ મદાન્ધો સમભવમ્—હું જ્યારે કિંચિત્ જાણતો હું જ્યારે અલ્પજ્ઞ હતો ત્યારે તો હું એમ માનતો હતો કે હું સર્વજ્ઞ છું, પરંતુ જ્યારે જ્યારે પ્રબુદ્ધ પુરુષો પાસેથી કંઈ કંઈ જાણવામાં આવ્યું ત્યારે મને અનુભવ થયો કે હું અલ્પજ્ઞ અને મૂર્ખ છું, અને મારે જાણવાનું આ જગતમાં ઘણું અવશિષ્ટ છે

આ જ પ્રમાણે હાલના સુધારાવાળાઓની સ્થિતિ છે, તે પોતાને સર્વજ્ઞ જેવા માને છે, અને ખાત્રીપૂર્વક પોતે માને છે કે બસ અમુક માર્ગે અથવા અમુક પ્રવૃત્તિથી જ સમાજનું અથવા જગતનું કલ્યાણ થશે પણ જે અધિક વિચાર કરી શકે તેમ છે તે સમજી શકે છે કે આવા મનુષ્યો સમાજમાં ભયંકર છે અને પ્રજાનું ભારે અહિત કરનાર છે તે અલ્પ સમયમાં કાળનો કોળીઓ થઈ રહે છે, અને તેમની પછવાડે જ તેમનો સુધારો જાય છે દશ વર્ષ કે બહુ તો પચીશ વર્ષ તેમનો સુધારો તેમની પાછળ ટકે છે અને તે તેટલી વયમાં જ મરણને પામે છે તેમના મરણ પછી તેમની પાછળ ચાલનારાઓની અંધેર ગલીમાંના અંધ પ્રમાણે તેમની દુર્દશા થાય છે, અને હવે તેમને શું કરવું તે સૂઝતું નથી. આ પ્રમાણે ત્રિશંકુ પેઠે તે મધ્યમાં લટકે છે, અને કંઈ જ વાસ્તવ કર્તવ્યને કરી શકતા નથી

આજે અન્યનું કલ્યાણ કરવાના આશયથી નીકળી પડેલા મનુષ્યોની સખ્યા ઘણી મોટી જોવામાં આવે છે આ લોકોને હુ પૂછુ છુ કે ભાઈ! તમે તમારા કામક્રોધાદિક શત્રુઓને જીત્યા છે? તમે તમારા અતરમા પ્રવર્તતા અજ્ઞાન અધકારને દૂર કર્યો છે? તમે તમારા નાના ક્લેશોનો પરાજય કર્યો છે? તમે પરતત્રપણાને જીતીને સ્વતત્ર થયા છો? તમારી દુર્બળતાનો તમે જય કર્યો છે? આ સામાંનુ તમે કઈ જો નથી કર્યું તો પછી તમે શુ જોઈને અન્યનુ કલ્યાણ કરવાને નીકળી પડયા છો? તમે બીજાનુ કલ્યાણ કરવાને જેટલો પ્રયત્ન કરો છો તેટલો પ્રયત્ન જો તમે તમારૂ કલ્યાણ કરવાને કરો તો તમે ઉદ્ધરી જશો અને તમારી સાથે આ જગતને પણ ઉદ્ધારો પણ આ તો તમે પોતે ખાડામાં પડો છો, અને અન્યને સાથે પાડો છો તમે ઉદ્ધર્યા એટલે આખુ જગત્ ઉદ્ધર્યું સમજજો આજે તમે ભગીરથ પ્રયત્નથી પણ જે નથી કરી શકતા તે તે વખતે તમારા સકલ્પ માત્રથી કરી શકશો બીજુ બધુ તમે રહેવા દો પ્રથમ તમે તમારા પોતાના પ્રતિ જ દૃષ્ટિ કરો, અને પોતાની અપૂર્ણતા તથા દોષો જોઈને તેને સુધારો અને એક વખત તમે પોતે શિખરની સ્થિતિએ પહોચો પછી તમારે શુ કરવાનુ છે તે તમને સ્પષ્ટ થશે અને તે વખતે જ તમને જગત્‌ના કલ્યાણના સાચા માર્ગો જણાશે હાલમાં તમે અન્યના કલ્યાણના જે માર્ગો જાણો છો તે સાચા નથી, પણ ભ્રાન્તિથી અને તમારા અજ્ઞાનથી જ તમે તેમને સાચા માની લીધા છે માટે એક વખત તો તમે સર્વ છોડીને ઈશ્વરને જાણો, પોતાને જાણો, અને પછી જ જે કઈ કરવુ હોય તે કરજો

શુ તમે એમ માનો છો, કે માત્ર બીજાને તમારી પેઠે બોધ દેવાથી જ જગત્‌નુ કલ્યાણ થાય છે? તમારા જેવા કરોડ મનુષ્યો એકત્ર થાય તો આ હીંદુસ્થાનનુ કલ્યાણ અને તેનો ઉદ્ધાર થવાનો નથી એ નક્કી સમજજો જે પોતાના સ્વરૂપને જાણવાનો પ્રયત્ન કરે છે જે પોતાના દોષોને જીતવાનો પ્રયત્ન કરે છે, જે ઈશ્વરને ઓળખવાનો પ્રયત્ન કરે છે, તે પણ જગત્‌નું ઓછુ કલ્યાણ કરે છે એમ ન સમજતા. ભલે જગત્ જાણે કે ન જાણે કે આવા મનુષ્યોના સબધમાં હાલનાં વર્તમાનપત્રોમાં તેમની સ્તુતિનાં રણશીંગા ફુકાય કે ન ફુકાય, પણ તે જ જગત્‌નુ સાચુ કલ્યાણ કરનાર છે સ્વભાવત જ તેમના અસ્તિત્વ માત્રથી જગત્‌નુ જે કલ્યાણ થાય છે તે હાલના લાખો મનુષ્યોથી પણ નથી થતુ એ નિ શક સમજવુ

શકનાર છે ? લાખ કે દશ લાખ વીરજનો ભેગા કરો તેથી યુદ્ધમાં જય મળનાર છે શું ? એક સાચો વીર પુરુષ જ જયથી પ્રાપ્ત કરવાને માટે બસ છે તે પ્રમાણે હજારો અલ્પજ્ઞ અને અવિદ્યાપન્ન મનુષ્યો જગતનું કલ્યાણ કરવાને નીકળી પડે તેથી જગતનું શું કલ્યાણ થવાનું છે ? એ તો એક તત્ત્વજ્ઞ નરકેસરીનું જ કામ છે, અને તે જ જગતનું સાચું કલ્યાણ કરી શકે છે

(અપૂર્ણ)

---

**ભીષ્મપિતામહ** પુસ્તકના સંબંધમાં એક સજ્જનનો અભિપ્રાય —મેંમદાવાદથી એક સજ્જન આ પુસ્તકના સંબંધમાં નીચે પ્રમાણે લખે છે

" આ પુસ્તક સર્વ પ્રકારના રસથી રસબસ છે બાપજીશ્રી (શ્રીમાન્ નૃસિંહાચાર્યજી) કરતા તે લેખક બીજે ઠેકાણે આવી શકે તેમ છે એમાં હાસ્યરસ પણ ખરેખરો છે વીરરસ પણ પુષ્કળ જ છે સાથે ગાંધારી માતા છતાં પોતાના પુત્રને પણ રાજ્ય છોડી દેવા આગ્રહ કરે છે એ તેની ન્યાયપરાયણતા તથા એક પક્ષે વીરત્વ બતાવે છે ભીષ્મનો નિઃસ્વાર્થ પ્રેમ તથા સેવા અપરમાતાના પણ પ્રાણ ભીનું પણ સાંભળતાં છોડાવે છે, એ કેટલું અદ્ભુત છે એ મનુષ્ય કેવો ઉત્તમ ! એ અદ્વિતીય જ હતો ગંગાજીમાં પાપ ધોવાના તથા દયાના કેવા ઉત્તમ ગુણો છે એ પણ લેખક ઉત્તમ રીતે દર્શાવે છે સ્વરૂપમાં બધા જ રસો આ નાટકમાં કર્તાએ અદ્વિતીય રીતે ઓતપ્રોત કર્યા છે લેખકની વાણી ખરેખર પ્રાસાદિક છે આવાં રત્નો લાંબો સમય ટકતા નથી એ શોચનીય છે તા ૧૦-૪-૨૧

---



# कसाइनी दया.

પશુ—દયાબ્ધિ ! દયા આજ દિલમાંહી ધારો,
કરુણા કરી આજ મુજને ઉગારો
સહુ જીવને દુઃખ જગમાંહી જેવું,
શરીરી મને પણ થતું દુઃખ તેવું
ધરી આત્મદૃષ્ટિ ન જીવ મુજ હરજો,
દયા લાવી ઉરે મને મુક્ત કરજો
કસાઇ—સુણી વિનંતિ આ પશુની કસાઇ,
કહે લેશ ચિંતા ન ધર ઉરમાંહી;
કરી એક ઘા વેગથી શિર કાપું,
તને ના બીજા ઘાતણું કષ્ટ આપું
દયા દુષ્ટની જે જનો આમ માગે,
કદી તે ન શાંતિતણું સુખ પામે



# रज्जुने रज्जुरूपे ओळखनार साधकनां उद्गार

५ (राग भैरवी)

હે રજ્જુ ! મને શું ડરાવે ?[1]
તારૂં ન મુજ આગળ કંઈ ફાવે
તુજને મેં હવે ઓળખી લીધું, નાચ ન જેથી હું ને તું નચાવે —
ભ્રાંતિ ભાગી ભાગી સઘળી, અજ્ઞાનનિશા વીતી છે હાવે —
જેવું છે તેવું મેં જાણ્યું, જેથી ન આ આવે તુજ દાવે —
નિઃશંક નિર્ભય થયો હું હાવે, ભ્રાંતિ ભય વિવર્તન જણાવે, —
સદ્વસ્તુને જાણી લીધાથી, અસત્ ન અંતર ક્લેશથી તાવે, —
નિજરૂપને મેં જાણી લીધું, દૃષ્ટિએ ભય દુઃખ ન આવે, —
સુખમય સંમય થઈ હું વિચરૂં, પામી અભયપદ આ જગમાંહે —

૧ આ અભિમાની

અસંતોષથી આરોગ્ય આયુષ્ય ઘટે છે, અને સંતોષથી વધે છે એ સ્પષ્ટ છે. જે મનુષ્ય બહુ જ દોડધામ કરે છે તેના શરીરના બળનો બહુ વધારે વ્યય થાય છે અને તેજ પ્રમાણે મગજનું વધારે કામ કરનાર, મનમાં ને મનમાં ઘણા વિચાર કરનાર અને મગજની ચિંતા રાખનારનો પણ મગજના બળનો વ્યય વધારે થાય છે. વળી જેને ઘણાં કામ કરવાનાં હોય છે, તેને સ્વાભાવિક રીતે જ મનની ચિંતા બની રહે છે અને આ પ્રકારની ચિંતા એ બળનો વ્યય કરનાર છે. બળનો વ્યય જેટલા પ્રમાણમાં અધિક થાય છે તેટલા પ્રમાણમાં આરોગ્ય આયુષ્યની ક્ષીણતા થાય છે એ નક્કી છે. બળની અધિકતાથી આરોગ્ય અને આયુષ્યની ક્ષીણતા થાય છે, એ વાત આપણે આગળ આ જ વિષયમાં પ્રારંભમાં જ સિદ્ધ કરી ગયા છીએ.

શ્રીમાન્ મનુષ્યોમાં અને ગરીબ મનુષ્યોમાં જે સંતોષી છે જે સંતોષથી જીવન ગાળનાર છે તે શરીરે વધારે સુખી હોય છે એમ અનુભવ કરતાં જણાઈ આવે છે. મનથી પણ એવા મનુષ્યો વધારે સુખી હોય છે અને આ પ્રમાણે હોવાથી તેમનું આયુષ્ય પણ સ્વાભાવિક રીતે વધારે દીર્ઘ હોય છે. કારણ કે તેમના શરીરમાંથી બળનો વ્યય ઓછા પ્રમાણમાં થતો હોય છે.

શાસ્ત્ર તો કહે છે કે જે પદાર્થોની જીવનનિર્વાહમાં અનિવાર્ય જરૂર છે તેથી વધારે પદાર્થો મેળવવાની જરૂર નથી.

આ શાસ્ત્રનો ઉપદેશ મનુષ્યને તે જે સ્થિતિમાં છે તે જ સ્થિતિમાં રાખવા માટે નથી, પણ તેને પ્રાપ્ત સ્થિતિથી સુખી કરીને તેનો ખરો વિકાસ કરવા માટે તેને બહારના સુખથી મળતા સુખ કરતાં ઘણું ઉત્કૃષ્ટ સુખ આપવા માટે છે. આ સંબંધમાં પ્રસંગ પ્રાપ્ત થયો છે તો આપણે સંક્ષેપમાં વિચાર કરીશું કે શાસ્ત્રકારોનો મનુષ્યોને સંતોષનો ઉપદેશ કરવામાં શો આશય છે.

જે મનુષ્યો અસંતોષથી નિત્ય જીવન ગાળે છે અને વ્યવહારમાં ધન, ઘર તથા અલંકાર અને એવા જ પદાર્થોવડે શ્રીમાન્ થવાને પ્રયત્ન કરે છે તેમનાં જીવન જોઈએ તો જણાય છે કે તેમને જે પદાર્થો પ્રાપ્ત છે તે પદાર્થોનું પ્રાપ્ત સુખ પણ તે લેઈ શકતા નથી, કારણ કે તેમની વૃત્તિ જે પદાર્થો અપ્રાપ્ત છે તેમને પ્રાપ્ત કરવા પ્રતિ વળેલી રહે છે અને તે અપ્રાપ્ત પદાર્થોને પ્રાપ્ત કરવાને તે તન્મય તલ્લીન રહે છે. વળી જે પદાર્થો તેમને પ્રાપ્ત છે તેમનો તે ઉપભોગ કરે છે તોપણ તેમનું ચિત્ત એવું ચંચળ અને અપ્રાપ્ત પદાર્થોપ્રતિ એવું વળેલું હોય છે કે તે શાંતિથી પ્રાપ્ત વસ્તુઓનો ઉપભોગ કરી શકતા નથી, જેથી તે પ્રાપ્ત સુખથી હમેશાં જીવનપર્યંત ભ્રષ્ટ જ રહે છે. વળી તે જે પદાર્થો પ્રાપ્ત કરે છે, તેનો પણ શું ઉપયોગ છે? એમ કવિ કહે છે, કે

चेतोहरा युवतयः स्वजनोऽनुकूला
सद्बान्धवाः प्रणतिनम्रगिरश्च भृत्याः ।
गर्जन्ति दन्तिनिवहास्तरलास्तुरंगाः
संमीलने नयनयोर्नहि किंचिदस्ति ॥

અર્થ—મનોહર સ્ત્રીઓ, ચિત્તને અનુકૂળ એવા બાંધવો, પ્રણત અને નમ્ર વાણીવાળા ચાકરો, ગર્જના કરનાર હાથીઓ અને ચંચળ એવા અશ્વો મનુષ્યને પ્રાપ્ત હોય

નિયમ વ્રતનુ ત્રીજુ અગ તપ છે તપથી મન આત્મા આયુષ્યની વૃદ્ધિ થાય છે આપણે જે નિયમના અગોનુ અત્રે વર્ણન કરીએ છીએ તે અગોનુ પાલન કરવાથી માત્ર આરોગ્ય આયુષ્યની વૃદ્ધિ થાય છે, એટલુ જ તેનુ ફળ નથી પણ તેનુ આથી ઘણુ ઉચ્ચ ફળ છે તે સબધમા આપણે અત્ર ચર્ચા કરતા નથી અત્ર તો પ્રસગ પરત્વે માત્ર આ અગોના પાલનથી આરોગ્ય અને આયુષ્યની પણ વૃદ્ધિ થાય છે અને તેથી તેમની વૃદ્ધિ ઇચ્છનારે તે અગોનુ પાલન કર્તવ્ય છે એ અમારા કહેવાનો ભાવ છે જેમણે સપૂર્ણ અશમા આરોગ્ય આયુષ્યની પ્રાપ્તિ કરી હોય તેમણે અમે જે જે નિયમો અત્ર પાળવાના જણાવીએ છીએ તે નિયમોનુ પાલન કરવાની જરૂર છે પૂર્વે દીર્ઘાયુષ્યવાળી અને નીરોગ શરીરવાળી પ્રજા હતી તેનુ કારણ એ હતુ કે તે આ નિયમોનુ પાલન કરતી હતી વળી જેમણે યથેચ્છ આરોગ્ય આયુ પ્રાપ્ત કર્યુ હતુ તે તો આ નિયમોનુ યથાર્થ રીતે પાલન કરતા હતા જેથી જેમને યથેચ્છ આરોગ્ય આયુષ્ય પ્રાપ્ત કરવાની ઇચ્છા છે તેમણે આ નિયમોનુ આગ્રહથી અધિક અશમા પાલન કર્તવ્ય છે

ઉત્તમ આરોગ્ય અને દીર્ઘાયુ મનુષ્યને પ્રાપ્ત થાય તો તેથી મનુષ્યને ઘણુ સુખ જણાય છે અને તદુપરાત આ મેવ અર્થાત્ આ બેની પ્રાપ્તિ થવાથી તે યથેચ્છ પદસ્થિતિ આ જગતમા મેળવી શકે છે જેથી જેની સહાયથી સર્વ કઈ મેળવી શકાય છે તેના આ બે પદાર્થોની પ્રાપ્તિ મનુષ્યને સામાન્ય અગત્ય નથી પણ અસત અગત્ય છે, એ સુસ્પષ્ટ જ છે

તપ શરીર જ મને મન અસર કરે છે માટે તેનુ માહાત્મ્ય બહુ જ જણાય છે તેનો મહિમા જો હુ વર્ણવવા બેસુ તો પાર ન આવે એમ મને લાગે છે

તપ એટલે તપવુ, એ તેનો સાધારણ અર્થ છે તાપથી જેમ સોનુ શુદ્ધ થાય છે જેમ તાપથી બીજી ધાતુઓ શુદ્ધ થાય છે તેમ તપથી શરીર અને મન શુદ્ધ થાય છે અશુદ્ધિ એ દુ ખ આપનાર છે, અને શુદ્ધિ એ સુખ આપનાર છે

ઘણા મનુષ્યોનાં શરીર જોઇએ તો ઉપરથી નીરોગ અને જાડા જણાય છે પરતુ અતરથી-મનથી તે કચરાથી ભરેલા હોય છે આવા મનુષ્યો કોઈ કોઈ રોગના ભોગ જલદી થઈ પડે છે અને મરણ પણ સત્વર પામે છે આવા મનુષ્યોને તપની જરૂર છે ઉપવાસ, વિવિધ વ્રત એ તપની ગરજ સારે છે અથવા કહો કે તે પણ તપ જ છે પરતુ આજે પાશ્ચાત્ય નાસ્તિકતાના વિચારોનો પ્રચાર આપણા દેશમા થવાથી વ્રતને વિસારી મૂકવામા આવ્યા છે અને તેને વિસારી મૂકવાથી પરિણામ એ આવ્યો છે કે તેથી લોકોનાં શરીર અને મન બન્ને અપવિત્ર જડ મલયુક્ત અને પતિત થયા છે આપણી પ્રજાના શરીરો વધારે નિર્બળ રોગગ્રસ્ત, અને અલ્પાયુષી હોવામા આ વ્રતોનુ જીવનમાથી વિસ્મરણ એ પણ એક કારણ છે

કોઈને કદાચ શકા થશે કે ત્યારે બીજી પાશ્ચાત્ય પ્રજાઓ વ્રતાદિને પાળતી નથી છતા તે આપણા કરતા કેમ વધારે નીરોગ અને વધારે આયુષ્યવાળી જોવામા આવે છે? પરતુ આ શકાનુ ઉત્તર એ છે કે આપણા કરતાં પાશ્ચાત્ય પ્રજાઓ વધારે નીરોગ અને વધારે આયુષ્યવાળી હોવામા કે તે વ્રતાદિનુ પાલન કરતી નથી, એ કારણ નથી પરતુ તે

વેદ એટલે જ્ઞાનનો રાશિ. વેદના અધ્યયનથી મનુષ્યને જ્ઞાનમાર્ગ મળે છે, અને તે સર્વજ્ઞ થાય છે. વેદાધ્યયનથી મનુષ્યનું અજ્ઞાન ઓછું થતું જતું જાય છે અને તેનું જ્ઞાન વૃદ્ધિને પામતું જાય છે. દુઃખ એ અજ્ઞાનનું ફળ છે અને સુખ એ જ્ઞાનનું ફળ છે. તે નિયમે રોગ અને અલ્પાયુષ્ય એ અજ્ઞાનનો જ પરિણામ છે. મનુષ્યનો આત્મા અજર અમર છે. મનુષ્યને જ્યારે પોતાના આત્માનું વિસ્મરણ થાય છે, જ્યારે તે આત્માના ધર્મોનું વિસ્મરણ કરે છે અને જડ દેહના ધર્મોનો સ્વીકાર કરે છે, અર્થાત્ હું અજરામર આત્મા નથી પણ જડ અને વિકારી દેહ છું, એ પ્રમાણે તેનો દેહાધ્યાસ વધે છે ત્યારે જ તેની અવનતિ થાય છે, અને ત્યારે જ તેને નાના પ્રકારના દુઃખ પ્રાપ્ત થાય છે. વેદ કહે છે, કે નરત્વમાસિન્નુ તે (ઈશ્વર બ્રહ્મ) છે અને બ્રહ્મતત્ત્વ નિત્ય છે અને નિર્વિકાર છે. જેથી આ તત્ત્વનું ચિંતન કરનાર, પોતાનો તેનાથી અભેદ જોનારનામાં પણ તેના ગુણધર્મોનો પ્રકાશ થાય છે અને પરિણામે તે તે રૂપ જ થઈ રહે છે. જેથી વેદાધ્યયન કરનાર પરિણામે જન્મમરણનો જય કરીને એક અક્ષય પદમાં રમે છે.

મનુષ્યને મરણ પ્રાપ્ત થતું છે, તેને નાના રોગ પ્રાપ્ત થયા છે તેનું વાસ્તવ અને સમગ્ર કારણ એ છે, કે તેણે પોતાના સ્વરૂપનું ચિંતન છોડ્યું છે. તે સ્વરૂપથી વિમુખ થયો છે. આ જડ શરીરનું ચિંતન છોડીને જ્યારે મનુષ્ય હું અજરામર નિત્ય આત્મા છું એ પ્રમાણે પોતાના શરીરથી ન્યારો જોઈને તેનું ચિંતન કરવા માંડે છે, ત્યારથી સ્વાભાવિક રીતે જ તેનો અધિક વિકાસ થાય છે જ. અને વિકારી દેહની સાથે અધ્યાસ રાખીને જ મનુષ્ય વિકારી, રોગી અને મરણાધીન થયો છે અને આ અધ્યાસ છોડીને જ્યારે તે આત્માના ગુણધર્મોનું ચિંતન કરવા માંડે છે ત્યારથી જ તેનામાં ફેરફાર થવા માંડે છે, અને તે અજર અને અમર્ત્ય થતો જાય છે.

વેદાધ્યયન કરનારનું મન શાનું ચિંતન કરે છે તથા તેના મનમાં ચિંતનરૂપે કઈ સદ્વસ્તુ રમી રહે છે અને તેનાથી શા લાભ છે એ જે વેદાધ્યયન કરતા હશે, તે જ તથા જે વિચારશીલ અને બુદ્ધિમાન્ લોકો તે જ સમજી શકતા હશે. અલ્પમાં કહેવાનું એટલું જ કે આ વેદાધ્યયન પણ આપણા આ ઈપ્સિતાર્થની સિદ્ધિમાં ઉપકારક છે.

હવે સ્વાધ્યાયનો અર્થ ઇષ્ટમંત્રનો જપ એવો પણ શાસ્ત્રો કરે છે. રોગ અને અલ્પાયુષ્ય એ અનિષ્ટ છે, ઇષ્ટ નથી. ઇષ્ટમંત્રનો જપ એનો અર્થ જ એ કે ઇષ્ટ વસ્તુની પ્રાપ્તિ કરાવનાર, આ જગતમાં જે જે ઇષ્ટ છે તેની પ્રાપ્તિ કરાવનાર મંત્ર તે ઇષ્ટ મંત્ર છે. જેથી આ ઇષ્ટમંત્રથી મનુષ્યને ઇષ્ટ એવા આરોગ્ય અને આયુષ્ય પ્રાપ્ત થાય છે.

અથવા ઇષ્ટમંત્ર એટલે પોતાના ઇષ્ટે આપેલો મંત્ર. ઇષ્ટ એટલે સર્વ શુભ વસ્તુના આગાર, આવા શુભભાવના આગાર અથવા નિકેતન જે મંત્ર આપે તે ઇષ્ટ જ, શુભ જ આપનાર હોય એમાં શંકા ન હોય. જેથી ઇષ્ટમંત્રનો જપ ઇષ્ટ વસ્તુની પ્રાપ્તિ કરાવે છે એ સ્વાભાવિક છે.

રોગ, અને મરણ અથવા વ્યાધિ વૃદ્ધાવસ્થા અને મરણ એ આ જગતમાં કોઈને ઇષ્ટ નથી. જેથી તે અનિષ્ટ છે. અને નીરોગાવસ્થા અને દીર્ઘાયુષ્ય એ પ્રાણીમાત્રનો




( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૬૫- થી )



ત્યારે તમે કહેશો કે તમે કંઈ શ્રીમાન્ શંકરાચાર્ય જેવા કે શ્રીમાન્ નૃસિંહાચાર્યજી જેવા ઈશ્વરના અવતાર નથી કે જેથી તમે સર્વજ્ઞ હોઈ શકો? અને જો તમે તેવા ઈશ્વરના અવતાર નથી તો પછી તમને પોતાને પણ બીજા સુધારકોની પેઠે આ સંબંધમાં ચર્ચા કરવાનો શું હક છે? તમે જે કંઈ કહેશો તે પણ તેમની પેઠે પ્રજાની ઉન્નતિને બદલે અવનતિ કરનાર કેમ નહિ હોય? સ્વલ્પમાં તમે જે આક્ષેપ બીજાઉપર મૂકો છો તે આક્ષેપ તમારા પોતાના ઉપર શું નથી આવતો? અને જો તેવો આક્ષેપ તમારા પોતાના ઉપર આવતો હોય તો પછી તમને પણ તેમની પેઠે આ સંબંધમાં કંઈ પણ ટીકા કે ચર્ચા કરવાનો હક નથી

સત્ય છે આ વાર્તા સત્ય છે અમે શ્રીમાન્ શંકરાચાર્ય જેવા કે શ્રીમાન્ નૃસિંહાચાર્યજી જેવા ઈશ્વરના અવતાર નથી એ વાર્તા સત્ય છે અને તેનો અમે પોતે પણ સ્વીકાર કરીએ છીએ પરંતુ તેમ છતાં પણ અમને આ સંબંધમાં યથામતિ કંઈ પણ બે શબ્દો કહેવાનો હક છે

આ લોકો અર્થાત્ હાલના સુધારાવાળા જે સુધારા કરવા ઇચ્છે છે તે મનસ્વીપણે જ કરવા ઇચ્છે છે તેમને પોતાને વર્ણાશ્રમની જરૂર જણાતી નથી તો તે કહે છે કે તેની જરૂર નથી તેમને પોતાને વિધવાવિવાહની જરૂર જણાય છે તો તે કહે છે કે તેમ કરવાની જરૂર છે અને તેમ કરવાથી પ્રજાને લાભ છે

આ પ્રમાણે કરવામાં તેમને બે કારણો હોય છે એક તો તેમનો અંગત સ્વાર્થ અને બીજું તેમની અલ્પમતિથી અમુક અમુક માનવું કે જેને તેઓ યથાર્થ છે સત્ય છે એમ સ્વીકારી લે છે

આગળના પ્રકરણમાં જણાવ્યાપ્રમાણે ઉક્ત ઈશ્વરના અવતારો અથવા મહાપુરુષો અને તેવા મહાપુરુષોના રચેલાં શાસ્ત્રો શું કહે છે, તે પ્રતિ તેમને જોવાની જરૂર નથી અને

કંઇ પણ જણાવવાને આજે અમે તત્પર થયા છીએ નહિ કે 'લેભાગુસુધારે'ની પેઠે, કે અમે તેવું આચારરહિત પશુવત્ જીવન ગાળીને ઉન્નત થયા છીએ આ લોકોના અનાર્યજેવા જીવન તો જુઓ ! તેમાં ન મળે કંઇ આચાર ન મળે કંઇ વર્ણાશ્રમનું કર્તવ્ય, કે ન મળે કંઇ શાસ્ત્રાનુસાર વર્તન' તે છતા અમે બધું જ જાણીએ છીએ અને આજે પણ પૂર્વના ઋષિમુનીઓ હોત તો તે પણ અમારી પેરે સુધારા કરત, એમ કહેવાનુ આ ઋષિમુનિઓની પૂછડીઓનું સાહસ તો જુઓ !

ખરેખર ! કાળ બળવાન્ છે આજે જે પ્રવૃત્તિ ચાલે છે તેમા પ્રધાનપણે કાળ જ હેતુરૂપ છે પ્રતિકૂળ વાયુ જાણે જરા પણ પ્રતિબંધ વિના વાઇ રહ્યો છે તો તેમા કાળબળ કારણ નહિ તો બીજુ શુ સમજવુ ? અસ્તુ

આ સર્વ છતા અમે જે વિચારો જણાવીએ તે "બાબા વાક્યમ્ પ્રમાણમ્" કરીને અમે કોઈને માની લેવાનુ કહેતા નથી પરંતુ તે સબંધમાં સ્થિર ચિત્તે વિચાર કરીને પછી જ તે યોગ્ય જણાય તો તેનો સ્વીકાર કરવાનુ કહીએ છીએ

આજે અમે જે વિચારો જણાવીએ છીએ તેનો પ્રજાનો મોટો ભાગ તાત્કાળ સ્વીકાર કરે કે ન કરે અથવા તો તે પ્રજા અભિમુખતા જણાવે ' ન જણાવે, પણ થોડા વખતમા જ હવે એવો સમય આવનાર છે ' અમે જે જે વિચારો જણાવીએ છીએ તે તે વિચારોને સત્યરૂપે ભવિષ્યની પ્રજા સ્વીકારશે અને વિદ્વાન્ આ પ્રજાના તેવા ગણાતા શિષ્ટ પુરુષો આ વિચારોને પોતાના મુખેથી ચર્ચશે, અને પ્રજા તેમને વધાવી લેશે ભવિષ્યમાં આ વિચારરૂપી વૃક્ષનો જે મહા પ્રસાર થવાનો છે, જે તેનુ ફુલવુ ફાલવું થનાર છે તેનાબીજરૂપે જ આ અમારા વિચારો છે, એમ સમજવું જે તે કાળપર્યંત વિદ્યમાન રહેશે તે અમારૂ કહેવુ યથાર્થ છે એમ જાણી શકશે હવે અમે આ લેખમા કયા કયા વિષયોસબધમા ચર્ચા કરનાર છીએ તે જણાવીએ છીએ

| | |
|---|---|
| १ सुधारा एटले शु ? | ५ विधवाविवाह |
| २ राजकीय प्रवृत्ति | ६ वर्णव्यवस्था |
| ३ धर्म | ७ मूर्तिपूजा |
| ४ चाळाश्रम | ८ श्राद्ध वगेरे |

( અપૂર્ણ )



પુછડી જતી રહી, તે સીધાં ટટાર ઉભાં રહેવા લાગ્યા અને તેમના શરીરના વાળ પણ ખરી પડયા તે બોલવા પણ લાગ્યા ટુકામાં તે મનુષ્ય થયા કે જેની પ્રજા તીબેટના લોકો ગણાય છે દમાઇ લામા,એ આ ચીનઝીંગનો અવતાર કહેવાય છે

એમ જણાય છે કે જે શિખર આજે જગતનુ છાપરૂ ( the roof of the world ) કહેવાય છે તે આટલુ ઉંચુ ન હતુ, પણ નીચુ હતું તેની હવા ઉષ્ણ હતી, અને તેના ઉપર વાનરો રહેતા હતા આ ભાગમા ઘ વૃક્ષો પણ ઉગેલાં હતાં હિમાલયની ઉત્તરે મનુષ્યના જેવા આકારના વાનરોના શરીરના ફિક્કાઇલ-પથ્થરના રૂપમા થઇ ગયેલાં હાડકાં પણ મળી આવે છે પૃથ્વી ઉપર કોઈ મહત્ ફેરફાર થવાથી આ વિભાગ આજે છે તેવો ઘણો ઉચો થઇ ગયો હશે અને હવામાં ફેર પડવાથી ઝાડો મરી ગયાં હશે, ઝાડ મરી જવાથી વાનરો પણ તે ભાગ છોડીને નીચે ઉતરી આવ્યા હશે આ પ્રમાણે પાશ્ચાત્ય શોધકો આ સબધમાં અનુમાન કરે છે

જ્યારે તીબેટના લામા નામથી ઓળખાતા રાજા મરણ પામે છે ત્યારે નવા જન્મેલા બાળકોની શોધ કરવામાં આવે છે અને ચીનઝીંગનો આત્મા કોનામાં છે તે જોઇને તેને ગાદીએ બેસા નામા આવે છે અને તેની નિશાનીતરીકે જે બાળકના ડાબા પગની ઘુટી ઉપરની ચામડી ન હોય તેમા તેનો આત્મા છે એમ માનવામાં આવે છે

પરતુ કહેવાય છે કે આવા બાળકો એકથી વધારે મળી આવે છે અને તેમની સખ્યા બારેક સુધીની પણ હોય છે પછી તે બધાં બાળકોને એક સુવર્ણના પાત્રમાં મૂકવામાં આવે છે અને તેમના નામની સાથે હા અને ના ની ચીઠ્ઠીઓ મૂકવામાં આવે છે પછીથી જેના નામની ચીઠ્ઠી ત્રણ વખત હાની આવે છે તેને ગાદીના અધિકારી ગણવામા આવે છે આ બાળકને પછી તીબેટની રાજધાનીનું શહેર જે લ્હાસા ( Lhasa ) છે તેમાં લેઇ જવામા આવે છે અને ત્યાં તેને રાજબાળકતરીકે ઉછેરવામા આવે છે તેની યુવાવસ્થા યજ્ઞયાગાદિક ક્રિયામાં વીતે છે અને ત્યાં સુધી તેના રાજ્યની દેખરેખ મત્રી કે પ્રધાન રાખે છે

આ લોકો અર્થાત્ તીબેટના લોકો પરદેશીને પોતાના રાજ્યમા પેસવા દેતા નથી તેમા ખાસ કરીને અગ્રેજોને તો તે પેસવા દેતા જ નહિ અગ્રેજોને તે એક રાક્ષસના વર્ગના સમજે છે કે જે રાક્ષસોએ પોતાના ઉપર જુલમ કર્યા હતા તેમના દેશમા અને ખાસ કરીને લ્હાસા શહેરમાં તો બીજા દેશના મનુષ્યો પેસવાની ખાસ મનાઈ હોય છે સન ૧૮૫૪ માં એક અગ્રેજ તીબેટમા ગયો હતો ત્યાર પછી માત્ર ૧૯૦૪ મા જ ફરી જવાનો યોગ આવ્યો હતો

શરતચ દ્રદાસ કરીને એક માણસ એક વખતે એક મોટા અમલદારસાથે તીબેટમાં ગયો હતો અને શીગાત્સે શહેરમાં તે પહોંચ્યો હતો. પછીથી ખટપટ કરીને પોતાના અમલદારને તેણે લ્હાસા જોવાની રજા મેળવી અને પોતે તે અમલદારની સ્ત્રીના નોકર તરીકે તેની સાથે ગયો પરતુ ત્યાંથી ત્યાર પછી તેમના ગયા પછી આ વાતો લામાના જાણવામા આવી, અને તેણે જે તીબેટના અમલદારે આ લોકોને લ્હાસા શહેરમાં આવવા ખટપટ કરી હતી તેને તો તાબડતોબ મારી નાખ્યો

આ દેશમાં મીઠ ચા ને વગેરે નાણાં તરીકે ચાલે છે અને તેનાથી વ્યવહાર કરાય છે તો પણ હવે આ લોકો જલદી સુધરતા જાય છે, એમ આ દાક્તર જણાવે છે છાપખાના

પણ હવે આ દેશમાં થયા છે અને ઓગ્રાફ પણ દાખલ થયા છે, કોઈ મનુષ્યને કોઈ ઠગી લે છે તો છેતરાનાર એમ માને છે કે પૂર્વ જન્મમા તેણે તેને ઠગ્યો હશે

ઉપર જણાવ્યાપ્રમાણે હાલના વખતમાએ આ પાર્લીમેન્ટ તથા ગવર્નમેન્ટ જ્યોગ્રાફીકલ સોસાઇટીને હિમાલયની શોધ કરવાની પરવાનગી આપી છે આ લોકોએ કર્નલ મેક્રો સીસ ય ગહસમ ડ નામના સરદારનીચે એક કાફલો તૈયાર કર્યો છે અને તે આ શોધ કરવા જનાર છે જો આ શિખરની શોધ થાય તો ઉત્તર અને દક્ષિણ ધ્રુવની શોધ જેટલી જ તે મહત્વની ગણાશે અને આ શોધ કરવી એ કંઇ નાહનું નથી તે કાર્ય પણ તેટલું જ કઠિન છે આ પર્વત ૨૯૦૦૦ ફુટ ઉંચો છે અર્થાત્ તે લગભગ ૭ માઇલ ઉંચો છે તેની તળેટીઉપર ચડવું એ પણ ઘણું કઠિન છે કારણ કે સીધી ભેખડીઓ આવેલી છે અને વચમા તથા બાજુ ઉપર મોટીમોટી ખાઇઓ છે મોટા મોટા બરફના થરોવિના બીજું ભાગ્યે જ ત્યા જોવામા આવે છે વળી જેમ જેમ ઉપર ચડવામાં આવે તેમ તેમ તેની હવા પણ એવી હોય છે કે તે મનુષ્યથી સહન થઇ શકે નહિ અને મનુષ્યો મરણ જ પામે આ પર્વત ઉપર એવો ભયંકર પવન વાય છે કે કંઇ કહેવાની વાત નહિ આ પવનની સામે ટકવું એ પણ એક સામાન્ય કાર્ય નથી

આને માટે ખાસ મજબુતવાળુ એરોપ્લેન લંડનમા તૈયાર કરવામા આવે છે અને તેની મદદથી આ શોધ પૂરી કરવાનું ધારવામા આવે છે આ એરોપ્લેનની એટલું કરવામા આવશે, કે રસ્તે થતે ચડનારને જરૂરના સર્વ પદાર્થો તેમા રાખવામા આવશે અને જરૂર પડતા તે પૂરા પાડવામા આવશે ઉપર એરોપ્લેન શી રીતે તેની સગવડ આ લોકો માને છે કે તેના ઉપર નથી કેમ્પને માથે રાખીને તેને બાંધીને આ લોકો પગરસ્તે તેના ઉપર ચડશે જેથી તળેટી સુધી જશે અને રસ્તો સાફ કરવાને સર્વ સામગ્રી લે સાથે રાખશે આ લોકો ધારે છે કે જો એ પ્લેન છેક ઉપર જશે તે માર્ગે જ પાછું ફરશે ઉપર અને ઉપર એરોપ્લેનને શી રીતે ચડવું તેની શોધ પણ તે માટે કરવા જશે અને જેમ જેમ ઉપર જતા જશે તેમ તેમ તે તેના શિખરની છબીઓ લેતા જશે અને નકશાઓ તૈયાર કરવામા આવશે આ મંડળ ધારે છે કે અનેક મનુષ્યોનો ભોગ આપતાં સારે આ શોધ કરી શકાશે કારણ કે ઉપર ચડવું એનો અર્થ એ જ છે કે મરણ પામવું આ મંડળ ૧૯૨૨ મા પોતાની મુસાફરી શરૂ કરશે

આ લોકોનો પુરુષપ્રયત્ન તો જુઓ!



# 'सो वर्षे लग्न.



અમેરીકાના ડૉ. એ. પુ. માલકમ મોરીસનની ઉમર સો વર્ષની છે તેણે હમણાં જ લગ્ન કર્યું છે. તેણે જેની સાથે લગ્ન કર્યું છે તે સ્ત્રીનું નામ મેરી આગસ્ટસ બાર્નીં ફેરીને છે. તેણે લગ્ન વખતે પોતાની ઉમર બોતેર વર્ષની જણાવી છે તોપણ તેણે પોતાની ઉમર જણાવ્યા પછી કહ્યું, કે ખરૂં કહું તો મારી ઉમર કેટલી છે તેની મને ચોકસ ખબર નથી કારણ કે મારી ઉમરના સંબંધમાં વિચાર કરવાનો અભ્યાસ મેં છોડી દીધો છે, તેથી હું ચોકસ કહી શકતી નથી કે મારી ઉમર આટલી જ છે પરંતુ આશરે બોતેરેક વર્ષની હશે એમ મને લાગે છે. જેમ લગ્ન વખતે તેની ઉમરના સંબંધમાં પૂછવામાં આવ્યું તેમ તેને એ પણ પુછવામાં આવ્યું હતું, કે આટલા વર્ષે લગ્ન કરવાથી તેને લગ્નનું સુખ મળશે અને તે સુખી થશે? આ પ્રશ્નના જવાબમાં તેણે નીચેપ્રમાણે કહ્યું હતું.

"અરે! બાળલગ્નની હું હમેશાં વિરોધી છું અને બાળલગ્નથી સુખ થાય છે, એમ હું માનતી નથી. લોકો કહે છે કે નાની વયે લગ્ન કરવાથી એક પ્રકારનું વિશેષ સુખ મળે છે પરંતુ આવી મૂર્ખાઈભરેલી વાતોને હું માનતી નથી. હું લગ્ન માટે કેવળ એટલા માટે આતુર છું કે મારા અને ડાક્તરના ઘણા આચારો અને વિચારો તથા પસંદગીઓ મળતા છે અને અમે પરસ્પર ઉપયોગી થઈશું, તેમાં જરા પણ શંકા નથી. અમારા લગ્નનું આ સબળ કારણ છે. જે લોકો મૂર્ખ છે તેઓ માને છે કે યુવાવસ્થામાં જ લગ્ન કરવાથી સુખ મળે છે પણ તેને હું ગાંડપણ સમજું છું."

આ સ્ત્રી આરોગ્ય અને આયુષ્યના સંબંધમાં સૂક્ષ્મપણે વિચાર કરનાર છે. આ સ્ત્રી આ સંબંધમાં પોતાના વિચારો નીચેપ્રમાણે જણાવે છે—

'હાલના પોષાકથી નીતિને ભયંકર હાનિ છે એટલું જ નહિ પણ તેથી આરોગ્યને પણ તેટલી જ હાનિ છે. ફેન્ચ ફેશનના ઉંચી એડીના જોડા પહેરવાથી સ્ત્રીની પોતાની તંદુરસ્તી ઘણી બગડે છે અને તેની સાથે પોતાના બાળકોની પણ તંદુરસ્તી બગડે છે. આ પ્રકારના જોડા પહેરવાથી જે અસ્વાભાવિક રીતે તેને ચાલવું પડે છે તેથી તેના અવયવોની સ્થિતિ અસ્વાભાવિક અથવા કુદરતથી વિરુદ્ધ થાય છે અને તેથી થોડા જ વખતમાં તે કામ કરવાથી કે બહાર ફરવાથી થાકી જાય છે. હાલની સ્ત્રીઓ પૂર્વની સ્ત્રીઓ જે નીચું ખુણાવાળી ચાલ પહેરતી હતી તેને આજે હસી કાઢે છે પણ તેથી તેમના જીવન ઉપર બહુ સારી અસર થતી હતી અને તે દીર્ઘ આયુષ્યને પ્રાપ્ત થતી હતી. પૂર્વના તે પોષાકથી એ થતું કે ટાઢીમાં પાછળનો ગરદનનો ભાગ ઉઘાડો ન રહેવાથી તેમને શરદી થતી ન હતી અને તેમના પૃષ્ઠદંડમાં આવેલા જ્ઞાનતંતુઓનું રક્ષણ થતું હતું. જેથી હાલની સ્ત્રીઓની પેઠે તેમને વારવાર માંદા પડવાનો યોગ આવતો ન હતો.'

આ સ્ત્રી કહે છે કે "મને પોતાને હુ યુવાન્ ધારૂ છુ અને હુ યુવાન્ હોઉ તેનુ મને ભાન થાય છે હુ કટલી મોટી છુ અથવા મારી ઉમર કેટલી છે તેનો હુ કી પણ વિચાર કરતી નથી, અને તેને જેમ બને તેમ ભૂલી જવાનો હુ પ્રયત્ન કરૂ છુ જ્યારે મનુષ્યની ઉમર વીશ વર્ષની થાય છે ત્યારથી તે ચાળીશ, પચાસ કે સાઠ વર્ષના મનુષ્યની પેઠે ગભીરતાથી તે વર્તવા માંડે છે ગભીરતાથી વર્તવાને હુ ના ક્હેતી નથી, પણ તે પોતે તેટલા વર્ષના હોય તેમ માનીને તેવુ ગભીરપણુ જગત્‌ને બતાવવાનો પ્રયત્ન કરે છે, અને તેનો પરિણામ એ આવે છે કે, તેમનો આ વિચાર તેમના અંતર મનમા દૃઢ થાય છે અને તેનો પરિણામ તેવો જ આવે છે અર્થાત યુવાવસ્થામાં તે વૃદ્ધ થાય છે હાલની સ્ત્રીઓ ફેશનની પાછળ પોતાના જીવનબળનો ઘણો વ્યય કરી નાખે છે અને તેને લીધે તે અ૫ આયુષ્યવાળી અને અનેક રાગને પાત્ર થઈ રહે છે હજી મારે જગતમા ઘણુ કરવાનુ છે, અને હુ હજી ઘણું જીવીશ એમ મને લાગે છે હુ જ્યારે વીશ વર્ષની હતી ત્યાર જેટલી મોટી મને પોતાને લાગતી તેથી વધારે મોટી હુ મને લાગતી નથી પૂર્વે માર લગ્ન થયુ નથી તોપણ ડૉ મોરીસન એ કઈ મારા પ્રેમના પ્રથમ પાત્ર નથી મારા જીવનમા બીજા પુરુષોની સાથે મારો સ્નેહ હતો પરતુ તે સર્વ ડૉ મોરીસનના જેવા જ વિચારના ને આશયના હતા ડૉ મોરીસન અને મારી વચ્ચે એટલુ વિદ્યુન્મય આકર્ષણ છે કે, રાતે ઘણી વખતે મને તેમના છાયાચિત્રો પ્રત્યક્ષ જણાયા છે એક વખતે મને એમ જણાયુ કે તે માંદા છે અને મારી સારવારની તેમને જરૂર છે તે ઉપરથી હુ તેમની પાસે ગઈ અને જોયુ તો ખરેખર તે માંદા હતા આ જીવનમા મેં જે જે કઇ ધારવા ધાર્યું છે તે પૂરૂ ન થઇ રહે ત્યાસુધી હુ બીજી સ્થિતિમા જઇશ નહિ એવી મને ખાત્રી છે હાલમા મારા સ્વામી જે પુસ્તક લખે છે તેને તેમના કાર્યમા માહાય હુ કરૂ છુ, કે જે પુસ્તક પ્રસિદ્ધ થતા દવાના સબધમા મોટો ફેરફાર જગતમા કરશે અમે બન્નેએ દવાને લગતી જૂની જૂની શાખાઓનો અભ્યાસ કર્યો છે, અને તે તે શાખાનુ શુ શુ તાત્પર્ય છે તે અમે જાણ્યુ છે આ સબધમા અમે તન નવિન પ્રકાશ પાડનાર છીએ

આ પછી ડૉ મોરીસન જોડે વાતચિત થઈ, તો તેમણે આયુષ્ય આરોગ્યના સબધમા નીચેપ્રમાણે પોતાના વિચારો દર્શાવ્યા હતા

" જગત્‌મા મરણ એવી કોઈ વસ્તુ જ નથી મનુષ્યો પોતાના મનઉપર કાટ ચઢવા દે છે અને તેના પરિણામમા જ તેમના શરીરના સાંધાઓઉપર કાટ ચઢે છે જેને આપણે ફેફસા પિત્તાશય અને હૃદય કહીએ છીએ તે રૂપી ચક્રો અથવા પૈડા જ્યારે કાટને લીધે કામ કરતા અટકી જાય છે ત્યારે મનુષ્યનુ શરીર કામ કરવાને નકામુ થાય છે આ પ્રમાણે થવાથી મન તે શરીરને છોડી દે છે અને બીજા શરીરમા જાય છે તે આ વર્તમાન શરીર છોડીને બીજા કોઈ શરીરમા જાય છે, કે પુન તે આ લોકમા મનુષ્યના શરીરમા આવે છે એ હુ કહેવાને હમણા તત્પર નથી પરતુ હુ એટલુ તો કહી શકુ છુ, કે મનુષ્ય ધારે તો જીવનબળ (energy) કે જે જીવનનિર્વાહમાં અત્યત ઉપયોગી છે તેનો યથેચ્છ સચય કરી શકે તેમ છે અને તેનો સચય કરીને તે

મેળવવાને માટે ઘણાને પૈસા આપવા પડે છે અને આવા વ્યાવહારિક અનેક બંધનોથી આપણી પ્રજા હવે કચરાઈ ગઈ છે તેમા રાજકીય બંધનોએ તેની જ વૃદ્ધિ કરી છે પણ રાજકીય બંધનો ઓછા કરવા ધારો કે બીજાના હાથમા છે પણ આપણાં વ્યાવહારિક બંધનો ઓછા કરવા એ તો આપણા હાથની વાત છે આવા બંધનોમા જકડાવાથી જ આપણી પ્રજાનુ આરોગ્ય અને આયુષ્ ઓછુ થયુ છે અને હજી ઓછુ થતુ જાય છે હવે પ્રજાને ઘણી સ્વતંત્રતાની જરૂર છે, નહિ તો હવે આ પ્રજાનો વિનાશ અધિક વેગથી થશે પ્રત્યેક મનુષ્યે આ સંબંધમાં શાંતિથી વિચાર કર્તવ્ય છે અને પોતાનાથી જે કંઈ બને તે કરીને આ સંબંધમાં સુધારો કરીને ભાવિ પ્રજાને સુખશાંતિ તથા આરોગ્ય આયુષ્ મળે તેવો માર્ગ વિણુવિલએ પ્રમાદ ત્યજીને ગ્રહણ કરવો ઘટે છે

---

जीवनरसायन दवाओना सबंधमा एक सज्जनना अभिप्राय—બીલાસપુર (C P) થી W Y Kohher કરીને એક સજ્જન અગ્રેજીમા લખે છે કે "I have tried your medicines in a chronic case and have been surprized at the magical effect Will you therefore kindly let me know the price of all your books and guides dealing with the System so that I may be able to grasp the theory and practice of the System completely 6-4-21





# आमन्त्रण

પદ (આવો આજે આવો હે વિશ્વવંદ્ય! આવો, એ રાગ)

આવો આજે આવો શિવાજી વીર! આવો
આવો આવો ભારત ભૂમિ બોલાવે
અભયત્રાણ આજ આર્યભૂમિમાં રેલાવો,
આવો આવો શિવાજી વીર! આવો
દુર્દશા આર્યભૂમિની તમારાવિણ થાતી
ભરતભૂમિ નિત્ય નીચે નીચે જુઓ જાતી
હ થઇ હવે તો છેક વીર્યથી પળાતી આવો
સાચું વીરત્વ આર્ય માંહીના જણાએ,
વૃદ્ધયુવાબાળમાંહી દૃષ્ટિએ ન આવે
નપુંસકત્વતણી નિત્ય વૃદ્ધિ માત્ર થાએ, આવો
અહિંસાસિદ્ધાંત સમજી શકતી ના પ્રજા આ,
વધે કાપુરુષ[1] ઘણા થતો ઉંધો અર્થ જ્યાં
મર્મ શાસ્ત્રતણા સમજી શકે શી રીતે ત્યાં ? આવો
ક્રાંતી રેટીયા થયા સ્ત્રીઓ છતાં હજીએ,
સુખ સ્વરાજનું ન દીઠું હજી અમે જરીએ,
જાણીએ ન કેમ કરીને અમે ઉદ્ધરીએ આવો
થયા અતિ નીચ ખાઇ ઠેઠ ભગીઆતણા
કર્યું મૈત્ય એકઠું (માલાઓનું પણ
તે છતા પણ વીરવિજય ન લેશ અમારૂ વસ્યું, આવો
કરો કોટિ ભેગાં ઘેટાં બકરાં (પણ) તેથી શું
રાજ્ય તેમનાથી લેશ વનનું શું પમાતું ?
આવા ઉપાયથી ન દૈન્ય કદી વિલાતું આવો
કરી કૃપા હે રુ! તમે ઉતરી પુન આવો
અથવા તમજેવા કોઇ વીરને પ્રકટાવો,
પારતન્ત્ર્યપાશથી આ ભૂમિને મૂકાવો આવો

૧ બાયલા

# पक्षपातरहित अनुभवप्रकाश

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૧૪૮ થી )

   



હે મૈત્રેય! કોઈ પણ શાસ્ત્રમાં તથા કોઈ પણ વિદ્વાને સર્વ જીવોના પોતપોતાના વર્ણાશ્રમાનુસાર દેહ ચક્ષુરાદિ ઇંદ્રિયોના ધર્મપૂર્વક થતા દર્શનાદિ વ્યવહારનો નિષેધ કરેલો નથી તેમ જ અનુભવસિદ્ધ વસ્તુનો નિષેધ થઈ પણ શકતો નથી અધર્મપૂર્વક થતા દેહચક્ષુરાદિ ઇંદ્રિયોના દર્શનાદિ વ્યવહારનો નિષેધ છે તેથી કરીને પોતાના સ્વરૂપને સારી રીતે જાણીને પછી જો સાંભળ સ્પર્શ કર રસ લે ગંધ સુંઘ, ગ્રહણ ત્યાગ કર મૌન ચાલ તાત્પર્ય કાયિક, વાચિક માનસિક સર્વ વ્યવહાર કર અને આગળની માફક હું પણ નિર્લેપ રહીશ અને તેનો તને બાધ થશે નહિ

હે મૈત્રેય! ભ્રમસિદ્ધ જે બંધમોક્ષાદિ છે તે વાસ્તવ રીતે તારા આત્માનાં છે જ નહિ તેથી કરીને બંધરૂપ દુઃખની નિવૃત્તિઅર્થે તેમ જ મોક્ષરૂપ સુખની પ્રાપ્તિઅર્થે તારે કંઈ પણ કર્તવ્ય જ નથી નિદ્રાદોષથી સ્વપ્નકાલે નવીન થતા બંધમોક્ષાદિ અનેક પદાર્થ હોય છે તેની નિવૃત્તિ પ્રાપ્તિને માટે સ્વપ્નદ્રષ્ટાને જેમ કંઈ જ કરવાનું નથી તેવી જ રીતે તારે પણ કંઈ કરવાનું નથી સ્વપ્નદ્રષ્ટા સ્વરૂપે જ બંધમોક્ષથી રહિત છે પરંતુ ભ્રમવડે બંધમોક્ષવાળો પોતાને માને છે માટે હે મૈત્રેય! તું સમ્યક્‌દર્શી ( સારી રીતે જોનારો-સ્વરૂપને જાણનારો ) થા અસમ્યક્‌દર્શી ન થા કારણ કે સમ્યક્‌દર્શી પદાર્થ જેવો છે તેવો જ તેને જાણે છે અને અસમ્યક્‌દર્શી છે કંઈ ને જાણે છે કંઈ

મૈત્રેય—ધર્મપૂર્વક સર્વ વિષયોની પ્રાપ્તિ થતા છતાં પૂર્વે તેમ જ હાલમાં પણ તેનો મહાત્માઓ ત્યાગ કેમ કરે છે?

પરાશર—જ્ઞાનના વિરોધી વિષયોનો ત્યાગ પૂર્વના પુરુષો કરતા તેમ જ હાલના પણ કરે છે અને તે યોગ્ય પણ છે પરંતુ ચક્ષુરાદિ ઇંદ્રિયોના દર્શનાદિ વ્યવહારનો તો ત્યાગ થઈ શકતો જ નથી કારણ કે જ્યાં ઇત્યાદિ ધર્મો છે ત્યાં ચક્ષુરાદિ ઇંદ્રિયોના દર્શનાદિ ધર્મ પણ હોવાના જ ધર્મી છતાં ધર્મનો અભાવ હોતો નથી તેમ જ કેવલ ધર્મપૂર્વક ચક્ષુરાદિ ઇંદ્રિયોના દર્શનાદિ વ્યવહાર જ્ઞાનના વિરોધી પણ નથી માત્ર અધર્મ જ વિરોધી છે ઉલટા ધર્મપૂર્વક થતા દર્શનાદિ વ્યવહાર તો જ્ઞાનના સાધક છે જો ધર્મ

પૂર્વક ચક્ષુરાદિ ઇન્દ્રિયોના વ્યવહાર કરવાથી અમારી દુર્ગતિ થતી હોય તો થવા દે કારણ તેની નિવૃત્તિ કોઇ જ નથી કુમ્ભ શરીરના નાશથી જ તે નાશ પામે છે

હે મૈત્રેય ! એક ગુપ્ત વાત હુ તારા આગળ પ્રકટ કરૂ છુ કે નથી તુ મૈત્રેય, નથી હુ પરાશર ' નથી કોઇ કેવળ એક નારાયણ જ છે એવો જેને નિશ્ચય થયો છે તે જ અતીત છે તેથી તુ અતીત થા

મૈત્રેય.—આપ એવી વાત કરો છો જેમા અતીત પણ નથી અને ગૃહસ્થ પણ નથી, પુન વળી અતીત થવાની વાત કરો છો

પરાશર —તે જ અતીત છે કે જે જાણે છે કે પોતાના સહ સર્વ ગોવિદ છે પોતાના સહ સર્વને ગોવિ જાણવામા પણ મનનુ ચિંતન છે તેનાથી પણ તુ અતીત અર્થાત્ નિર્વિકલ્પ છે / અને જ્યારે તુ એ જાણીશ તો પછી અતીત ક ગૃહસ્થ ક્યા છે ? ગોવિદ જ છે

મૈત્રેય.—જો ' જ નથી તો પછી નારાયણને કોણ જાણે કે સર્વ ગોવિ. નિર્વિકલ્પ નારાયણ છે કારણ કે જાણવુ તે જ્ઞાતા, જ્ઞેય અને જ્ઞાનાદિ ત્રિપુટીવિના બનતુ નથી અને સ્વરૂપમાં ત્રિપુટી છે જ નહિ તો જાણવુ શી રીતે બને ?

પરાશર.—જો સર્વ તુ જ છે તો ત્રિપુટિ પણ તુ જ છે સ્વપ્નમા જ્ઞાતા, જ્ઞાન, જ્ઞેય ત્રિપુટી ભાનપૂર્વક સત્ય પદાર્થોની પ્રતીતિ થાય છે પરતુ સ્વપ્નદ્રષ્ટા જ સત્ય ત્રિપુટીરૂપ નિ ષ્ટાથી જ અતીત થાય છે વાસ્તવમા તે ત્રિપુટીરૂપ થયો જ નથી પરતુ પોતે પોતાના મહિમામા જ સ્થિત છે તે જ પ્રમાણે તુ સ્થિત છે માટે હે મૈત્રેય ! જેમ સ્વપ્નમા જણાતા પદાર્થોથી સ્વપ્ન દ્રષ્ટા અતીત અર્થાત્ જુદો છે તેવી રીતે જ્ઞાતા જ્ઞાન જ્ઞેયરૂપ ત્રિપુટી તથા આ સંસારરૂપ સ્વપ્નથી અતીત અર્થાત્ ભિન્ન તુ પોતાને સાક્ષી દ્રષ્ટા જાણ એ જ અતીત થવુ છે જો તુ અતીત નહિ થાય તો હાલ તને દુ ખ થશે

---

# एक स्वदेशी साहस.

## सुगंधीदार अगरबत्ति

આ અગરબત્તીઓ આખા હિંદુસ્થાનમાં વપરાય છે અને સુવાસમાં તેની બરોબરી કોઈપણ બીજી જાત કરી શકે તેમ નથી. ગરીબ તેમ જ પૈસાદાર બન્ને વાપરી શકે છે
નીચેના ભાવ ૦। શેરના એટલે ૧૦ તોલાના સમજવાના છે

## पद्मीरंगनी अगरबत्ति

૧ ગુલાબ-કસ્તુરી—ઉત્તમ કસ્તુરીની સુવાસ આપે છે દરેક અઢી કલાક બળે છે પાશેરના રૂ ૪

૨ ગુલાબ-અંબર—આનાં પણ કસ્તુરીની સુવાસ રહેતી છે પાશેરના રૂ ૩)

૩ ગુલાબ—આમા પણ કસ્તુરીની સુવાસ આવે છે પાશેરના રૂ ૨)

૪ કેસરી—દરેક શેકથીએ ક ાાક ચાલે છે અને પાશેરમાં ૨૫૦ આવે છે (ન ૧) પાશેરના રૂ ૧॥ (ન. ૨) પાશેરના રૂ ૧॥

૫ અગર—વજન વગેરે ઉપર પ્રમાણે—પાશેરના રૂ ૧

૬ ચંદન—લાંબી દરેક એકથી દોઢ કલાક બળેછે ૧૦૦ નગ પડીકાના રૂ ૦-૮-૦

## काळारंगनी अगरबत्ति

૧ અંબર—નગ ૧૦૦ રૂ ૧-૪-૦

૨ જવાદ—પાશેરના રૂ ૨॥

૩ મતાબ—ચમત્કારિકરીતે બળે છે—પાશેરના રૂ ૧॥

૪ દરબાગ—દરેક આઠથી દશ કલાક ચાલે છે ૧૨ નગના રૂ ૪॥

૫ મસ્ક—પાશેરનો રૂ ૧॥

૬ અર્ગજા—દરેક અઢીથી ત્રણ કલાક બળે છે અને શેરમાં બસેથી અઢીસો નગ આવે છે પાશેરનો રૂ ૧

૭ પન્ના—એક શેરમાં ૪૦૦ નગ આવે છે—પાશેરના રૂ ૦-૧૨-૦

૮ અગર—પાતળી એક શેરમાં ૨૦૦૦ નગ આપે છે પાશેરના ૦-૧૨-૦

૯ અંબર—પાતળી ઉપર પ્રમાણે પાશેરના રૂ ૦-૮-૦

૧૦ સાધારણ—પાતળી ઉપર પ્રમાણે—પાશેરના રૂ ૦-૬-૦

અત્તરની ટીકડીઓ—ગરમ તથા રેશમી કપડાંનું જંતુથી રક્ષણ કરે છે અને ઘણો વખત ચાલે છે નગ ૧૨ ના રૂ ૩

સ્વદેશી સાબુ—આ એક જાતનો સુગંધીદાર એકદો કરેલો મસાલો છે એક ડબીના રૂ ૦-૪-૦

સુગંધીદાર દશાંગ ધુપ—ત્રણ જાતની ડબી આવે છે મૂલ્ય રૂ ૧-૧૨-૦ ૧-૦-૦ અને ૦ ૧૦ ૦

સ્વદેશી કેશર-ઉત્તમ, મધ્યમ, કનિષ્ઠ-દરેક તોલાના ૧-૮-૦, ૧-૪-૦ ૧-૦-૦

જથાબંધ લેનારને સારૂં કમીશન મળે છે

जे पी पटेल एन्ड कंपनी
के सुरती शापि—घटोदरा

ભાઈઓ ને બ્હેનો તમોને કે તમારા બાળકોને દુખો છે ? હોય તો આ દવાઓનો ઉપયોગ કરો ન મટે પૈસા પાછા ખાત્રી આપતા હ્યો પાછા મળશે દવા સતોની પ્રસાદી છે

## હીસ્ટીરીઆ ( મૃગીવાયુ ) ની દવા

ચમત્કારી ગોળીઓ

હીસ્ટીરીઆ ત્રીજે ચોથે-રોજ કે તે મહિના વખતમાં આવતા વાયુને ચાર રોજ દવાનુ સેવન આપી સુચનાપ્રમાણે ઉપયોગ કરતાં તરત જ મટેછે દવા ખાવાના ઉત્તમ છે દુખીએ જરૂર ઉપયોગ કરવો ગોળી એકની કિંમત રૂ ૦-૧-૬

## તાવની દવા

ગમે તે પ્રકારના તાવ ઉપર અકસીર વનસ્પતિની કડવી, તીખી, ખારી, મો બગાડતી નથી ચાર દિવસ ખાવાથી તાવ જાયછે કિંમત રૂ ૦ ૧૨ ૦

## ખસની દવા

વાપરી ખાત્રી કરો ઘણી સારી છે ખાવામાં કડવી તીખી, ખારી મો બગાડતી નથી-ચોપડતા ફોલ્લા-બળવુ-લુમડા બગાડતા નથી ચાર દિવસ ખાવાથી મટે છે ચોપડવા જરૂર જણાય તો આપશુ ચાર દિવસના દવાના ફકત રૂ ૧-૦-૦

## ખરજવુ તેની દવા વનસ્પતિની

વાપરો ચોકસ કરી જોવુ ગમે તેટલા વખતનુ જાય છે દવા ત્રણ દિવસ ચોપડવાની છે-તે બળતી ફોલ્લા ઈજા કરતી નથી દવાની કિંમત રૂ ૧-૫-૦ એક પડીકાની આ પડીકે ત્રણ કય ખરજવુ મટશે

## દમનીદવા

ઉત્તમ પ્રકારે કરી છે દમના રોગમાં પીડાતા માણસોએ દવા લેઈ સુખી થવુ દવા-વધારે વખત સેવવી પડશે લખી તે માટે પુછવુ

## દાદરની દવા વનસ્પતિની

ગમે તે જાતની દાદર પર બે અગર ત્રણ દિવસ ચોપડે જાય છે દવા ચોપડતાં બળવુ, ફોલ્લા, ઈજા કે લુમડાં નગરાં બગાડતી નથી પડીકાની કિંમત ૦-૪-૦

## મગ્ગ કે ઝાડા ની દવા

વનસ્પતિની

તત્કાળ મે રોજમાં બંધ કરે છે ત્રણ દિવસ લેવાની છે તેની કિંમત રૂ ૦-૭-૬

દવા—અસ કે લોહી પડતા મરડાને ઝાડાને મટાડે છે

## બ્રી પ્રદરની દવા

દવાના થોડા વખતના સેવનથી મટી જાય છે આઠ દિવસના ૦-૮-૦

ગુમડાનો મલમ ઘણો ઉત્તમ છે બે પટી લગાડતાં મટે છે કિંમત રૂ ૦-૩-૦

બીજી દવા-કમળો-અમ્લપીત-પ્રમેહ-સંઘરણી-હરસ-મરોળ-રતવા.

મણીલાલ નારણજી
દવા કરી દેનાર
નડિયાદ-કુંભાર પોળ ઘર નં ૭૭૨

૮




पुस्तक १९ ]    संवत् १९७७ वैशाख कृष्ण० १४    [ अंक ७

॥ ॐ श्री ॥

# मनने अंतर्मुख थवा प्रबोध



૫૦ રાગ પરજ

મન અંતર ઉતરી જાતું
દ્રશ્યચિંતન ત્યજી નિજરૂપ ધ્યા તું
બાહ્ય ભ્રમણ તું તારૂં છોડી,
નિરોધસુખસરિતામાં ન્હા તું ——
ગૃહ ધન સ્ત્રીનું ચિંતન ત્યજીને,
નિજરૂપને પ્રિય સતત ગા તું,——
બાહ્ય દષ્ટિ ધરી ક્યાલગી ભાઇ !,
ભ્રમીશ કહે ભવસિંધુમાં તું,——
સુખમૂળ તુજ કારણમાં સત્વર,
દ્રશ્યમોહ ત્યજી ધીર ! શમા તું,——
નમી નમી વિનવું હે મન ! મારા,
નિજરૂપ ચિંતી તન્મય થા તું,——

# તનમંદિરમાહાત્મ્ય



( અનુસધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૧૩૮ થી )

કાન એ પણ એક અદ્ભુત યત્ર છે તેના દ્વારા અવાજ સભળાય છે એ પણ એક અગમ્ય રચના છે જેમ જેમ આ શરીરની રચનાનો આપણે વિચાર કરીએ છીએ તેમ તેમ તેનો મહિમા અધિક અને અધિક આપણને સમજાતો જાય છે આ શરીરયત્રનો ઉંડો અભ્યાસ કરનાર આસ્તિક થયાવિના રહેતો નથી અને જે આસ્તિક છે તેમને તો પદે પદે પરમાત્માનો મહિમા દૃષ્ટિએ આવે છે અને તે વારવાર आश्चर्यवत् पश्यति—આશ્ચર્યથી તે મહિમાને જોઇ રહે છે આ શરીરયત્રની થતી વિવિધ ક્રિયાઓ પરમાત્માના મહિમાને સૂચવે છે, અને પ્રત્યેક ક્રિયાના પૃષ્ઠભાગમાં પરમાત્મા રહેલા જણાય છે

શારીરિક શાસ્ત્રનો અભ્યાસ કરનાર કહે છે કે મન એ શી વસ્તુ છે તે સ્પષ્ટ થતુ નથી તો પણ કોઇ કોઇ તેને સૂક્ષ્મ પરમાણુઓનુ કાર્ય માને છે શરીરમા રહેલા ઇલેક્ટ્રોન Electron—એ અત્યત સૂક્ષ્મ પરમાણુઓ છે અને તેમને પોતાના કર્તવ્યનુ જ્ઞાન હોય છે, એમ આ લોકો કહે છે અને આ ઉપરથી જ તે માને છે કે મન એ સૂક્ષ્મ પરમાણુઓનુ બનેલુ છે અથવા સૂક્ષ્મ પરમાણુઓના સયોગથી બનેલુ કાર્ય છે કોઈ કહે છે કે Universal mind સર્વવ્યાપી મનનો આપણુ મન એક વિભાગ છે પણ સર્વવ્યાપી મન શાનુ બનેલુ છે તે તે કહી શકતા નથી

વાણી એ પણ એક મનુષ્યશરીરમાં સામાન્ય વસ્તુ નથી વાણીનો પ્રભાવ અને મહિમા અપાર છે આ વિશ્વ ઇશ્વરના સકલ્પથી જ સર્જાયુ છે, એટલે વાણીનો, વિચારનો અદ્ભુત પ્રભાવ છે એક વિદ્વાન્ કહે છે કે મનુષ્યને વાણી આપીને ઇશ્વરે પોતાનુ સર્વ સામર્થ્ય તેને આપી દીધુ છે વાણીનુ સામર્થ્ય અનત અને કલ્પનામાં ન આવે તેવુ છે

હૃદય એ અવયવનો મહિમા પણ અસાધારણ અથવા અનાદિક છે કયા અવયવનો મહિમા ગાઇએ અને ક્યાનો ન ગાઇએ ? આ સ્થાનમા રુધિર ગને છે શુદ્ધ થાય છે અને અશુદ્ધ થયેલા નકામા અણુઓ ત્યાંથી બહાર નીકળી જાય છે શરીરરૂપી દેવી ઉદ્યાનને પોષનાર અમૃતરસ આ જ કારણે તૈયાર થાય છે અને તેનું પ્રસારણ ત્યાંથી જ થાય છે

મગજનો મહિમા પણ અપાર છે આત્માનુ તે નિવાસસ્થાન છે આ સ્થાનમાં અખડ ગતિ કરતા અણુઓને કોઈ ગણી શકે છે ? જો દરિઆકિનારા ઉપરની રેતીના કણો
૯ કોઇ ગણી શકે તો જ આ અણુઓની સખ્યાને ગણી શકાય ? આ મેઘધનુષના રગના અણુઓ એ શરીરસ્થ આત્માને વગાડવાના વાદ્યની ચાવીઓ અથવા પડદા છે, કે જેનાવડે આત્મદેવ વિલક્ષણ રાગોને અખડ વગાડે છે

આત્મદેવ આ શરીરમાં રહ્યા રહ્યા અદ્ભુત ચમત્કારો નિત્ય કરે છે જેમને પરમાત્માના ચમત્કાર જોવા છે, જેમને પરમાત્માને ઓળખવા છે જેમને પરમાત્માને દૃષ્ટદૃષ્ટ અર્થાત્ નજરોનજર જોવા છે, તેમણે હિમાલયઉપર, ગિરિગહ્વરમાં કે જગતમાં કોઈ મહાત્માને ખોળતા જવાની શી જરૂર છે? આ પરમાત્મદેવ આ મનુષ્યના શરીરમાં સર્વ વ્યાપક છે અથવા તો તે અધિક કલારૂપે હૃદયમૂર્ધાદિ સ્થાનમાં અખંડ પ્રકાશે છે જોનારા ક્યાં છે? તેમનું અસ્તિત્વ તે અનેક ચમત્કારોવડે અખંડ દર્શાવી રહ્યા છે, સિદ્ધ કરી રહ્યા છે

Know thyself—તને પોતાને જાણ The Kingdom of God is within—ઈશ્વરનું સામ્રાજ્ય અથવા સ્વર્ગ અંદર છે એ વગેરે અનેક વચનો પાશ્ચાત્ય તત્ત્વશોધકો કહી રહ્યા છે આવા વાક્યોનો આપણામાં તો તોટો નથી તાત્પર્ય, કે અંતરમાં ઉતરીને શોધતા જ જે જાણવાનું છે તે જણાય છે જે પરમાત્માનાં દર્શન કરવાનાં છે, તેમનાં દર્શન થાય છે બાહ્ય જગતમાં કંઈ જ સાર નથી સાર માત્ર અંતરમાં છે અને તે અંતર્મુખતાવડે જ હાથ લાગે છે

જે ચન્દ્રને, જે અનેક તારાઓને અને જે અનેક સૂર્યને પણ પ્રકાશે છે, તે સૂર્યના પણ સૂર્ય આત્મદેવ મનુષ્યના શરીરરૂપી મંદિરમાં વિરાજી રહ્યા છે તે સ્વયંપ્રકાશ છે તેને પ્રકાશવાને સૂર્યચંદ્રની જરૂર પડતી નથી પણ તે પોતે પોતાની મેળે જ પ્રકાશે છે અને પ્રકાશમાત્રનો પ્રકાશક તે જ છે શોધો, આ તનુમંદિરમાં આ દેવનદેવ આત્મદેવને શોધો, અને કૃતાર્થતાના શિખરે જઈ ઠરો

જે અજ્ઞાન—અંધકાર દુઃખમાત્રનું કારણ છે અને જે જન્મમરણનું કારણ છે, તે અજ્ઞાન—અંધકાર આ આત્મદેવના દર્શન થતાં વિલાઈ જાય છે, અને જ્ઞાનપ્રકાશ વિસ્તરી રહે છે કે જે પ્રકાશથી દુઃખમાત્ર ટળે છે, સુખસર્વસ્વ મળે છે અને જન્મમરણ ટળી રહે છે

મનુષ્યે પોતે એટલું તો જાણવું જોઈએ, કે પોતાના તનુમંદિરનો સ્રષ્ટા, બાંધનારો, રચનારો તે પોતે જ છે તેના ઉપર જ પ્રત્યેક પળે તેને બાંધવાની જવાબદારી રહેલી છે આ વિશ્વના દ્રવ્યોમાંથી તેને તેણે બાંધવાનું છે જેથી કેવાં દ્રવ્યો પસંદ કરવાં એ વિચાર તેણે કરવાનો છે

શું એ આશ્ચર્ય નથી કે મનુષ્ય સૂર્યમંડલેનું માપ માપે છે, પ્રણે દૂર રહેલા તારાઓની મધ્યનું અંતર તે શોધી કાઢે છે સૂર્ય ચંદ્ર તથા તારાઓ ક્યા ક્યા દ્રવ્યના બનેલા છે તેની શોધ કરી શકે છે છતાં તે આહારનું એવું ધોરણ પોતાને માટે નક્કી નથી કરી શકતો કે જેથી તે માંદો જ ન પડે? શું એ આશ્ચર્ય નથી કે સેંકડો વર્ષે પાછી થનાર ગ્રહણ વગેરેનું ભવિષ્ય તે પૂર્વથી કહી શકે છે પણ તે પોતાના આધિ વ્યાધિ અને મરણને જાણી શકતો નથી?

આ બધું જ મનુષ્ય જાણી શકે છે પરંતુ તેણે આ દિશામાં દૃષ્ટિ કરી નથી દિશામાં દૃષ્ટિ કરી નથી અર્થાત્ એમ કહેવાનો ભાવ નથી કે કોઈ જ તે દિશાએ ગયું નથી તો

દિશાના પારને પણ પામ્યા છે પણ કહેવાનું તાત્પર્ય એ કે અનેક મનુષ્યો હજી અજ્ઞાન દશામાં છે મનુષ્યનો મોટો ભાગ ૯૭ અંધકારમાં અથડાય છે અને તેમને ઉદ્દેશીને જ આ કથન છે

જ્યાંસુધી મનુષ્ય પોતાનાં દુઃખો ટાળવાને બહાર ભટકતો ફરે છે, જ્યાંસુધી તે અંતર્મુખ થઈને પોતાને શોધતો નથી અને પોતાને જાણતો નથી, ત્યાંસુધી તે અજ્ઞાનમાં અને દુઃખમાં જ અથડાય છે પણ જ્યાં તે બાહ્ય દૃષ્ટિ ત્યજીને અંતરમાં ઉતરવા માંડે છે ત્યાં તેનાં દુઃખો અદૃશ્ય થાય છે અને તે પરતંત્ર મટીને સ્વતંત્ર થઈ રહે છે મનુષ્યના વિકાસના અને ઉન્નતિના બીજા બધા માર્ગો નિરર્થક છે આ એક જ માર્ગ સત્ય છે, અને તે જ વાસ્તવ હિતકર છે આ માર્ગે વહેનારની જ વાસ્તવ ઉન્નતિ થાય છે, અને તેનાં જ દુઃખ, અજ્ઞાનનો નાશ થઈને ટળે છે

હાલના શારીરિક વિજ્ઞાનીઓ માને છે કે મનુષ્યનું શરીર પ્રત્યેક વર્ષે નવું થાય છે તેના શરીરના તમામ જીર્ણ અણુઓ બહાર નીકળી જાય છે, અને તેનું શરીર નવું રચાય છે આ કાર્ય હમેશાં પ્રત્યેક પળે ચાલ્યા કરે છે પરંતુ કેટલાક જ્ઞાનની મનુષ્યને જરૂર છે, કે જેથી આ કાર્યમાં તે પ્રકૃતિને—કુદરતને સાહાય્ય કરી શકે

(અપૂર્ણ)

---

## પક્ષપાતરહિત અનુભવપ્રકાશ

(અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૧૯૨ થી)

પરાશર —હવે તું ધ્રુવ થયો ધ્રુવની કથા સાંભળ

મૈત્રેય —હું અતીત થાઉં છું આપનો ભેખ મને કૃપા કરીને આપો

પરાશર —અતીતમાં ભેખ અભેખ છે નહિ માયામાં ભેખઅભેખ છે જે માયારૂપ ભેખથી અતીત છે તે જ અતીત

મૈત્રેય.—સારૂં, કથા કહો

પરાશર —તને નિશ્ચય નથી તેથી તને ભસ્મ કરવા યોગ્ય છે

મૈત્રેય —હું તો છુ જ નહિ ઈશ્વર જ છે ઈશ્વરને ભસ્મ કરો

પરાશર.—આ પરિચ્છિન્નરૂપ સૂક્ષ્મ અહંકાર પી જે કાટ છે તેને જ ભસ્મ કરવું હતું કંઈ દેહાદિક સંઘાતને ભસ્મ કરવાનું મારૂં તાત્પર્ય નહોતું સારૂં થયું કે તું ભસ્મીભૂત થયો હે મૈત્રેય! આપ્તકામ અચાહ, સ્વતંત્ર મસ્તીમાં રહેનાર, સંત સ્વાભાવિક વિચરતા ધ્રુવને મળી ગયા. કંઈ ! અપુત્ર ધ્રુવ ને મળવાની કામનાથી ગયા નહોતા આ નિષ્કામના સંબંધમાં એક ઇતિહાસ સાંભળ

# निर्मयानंद.

( અનુસંધાન ગત વર્ષના પૃષ્ઠ ૩૮૪ થી )

## પ્રકરણ ૧૨

### ઇન્દુનુ પોતાના મામાને ઘેર જવુ

ઈન્દુના મામા શિવચ પોતાના ગામથી ચાર જ ગાઉ દૂર રહેતા હતા તેમની સ્થિતિ સારી હતી, અને જો તે ધારે તો ઇન્દુને તેની મા સાથે પોતાને ત્યા રાખી શકે તેમ હતુ પરંતુ તેની મામી એટલી સ્વાર્થ-ચમાન હતી કે તેના આગળ શિવચંદ્રનુ કંઈજ ચાલતુ નહિ જેમને આવી સ્ત્રી પ્રાપ્ત થઇ હશે તેમને સ્વાનુભવ હશે જ કે તેમનાથી પુરુષને કેટલુ સુખ મળે છે આજે દશરા હોવાથી પૂજાનો દિવસ હતો અને શિવચંદ્રને ત્યા મોટી ધામધુમ હતી ચોઘડીયા વાગી રહ્યા હતા અને ઘરમા કાલીની પૂજા થઈ રહી હતી શિવચંદ્રનો પુત્ર નલિનીકાન્ત અને ઇન્દુ સાથે રમતા હતા પરંતુ નલિનીકાન્તના અને ઇન્દુના પોશાકમા ઘણું અંતર હતુ એકના શરીર ઉપર કિંમતી નવા વસ્ત્ર અને અલંકાર હતા જ્યારે ઇન્દુના શરીર ઉપર જૂના વસ્ત્ર હતા તો અલંકારનું તો નામ જ હોય શાનુ?

બીજા મિત્રો તથા સગાં વહાલા પણ આ સમયે આવ્યા હતા થોડીવારમાં એક વૃદ્ધ સજ્જન ત્યા આવ્યા તેમને આવતા જોઇને સર્વ ઉભા થઇ ગયા અને પધારો પધારો કહેવા લાગ્યા. પાણી લાવો, પાન સોપારી લાવો એમ સહુ કોઇ કહેવા લાગ્યા તે આવનાર પુરુષ બેઠા નહિ પણ આવતા બરાબર પૂછ્યુ કે ઇન્દુ ક્યાં છે? આ આવનાર પુરુષનુ નામ સ્વરૂપદત્ત હતુ અને તે કમલાકાન્તના અત્યંત સ્નેહી હતા તેમના ખબર પૂછતાંની સાથે ઇન્દુને તેમની પાસે લાવવામાં આવ્યા તેને જોતા જ તેને ઉચકીને છાતી સાથે તેમણે દબાવ્યો પરંતુ તેને જોઇને અર્થાત્ તેનો પોશાક જોઇને આંખોમાંથી અશ્રુ નીકળી પડ્યાં પાસે નલિનીકાન્ત પણ ઉભો હતો, તેના અને ઇન્દુના પોશાકમાં આટલુ બધુ અંતર જોઇને તેમને સામાન્ય આશ્ચર્ય ન થયુ અને સામાન્ય ખેદ ન થયો જે કમલાકાન્ત અનેક કપડાં ધર્માદા આપતા હતા તેમના પુત્રની આ દશા એ વિચાર સ્વરૂપદત્તને તરત જ આવ્યો એટલામાં છોકરાને ખાવાનુ આપવાને બોલાવવામા આવ્યા એટલે ઇન્દુ તથા નલિનીકાન્ત ખાવાને દોડી ગયા સ્વરૂપદત્ત બેઠા નહિ પરંતુ તરત જ પોતાને ઘેર ગયા અને ઇન્દુને માટે નવિન કપડા લઇને આવ્યા અને તે તેને બોલાવીને પહેરાવ્યાં તે પછી જ તે શિવચંદ્રના ઘરમાં

દિવાનખાનામાં જઇને બેઠા થોડીવાર બેસીને વાતચિત કરીને તેં પોતાને ઘેર ગયા આજ સાંજે સર્વ બહાર નદી કિનારે ફરવા જવાના હતા, જેથી સઉ કોઇ નવાં કપડાં પહેરવામાં જોડાયા હતા ઇન્દુને પણ જે નવાં કપડાં ગમ્યા હતા તે કપડાં તેણે પણ પહેરી દીધાં ઇન્દુની મામીએ ઇન્દુને કહ્યુ, ઇન્દુ લે આ નવિનીકાન્તના જુના જોડા છે તે પહેરી લે કારણ કે તારી પાસે જોડા નથી ઇન્દુએ કહ્યુ એ જુના જોડા હુ નહિ પહેરૂ મને નવિનીના જેવા નવા આપો તો પહેરૂ આ સાંભળીને સરસ્વતીએ ઇન્દુની મામીને કહ્યુ એ બીચારે તમારી પાસે જોડા માગ્યા ન હતા ત્યા શા માટે તમે એને જુના જોડા આપીને નારાજ કર્યો ? અહોહો ! તેમાં શુ બગડી ગયુ તે તમે આટલા બધા તડફીને બોલો છો ! જુઓ મે જોડા આપ્યા તે ખોટુ થયુ ? સારૂ કર્યુ ? આ તો ગુણનો ભાઇ અવગુણ ! મારી બાઇ ! તમે આમ આ આવુ બોલીને મારી સાથે લડવા શુ આવો છો ? ઇન્દુની મામીએ કહ્યુ સરસ્વતીએ કહ્યુ હુ કઇ તમારી સાથે લડવા આવી નથી અને તમને નહિ ગમતુ હશે તો કાલે સવાર મારે ઘેર જઇશ ઇન્દુની મામીએ કહ્યુ, મારે શુ ? રહોને, તમારા ભાઇને ત્યા મોટે ઉમંગે રહેવા આવ્યા છો તે મારા બાપનુ શુ જવાનુ છે ? અને જશો તો મારે શુ ? હુ ક્યા તમારે ઘેર ચોખા મૂકવા આવી હતી ? સરસ્વતી બીચારી આ શબ્દો સાંભળીને ચૂપ રહી અને એક પણ શબ્દ બોલી નહિ પણ ઇન્દુની મામીએ તો બોલવુ શરુ જ રાખ્યુ, અને અનેક વાતો તેને સંભળાવી આ ખડખડાટ જોઇને શિવચંદ્ર તેમની પાસે આવ્યા અને સરસ્વતીને રડતી જોઇને પૂછ્યુ કે શુ છે ? તેમની પત્નીએ કહ્યુ બીજુ શુ હોય ? રડીને મને ઓશીઆળી બનાવે છે મોં એના આંસુ ટપકાવતા આવડતા નથી એટલે બીજુ શુ કરે ? અને તમને એને ન ગમતી હોય તો કાલે સવારે હુ મારે પીએર જઇશ તને તમારે બાઇ સુખથી રહે ને પણ હુ કઇ તમારી ઓશીઆળી નથી કે આમ દમાએલી રહુ અને જે કહે તે સાંભળુ !

આવાં અનેક વચનો તેણે શિવચંદ્રને સંભળાવ્યાં શિવચંદ્ર બીચારા તે સાંભળી રહ્યા અને કઇ પણ બોલ્યાવિના તે પોતાના ઓરડામાં ગયા કારણ કે હમેશા આ જ પ્રમાણે તે તેની પાસે કઇ જ બોલી શકતા નહિ, અને તેનાથી બીતા જતા હતા

સરસ્વતી રડીને શાંત પડી અને બીજે દિવસે સવારે વહેલી ઉઠીને ઇન્દુને લેઇને પોતાને ઘેર જવા નીકળી ઇન્દુ પાસે શિવચંદ્રને કહેવરાવ્યુ કે મામા અમે ઘેર જઇએ છીએ શિવચંદ્રે જાણ્યુ કે જો તે રહેશે તો આ રાંડ નિત્યનો કંકાસ કરશે માટે ભલે જાય તેમની ઇચ્છા જતી વખતે બે પાંચ રૂપિયા તેને આપવાની હતી, પણ તે આપી શક્યા નહિ કેમકે તેમની સ્ત્રી તેમની પાસે જ ઉભી હતી ઇન્દુને તો ઘેર જતાં પ્રસન્નતા થતી હતી પરંતુ સરસ્વતી જ બીચારી જાણતી હતી કે ઘેર જઇને ખાઇશુ શુ ? અરે ! ભગવાન ! મારી દુખી અવસ્થામા સગો ભાઇ પણ બેલી થતો નથી અને મોત આવતુ નથી ! હવે મારે શુ કરવુ ? જો આ ઇન્દુ મારી પાસે ન હોય તો હુ આપઘાત તો ન કરત પરંતુ ઉગ્ર તપશ્ચર્યા કરતા આ દેહનો અંત લાવત આ પ્રમાણે વિચાર કરતા કરતાં સરસ્વતી પોતાના ઘર તરફ ચાલવા લાગી

બળદ પણ તેમણે જ અમને લેઈ આપ્યા હતા જે રૂપેયા તો તેમણે અમારી પાસે લીધા જ નથી આ ઉપકાર તો બેન ! અમે અમારા ચામડાના જોડા તમારે માટે સીવરાવીએ તો પણ વળે તેમ નથી આટલુ બોલતા બોલતા રઘુની આંખમા આંસુ આવી ગયાં.

સરસ્વતી—રઘુ ! સત્ય કહુ તો આ વિશ્વમા મારે તારો જ એક આધાર છે તું ન હોય તો હુ અહીં રહીને શુ કરૂ ? અને હુ રહુ પણ કોના આધારે ? તારા વિના અમારી ખબર બીજુ કોણ લે તેમ છે ? અમે ભુખ્યા છીએ કે તરસ્યા છીએ, તે એક તારા વિના બીજુ કોણ પુછે તેમ છે ? જે લોકોને મારી મરણ સમયે એમણે સુપ્રત કરી હતી તે લોકો મારા સામુ પણ જોવાને આવે છે ! ભલા ભગવાન ! એ આંખની જ શરમ છે

રઘુ—જવા દોને બાઇ ! એ બધાને હુ ઓળખુ છુ એ બધા સ્વાર્થી છે અને સ્વાર્થ હતો ત્યાં સુધી જ તમારો સબંધ રાખતા હતા આ જગત બધુ સ્વાર્થી છે બેન ! મને એ બધા લોકો મળે છે પણ તમારી ખબર સરખી પણ પૂછતા નથી હશે આપણે તેમની શી પરવા છે ? આપણા બેલી ભગવાન છે તે આપણી સભાળ રાખશે

સરસ્વતી—બાઇ રઘુ ! તુ ન હોય તો હુ ખરેખર ! જીવિતને ધારણ કરી શકત નહિ તારાથી હુ મારૂ બધુ દુ ખ વિસરી જઉં છુ પરમેશ્વર તારૂ કલ્યાણ કરશે, કે તુ અમો નિરાધારની સભાળ રાખે છે

રઘુ—બેન ! મારાથી કઇ જ બનતુ નથી તમે જે મારે માટે કર્યું છે તેમાંનુ કઇ જ મારાથી થતુ નથી આજે મારો વાડીવજીફો છે, અને અમે સુખથી ખાઇપીને ચેનમાજી કરીએ છીએ એ બધો પ્રતાપ તમારો છે પછી આ વખતે જો હુ તમને ભૂલી જઉ તો મારા જેવો કૃતઘ્ની કોણ ? હુ નરકમાં ન પડુ ? મારી જાત અને મારા સ્ત્રી છોકરાં વેચીને પણ તમારૂ પોષણ કરીશ, માટે તમે જરા પણ ફિકર કરશો નહિ ( પછીથી રજા લેઇને પોતાને ઘેર જાય છે )

———

(અપૂર્ણ)

રજોદર્શન અને વનસ્પતિ — વિએનાના ડો શીક રજોદર્શનના સબધમાં આશ્ચર્યજનક વર્ણન લખે છે તે લેખ નીચેપ્રમાણે છે

૧૯૧૮ ના ઓગસ્ટ માસમાં મારા ઉપર તાજા ઉતારેલા ગુલાબના ફુલ મોકલવામાં આવ્યા હતાં આ ફુલ સારી રીતે ખીલેલા હતા મે તે ફુલને પાણીમાં નાખવાને મારી એક ચાકરડીને આપ્યાં બીજે દિવસે જોયુ તો તે સર્વ ફુલ ચીમળાઇને સુકાઇ ગયાં હતા. કેટલાકની પાંદડી પણ ખરી પડી હતી આ જોઇને મને ઘણુ જ આશ્ચર્ય થયુ, કારણ કે ઠડા પ્રદેશમાં ગુલાબના ફુલને પાણીમાં નાખવામાં આવે છે તો તે આઠ દશ દિવસસુધી તાજા કરમાઈ ગયાવિના રહી શકે છે મે આ પ્રમાણે થવાનું કારણ મારી ચાકરડીને પૂછ્યુ તો તેણે કહ્યુ કે તે જાણુતી હતી જ કે તે ફુલો કરમાઇ જવાના છે કેમ કે જ્યારે જ્યારે તે રજસ્વલામા હોય છે ત્યારે ત્યારે જે ફુલને તે અડકે છે તે કરમાઈ ગયાવિના રહેતાં નથી મને આ વાતોની ખાત્રી થઇ નહિ અને મે તે માની નહિ તેથી બીજે મહિને મે આ વાતોની ખાત્રી કરવાને ધાયુ બીજે મહિને સપ્ટેમ્બર મહિનાની દશમી તારીખે તે ચાકરડીને અટકાવ આવ્યો. બીજે દિવસે મે તેને બીજી સ્ત્રી કે જે રજસ્વલામા ન હતી તેની સાથે મારી ચાકરડીને માળીને ત્યા ફુલ લેવા મોકલી માળીને ત્યાથી બનેએ ગુલદાવડી, સૂર્યમુખી પુષ્પ અને એક

બીજી જાત એમ ત્રણ જાતના ફૂલ આણ્યાં અને દશ મિનીટ ચાલીને તે ફૂલ હાથમાં ઝાલીને મારે ઘેર આવી ચોવીશ અને અડતાળીશ કલાકે મેં જોયું તો મને જણાયું કે મારી ચાકરડીના હાથવાળા ફુલ તદન કરમાઈ ગયા હતા અને સુકાઈ પણ ગયા હતાં પેલી બીજી સ્ત્રીના હાથવાળા ફુલ અડતાળીશ કલાક પછી પણ તાજા રહ્યાં હતા

આ જ પ્રયોગ મે પુનઃ તે જ મહિનાની બારમી, તેરમી અને ચઉદમી તારીખે કરી જોયો હતો બારમી તારીખ રજસ્વલાવાળી ચાકરડીના હાથના ફુલ તે જ પ્રમાણે પ્રથમની પેઠે કરમાઈ ગયા હતા તેરમી તારીખે તેના ઉપર કંઈક અસર ઓછી થઈ હતી અને ચઉદમી તારીખે તેના ઉપર કંઈ જ અસર થઈ ન હતી કહેવામાં આવે છે કે દ્રાક્ષના માંડવામાં રજસ્વલા સ્ત્રીને દાખલ થવા દેવામાં આવતી નથી કારણ કે જો તે દ્રાક્ષના વેલાને અડકે છે તો તે વેલો સુકાઈ જાય છે એમ માનવામાં આવે છે

પાઉં બનાવવા માટે લોટની કણક્મા આથો લાવવામા આવે છે, જે પણ રજોદર્શનવાળી સ્ત્રીનો સ્પર્શ થાય તો આવતો નથી

મુરબ્બા બનાવનારા અને ફુલ વેચનારા રજસ્વલાવાળી સ્ત્રીઓને અડવા દેતા નથી

એમ કહેવાય છે કે સાળમા સૈકામા જર્મનીના ન્યુરનબર્ગ શહેરમા ટોપીઓની ફુળા પાંદડાને રોગ ખાઈ જતી હતી તે અટકાવવા ખાસ રજસ્વલાવાળી સ્ત્રીઓને કામ કરવા માટે રાખવામા આવી હતી

ડીસેમ્બર માસમા તથા જાન્યુઆરી માસમા આ સંબંધમા વધારે શોધ કરતાં મને જણાયુ કે રજસ્વલાવાળી સ્ત્રીના શરીરના પરસેવામા ઝેર રહેલુ હોય છે તેમ જ તેના લોહીના લાલ અણુઓમા પણ તે ઝેર હતું આ ઝેરનો તાપથી નાશ કરવાને પ્રયત્ન કરી જોયો પણ તે લોહીને ૧ ડીગ્રી સેન્ટીગ્રેડ તાપવાળા ઉકળતા પાણીમાં તપાવતાં છતાં તેની આ વનસ્પતિ ઉપર અસર કરનારી ઝેરી અસર નાશ પામી નહિ

આપણા દેશમા રજસ્વલા સ્ત્રીસાથે સંસર્ગ રાખવામા આવતો નથી તથા તેની છાયા અથાણા, વડી ઉપર પડવા દેવામા આવતી નથી

સુધારાવાળા રૂઢીઓને વહેમ ગણી કાઢે છે અને તેનું પાલન કરનારને મૂર્ખ ગણી હસી કાઢવામાં આવે છે પણ આર્યપ્રજાના રીતિરિવાજોમાં પ્રકૃતિનાં કેવા ગૂઢ સત્યો રહેલા છે એ જેમ જેમ વિજ્ઞાન આગળ વધતુ જશે તેમ તેમ આપણને સ્પષ્ટ થશે આર્યપ્રજાનાં રીતિરિવાજોમા કાળે કરીને જે વિકૃતિ થઈ હોય તેને જ દૂર કરવાની છે નહિ કે તેને મૂળમાંથી ઉખેડી નાખવાના છે પરંતુ પોતાને બહુ ડાહ્યા ગણનાર સુધારાવાળા આર્યપ્રજાના હિતકર રીતરિવાજોરૂપી ઝાડને મૂળમાંથી જ ઉખેડી નાખવાને યત્ન કરી રહ્યા છે અને તે છતાં સૌ પોતે એમ માને છે કે અમે આર્ય પ્રજાનુ કલ્યાણ કરીએ છીએ અને તેમની પ્રગતિ અથવા વિકાસમાટે પરોપકારાર્થે પ્રવૃત્તિ કરીએ છીએ સમય જતાં આ પરોપકારાર્થસતાંવિભૂતિઓ વિદ્યમાન હશે તો તે અથવા તે નહિ હોય તો તેમના અનુયાયીઓ આવી આવી વિજ્ઞાનની શોધો વાંચી જોઈને પછી જાગશે કે આર્યપ્રજાના રીતિરિવાજોમા ઘણું ઉંડુ રહસ્ય રહેલુ છે, અને પોતે જે સુધારો કરવાને યત્ન કર્યો છે તે મોટી ભૂલ જ કરી છે વળી તે દિવસે તે પોતે જ અમુકમાં અમુક સત્ય છે અને અમુકમાં અમુક સત્ય છે, એ પ્રમાણે પ્રજાને બોધ કરશે।

ધધાની એની અસર બીજા ઉપર થાય, મજુરોને નાણું ઓછ મળે અથવા મજુરી ન મળે વ્યાપારીઓની આવક પણ ઓછી થઈ જાય અને તેની ઘણી અસર આખામાં થાય અત્યારે અનેક મજુરો ગ્રેટબ્રીટનમા ધધા વગરના ફરે છે તેમને વળી વધારે ધોકો પહોચે તો તે ખરેખર અસહ્ય થઇ પડે આ લેખક આ હગાત સ્થિતિનુ નિવારણ કરવા મજુરપક્ષને વિનતિ કરે છે, કે તેઓ હિદુસ્થાનને તેની અસહકારની ચળવળમાં કોઈ પણ પ્રકારની સીધી કે આડકતરી મદદ આપતા અટકે, વગેરે

જે પરદેશી વ્યાપારીઓના માનને ઉત્તેજન આપી આપણે તેમને શ્રીમાન્ બનાવીએ છીએ તે જ આપણને હલકા અને ગુલામ ગણવાને તત્પર થઇ જાય છે, એ આપણી પ્રજાને હવે નવુ જાણવાનુ રહ્યુ નથી હવે વસ્તુસ્થિતિ આપણી પ્રજા સારી રીતે સમજી શકી છે હવે તેણે માત્ર આચારમા જ મૂકવાનુ છે પણ તેણે જે કરવાનુ છે તે વિલબવિનએ સત્વર કરવાનુ છે કારણ કે કાલક્ષેપ થાય તો તેની ધારી અસર થઈ શકે નહિ બધાએ સાથે જ જે કઇ કરવુ ઘટે તે વિલબવિના કરવુ ઘટે છે તમે પરદેશી માલ ન મગાવો અને હુ મગાવુ, એમ ન થવુ જોઇએ, પણ પૂર્ણ સ્વરાજ્ય મળતાસુધી આખી પ્રજાએ પરદેશી વસ્તુઓની આયાત બધ કરવી ઘટે છે તેનો પરિણામ એ આવશે કે આપણને લાખો રૂપિયા મળતા અટકશે અને આપણે નહિ કમાઇએ અને ગરીબ રહીશુ પણ આપણા દેશઉપર પરમેશ્વરની એવી મોટી કૃપા છે, કે આપણે બીજા દેશોની પેઠે ભુખે મરી નહિ જઇએ, પણ જીવી શકીશુ પરદેશી માલ નહિ વાપરતાં આપણને થોડી અડચણ પડે તેમ નથી કારણ કે તે જ આપણુ જીવન થઈ રહ્યું છે તોપણ આપણને અડચણ પડશે એટલુ જ પરતુ આપણે તેના વિના મરી જવાના નથી હાલ તો જે ગાશરોટલો મળે તેના ઉપર ગુજરાન ચલાવી આપણે આપણા કર્તવ્યમા અપ્રમાદપૂર્વક સાવધાન રહેવાનુ છે

---

**Danger In Kissing**——One of the most prolific sources of influenza is kissing Thousands of cases are communicated in this manner and the public is duly and emphatically warned not to kiss. This precaution as far as contagious diseases are concerned was first taken in England in 1439 when a great pestilence was raging over the country and France and exacting a high death toll On July 16, 1439 Parliament passed an act forbidding kissing In Bavaria the State Railways forbid kissing either in stations, where friends relatives and families are united and on trains Two years ago France have issued an order forbidding kissing on trains

સુબનમા મય — એ નામના ઉપર છાપેલો સુબનસબધમાં એક અગત્યનો લેખ છે જે વિલાયતના એક પ્રસિદ્ધ પત્રમા પ્રસિદ્ધ થયો હતો તેનો સાર આ પ્રમાણે છે [illegible]

કરનાર કારણોમાંનું એક બળવાન કારણ ચુંબન (kissing) છે આ રીતથી (ચુંબનથી) હજારો મનુષ્યોને (ચેપથી) આ રોગ લાગુ પડે છે અને તેથી પ્રજાને ભાગ હવે વિનયપૂર્વક ચુંબન નહિ કરવાને સૂચના આપવામાં આવે છે સંસર્ગજન્ય રોગનો વિચાર કરીને ઇંગ્લંડમાં ૧૪૩૯ માં આ સાવચેતી ત્યાંથી પ્રથમ લેવામાં આવી હતી કે જ્યારે ઇંગ્લંડ અને ફ્રાન્સમાં પૂર જોશથી મરકી ચાલતી હતી અને મરણનું ઘણું મોટું પ્રમાણ આવતું હતું ૧૪૩૯ ના જુલાઇ મહિનાની ૧૬ મી તારીખે પાર્લામેંટે ચુંબન નહિ કરવાનો કાયદો કર્યો હતો. અમેરીકામાં તો રાજ્યની રેલ્વેએ સ્ટેશન ઉપર તથા ગાડીમાં જ્યાં મિત્રો સગા વહાલા અને કુટુંબી મળે છે ત્યાં પણ ચુંબન કરવાની મના કરી હતી બે વર્ષ ઉપર ફ્રાન્સમાં આગગાડીઓમાં ચુંબન કરવાની મના કરવામાં આવી છે

ઇતિપાશ્ચાત્ય રીતિરિવાજપુરાણેષુ ચુંબનમિમાંસા નામનો અધ્યાય સમાપ્તમ્

---

# ઇશ્વરનું સ્મરણ.

આ હો! ઇશ્વરનું સ્મરણ કેવી અદ્ભુત શાન્તિ અર્પનાર છે! તમને વિવિધ ખાવા પીવાથી, સારા ઉત્તમ સ્થળોએ બેસવા ઉઠવાની હરવા ફરવાથી, વલાતી કુમસ તથા આબુ માઉંટ જેવા સ્થળોએ નિવાસ કરવાથી, ઉત્તમ પુરુષોના આપેલા માનથી જે સુખ નહિ માલૂમ પડતું હોય તેથી હજારગણું સ્વતંત્ર અને અવર્ણનીય સુખ અને શાન્તિ ઇશ્વરસ્મરણથી માલૂમ પડશે

તમને આજસુધી સારી નોકરીના પગારથી સુખ ના મળ્યું હોય, તમારા કુટુમ્બના મનુષ્યોથી શાન્તિ અગર સુખ ના મળ્યું હોય જ્યાં ત્યાંથી સુખ તથા સંતોષ મેળવવાને માટે નવા નવા ઉદ્યમ કરવા પડતા હોય છતાં સર્વોત્તમ પ્રકારની તૃપ્તિ ના માલૂમ પડતી હોય તો પાછા વળી આવો ઇશ્વરના ચરણમાં અને સર્વ પ્રકારનું—અભિમાન ત્યજી તેમના ચરણમાં માથું મૂકી માગો સુખનો રસ્તો તે તમને તરત બતાવશે પછી તમે તેમનું રોજ સ્મરણ કરો અખંડ સ્મરણ કરો આઠ વખત આખી રાતની રાત સ્મરણ કરો પછી જુઓ સુખના ભોગ કેવા ઉભરાય છે તે!! જુઓ તમારી શાન્તિ! જુઓ તમારી તૃપ્તિ! તમારે પછી બાહ્યની ગરજ નહિ રહે અરે મોટા ધનાઢ્ય જતો હશે તો પણ તેના તરફ દૃષ્ટિ નાખવાની પણ ગરજ નહિ રહે! પણ આવું ક્યારે થાય? જ્યારે તમે ધીરે ધીરે પણ નિરંતર ઇશ્વરના સ્મરણનો અભ્યાસ પાડો ત્યારે સ્મરણમાં રસ જામે ત્યાં સુધી જાપ કરો અને રસ જામ્યા પછી અખંડ મગ્ના રહો અખંડ એટલે આખો દિવસ અને રાત્રે બીજું બધું મૂકી તે જ કરવાનું નથી પણ સવારમાં વહેલા ઉઠો અને સ્નાન આદિથી પરવારી એકાંતમાં એકાદ કલાક બેઉ કલાક સ્મરણમાં ગાળો અભ્યાસ પડયા પછી તો સવાર થશે સ્વાભાવિક જ સ્નાન સ્મરણ આદિ કરશો ત્યારે જ શાન્તિ થશે પછી જ્યાં તમે રસપૂર્વક સ્મરણ કર્યું કે આખો દિવસ પરમ શાન્તિ તથા તૃપ્તિ રહેશે

સ્મરણ કરો ત્યારે જપના અર્થમા જે વૃત્તિ રાખે તે વૃત્તિમાં અન્ય સ્ફુરણ ઉ' તો તેનુ અનશ કરી ઉડાને ઉડા જપના અર્થમા જ વૃત્તિને ડૂબાવજો પછી વૃત્તિ સારી રીતે અથાકાર થાય એટલે અખંડ જાપ જારી રાખજે અને ધીરે ધીરે મત્રના ધ્યેયને જાગ્રત્ કરજો અને વૃત્તિ ધ્યેયાકાર કરી ધ્યાનસ્થ રહેજો વળી વૃત્તિ ધ્યેયમાથી છૂટી જાય તો પાછો મત્રજપ શરૂ કરી ઉપર પ્રમાણે ધ્યાનભૂમી આવજો આ પ્રમાણે જેટલો સમય સ્મરણ ધારણા ધ્યાન આદિમા જાય તેટલો કરજો પછી તમારા ઇષ્ટ હોય તેમની પાસે મનથી નિરતર તેમની ભક્તિ માગજો તથા મારા પ્રયત્નમા 'મને સહાય થજો, એવી રીતે તમારે જે માગવુ હોય તે માગજો

બાકી પ્રભુની પાસે શુ માગી શકાય તે જાણો છો? છોકરા માગવા હોય તો મગાય સ્ત્રી માગવી હોય તો મગાય, જે કંઈ નોકરી પૈસા પદવી નોકર, ચાકર તમારે જે જોઇતુ હોય તે માગી શકાય પણ આ બધામા જો પાછા લુબ્ધ થઈ ગયા અને હરિનુ સ્મરણ યથાર્થ ના થયુ તો પાછુ તમારે નુકસાનીનો ધંધો કરવાનો માટે માગતી વખતે જ વિચાર કરીને માગવાનુ કે આ બધુ આપ તે ખરા પણ તમારુ સ્મરણ એક ક્ષણ પણ ભૂલાય નહીં તેમ કરજો એટલે પછી તમને ઈશ્વર આપશે તોય અને નહીં આપે તોય તમારે તેની ગરજ નહીં રહે અને પછી તમને ઈશ્વર તમારો અધિકાર જોઈને આપશે જ

સ્મરણમાથી ઉઠયા પછી પાછુ દિવસમા તમને પ્રતિકૂળ પ્રસગોથી પ્રતિકૂળ માણસોથી તમારી પ્રાપ્ત સ્થિતિથી નોકરીથી, છોકરાથી ઘરની સ્ત્રીથી, મિત્રોથી અસતોષ થતો હોય તો જાણજો કે, હજી તમારે સ્થિરસ્મરણ ઘણુ કરવાનુ છે તે જ વખતે તમે પાછા વળી ઈશ્વર પાસે માગજો કે મારામા જ ખામી છે માટે મને આપનુ સ્મરણ જ કરવાની અનુકૂળતા કરી આપો જેથી આ બધી વિટંબણા જતી રહે જ્યારે જ્યારે આ પ્રકારનો અસતોષ અગર અકળામણ થાય ત્યારે તમારે સમજવુ કે, આપણે હજી ખરુ ઇષ્ટનુ સ્મરણ કરતા નથી માટે તે જ કરવાની જરૂર છે

આ ઉપરથી આપણે નાહિંમત થવાનું નથી. કેમકે તેઓ તો ઘરબાર છોકરાં છૈયાં બધાંને મૂકી રાત દિવસ પરમેશ્વરની પાછળ પડ્યા હતા ત્યારે તેમને આ સુખ મળ્યું હતું. પણ સર્વના સંબંધમાં તે ખરું નથી. કારણ જે ભક્ત અગર મહાત્માએ એમ કર્યું હશે, બાકી ઘણા ખરા તો, માલુમ પડશે કે, ગૃહસ્થાશ્રમી હતા અને ગૃહસ્થ દશામાં રહી આપણે જેટલું પરમેશ્વરનું સ્મરણ કરી શકીએ છીએ તથા ઈશ્વર રાજી રહે છે તેટલા વિરક્ત દશામાં ઈશ્વર રાજી રહેતા નથી. કારણ કે પરમેશ્વરે સમગ્ર સંસાર બનાવ્યો છે તેમાં સ્ત્રી, પુત્ર, માતા, પિતા આદિની સાથે રહી તેમના પ્રતિના ધર્મો પાળી પરમેશ્વરને ભજીએ છીએ તો આપણા ઉપર તે ઘણા પ્રસન્ન થાય છે.

તમને શંકા થશે કે આપણે વ્યવહારની ખટપટમાં રહ્યા અને સવારમાં દોઢ બે કલાક વખત ક્યાંથી મળે? પ્રિય બન્ધુ! ખરું તેમ નથી. તમે જ્યાં સવારમાં ઈશ્વરસ્મરણ કરવાનો આટલો વખત નક્કી કર્યો અને સ્મરણ કર્યું કે પછી તમને આખો દિવસ નિવૃત્તિ જેવું જણાશે. કારણ કે જે કામ અર્ધો કલાકે કરતા હતા તે કામ હવે તમે પાંચ મિનિટમાં કરશો અને આવી રીતે સમયનો ઘણો બચાવ થશે. જો તમને ૧૦ કલાક કે ... કલાક બેસતાં કંટાળો થાય તો પ્રથમ પા કલાક પછી અર્ધો કલાક એમ કરતાં કરતાં સમય વધારજો. પ્રયત્ન તજશો નહીં, અકળાશો નહીં તો તેમાં તમને રસ ઉત્પન્ન થશે અને પછી તો તમને તે સ્વભાવરૂપ થઈ જશે. આપણો સંસાર વ્યવહાર ઈશ્વરસ્મરણ કરવાથી બગડે છે એમ સમજશો જ નહીં. એતો બગડે છે કોના? જે સાચું સ્મરણ કરતા નથી જે માળા ડોળ કરે છે અને કરતા કંઈ નથી તેનો. બાકી માળાનો બહાનો તો રાત દિવસ વનરા કરે છે અને ચોરી કરવામાં ... વ્યવહારમાં જ ધ્યાન આપે તેના કરતાં હજારગણો ઉત્તમ થાય છે. અરે! ઉત્તમ નોકરનો બધો વ્યવહાર પ્રેમ વ્યવસ્થિત થઈ જાય છે. હવે આપણે વ્યવહારમાં રહી ઈશ્વરસ્મરણ કરવાને બાધ ધરવાનો નથી પણ તે જ યથાર્થ છે એમ સમજી આજથી જ યથાશક્તિ ઈશ્વરસ્મરણ અવશ્ય કરો.

તો પ્રિય બન્ધુઓ! ક્યારથી કરશો? આ વાંચો ત્યારથી જ શરુઆત કરો. પછી ઈશ્વરના સ્મરણના બીજા અગણિત લાભો છે તે હવે પછી જણાવતો રહીશ.






पुस्तक १९ ] सवत् १९७७ ज्येष्ठ कृष्ण० १४ [ अंक ८

॥ ॐ श्री ॥

# मनने प्रबोध

પદ રાગ પરજ

મન ! બાહિર્ બાહિર્ શુ જાતુ,
સ્થિર અ તર્મા થા તુ
અનેક જન્મથી બહિર્ ફરે પણ,
સુખ શાંતિ સાચી ન કમાતુ —
દુ ખ દેખે વિષયોમા પણ તુ,
મોહ ધરી ધરી તે મતિ વાતુ —
આણીશ ના ! મન ! મારા કયારે,
શીદ હાથે કરી દુ ખી થાતુ —
દુ ખથી દૂર થવા ઇચ્છે પણ,
દુ ખજનક માર્ગોને ચ્હાતુ —
છોડી દૃશ્યપ્રીતિ હવે સત્વર,
હરિગુરુગુણને સ તત ગા તુ —

# संसारसुधारो.

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૧૭૮ થી )

## પ્રકરણ ૪

### સુધારો એટલે શું ?



અમે સુધારાનું સ્વરૂપ બીજું જ સમજીએ છીએ, અને લોકો કંઇ સમજે છે. જે મનુષ્યને વાસ્તવ સુખ આપનાર હોય તો, જેથી મનુષ્યનું નિરંતરને માટે દુઃખ ટળનાર હોય તેને જેથી મનુષ્યના નાના દોષો જીતાય તો, જે મનુષ્યને ચિરસ્થાયી શાંતિ આપનાર હોય તેને, જે મનુષ્યની ઉત્તરોત્તર ઊર્ધ્વગતિ કરનાર હો તેને, અને આ વિશ્વમાં જે શિખરની સ્થિતિ છે, અને જેથી ઉત્કૃષ્ટ કોઇ સ્થિતિ નથી તે સ્થિતિ પ્રતિ જે લેઇ જનાર હોય તો અમે સુધારો કહીએ છીએ તેને અમે સુધારા શબ્દથી ઓળખીએ છીએ જે પ્રાપ્ત થવાથી પ્રાપ્ત થવાનો અવધિ આવે, જે પ્રાપ્ત થવાથી કર્તવ્યનો અવધિ આવે, અને જે પ્રાપ્ત થવાથી જ્ઞાત થવાનો અવધિ આવે તો અમે સુધારા શબ્દથી ઓળખીએ છીએ જે મનુષ્યના આત્માના ગુણધર્મને પ્રકટ કરનાર હોય, જે તેના જીવનનો લક્ષ્ય કરનાર હોય તેને અમે સુધારો કહીએ છીએ.

આગળ જણાવી ગયા પ્રમાણે આ દેશમાં ઈશ્વરના અવતારો અથવા તો મહાપુરુષો થઇ ગયા છે તે આ જ પ્રકારનો સુધારો કરનાર હતા—જો તેમને આપણે સુધારો કરનાર કહીએ તો હાલના સુધારાવાળા આ પ્રકારનો સુધારો કરનાર હોય તો તે પણ પ્રજાનું વાસ્તવ કલ્યાણ કરનાર છે, પરંતુ આપણે સારી રીતે જાણીએ છીએ કે તે લોકો આ પ્રમાણેનો સુધારો કરનાર નથી, જેથી તેમને સુધારો કરનાર કહી શકાય તેમ નથી સત્ય કહીએ તો બગાડો કરનાર છે તેમના કહેવાતા સુધારાવડે પ્રજાના દુઃખો ન ટળતાં વધવાનો સંભવ છે તેથી પ્રજાનો વિકાસ થવાનો સંભવ નથી તથા ઊર્ધ્વગતિને બદલે અધોગતિ થવાનો સંભવ છે સુધારો કરવાને કોઇ ના કહેતું નથી પરંતુ જો તે આ પ્રકારનો સુધારો કરનાર હોય તો કોઇને અડચણ નથી

પરંતુ વર્તમાન સુધારાવાળાનો સુધારો પ્રજાનું આ પ્રમાણે ચિરસ્થાયી કલ્યાણ કરનાર તથા તેમના આત્માનો વિકાસ કરનાર નથી પણ તેમને વિષયી અલ્પ સુખમાં જોડીને તેમને અધોગતિએ લેઇ જનાર છે આગળ જણાવી ગયા પ્રમાણે સત્ય વાર્તા તો એ છે, કે વર્તમાન સુધારાવાળાઓને જ્ઞાન જ નથી કે શાથી દુઃખો ટળે છે, અને શાથી

સાચાં સુખો મળે છે, તેમણે પોતે જ પોતાનું અજ્ઞાન નિવૃત્ત કર્યું નથી અને જે જ્ઞાનથી વાસ્તવ સુખ મળે તેવું જ્ઞાન પ્રાપ્ત કર્યું નથી, જેથી તેજ અજ્ઞાનરૂપી અંધકારમાં અટવાતા હોય છે અને તેથી તે પોતાના જ કલ્યાણના સાચા માર્ગને જાણનાર હોતા નથી તો પછી બીજાનું કલ્યાણ તો તે ક્યાંથી કરી શકે, તથા બીજાનું દુઃખ તે શી રીતે દૂર કરી શકે ?

વર્તમાન સુધારાવાળાનો સુધારો સત્યના પાયા ઉપર ઊભો રહેલ નથી, કે તેમાં સત્યનો અંશ નથી, તેનો પુરાવો એ જ છે કે તે જે જે કંઈ કહે છે અને કરે છે તે સો વર્ષ તો શું પણ પચીશ વર્ષ પણ ટકતું નથી આજે તે કરે છે, તે તેમને પચીશ વર્ષ પછી કે વધુ ઘડે છે અને પચીશ વર્ષ પછી ફરીને બીજું પચીશ વર્ષે ફેરવવું પડે છે તેમની આવી અસ્થિર સ્થિતિ છે અને તેમનો આ સુધારો ચક્રની પેઠે હમેશાં ફરતો રહે છે જ્યારે અમે આગળ જણાવી ગયા તે પ્રમાણે જે જે પ્રબુદ્ધ પુરુષો અથવા ઈશ્વરાવતારો આપણા દેશમાં સુધારો કરનાર થઈ ગયા છે તેમણે કરેલો સુધારો હજારો અને લાખો વર્ષથી ટકે છે એ જ દર્શાવે છે કે તેમના સુધારારૂપી ધામ તો સત્યના પાયા ઉપર ચણાએલી છે જો તેમાં સત્યાંશ ન હોત તો તે આટલો બધો લાંબો વખત ટકત જ નહિ

તેમ છતાં પણ જ્યારે હજારો અને લાખો વર્ષ વીતે છે ત્યારે સર્વમાં પણ જ્યાં સૃષ્ટિના નિયમે વિકાર થાય છે તે પ્રમાણે તેમાં પણ વિકૃતિ થએલી છે અને જ્યાં પ્રકારની વિકૃતિ થએલી છે તે અમે પોતે જ કબૂલ કરીએ છીએ

વર્તમાન સુધારાવાળાના અને અમારા મતમાં ભેદ જે આ ઠેકાણે છે કે તે માને છે, કે આપણા દેશમાં અમુક અમુક ખોટું છે અને તેનો ઉચ્છેદ કરવો જોઈએ જેમ કે વર્ણાશ્રમ મૂર્તિપૂજા વગેરે એ તદ્દન નકામાં છે, ખોટાં છે અને દેશને અને પ્રજાને હાનિ કરનાર છે જેથી તેમનો ઉચ્છેદ કરવો જોઇએ નાશ કરવો જોઇએ પરંતુ અમારું મંતવ્ય તેથી જુદા પ્રકારનું છે અમારું મંતવ્ય એવું છે કે આ સર્વ ખોટું નથી પણ સત્યના આધારવાળું છે અને તેમાં માત્ર મળે કરીને, ઘણા વર્ષો વીતવાને લીધે વિકાર થયો છે, તે વિકારને દૂર કરવાની જરૂર છે.

તે પ્રમાણે વર્તમાન સુધારાવાળાની ઉચ્છેદક અથવા વિનાશક પ્રવૃત્તિ જણાય છે તેમને જે કંઈ જુનું છે, જે કંઈ પ્રાચીન છે જે ઈમારત સત્યના પાયા પર ચણાએલી છતાં જે લાખો વર્ષના કાળના ઘસારાને લીધે જીર્ણ થએલી છે તેને ત્રોડીફોડી નાખવું છે વળી તેમનામાં એવી પણ શક્તિ નથી કે તે આ પ્રાચીન ઈમારતના જેવી દીર્ઘ સમય પહોંચે તેવી ઈમારત રચી શકે તેમની ઈમારત પચીશ પચાસ વર્ષ ટકે તો બહુ સારૂં વળી પચીશ પચાસ વર્ષ પછી બીજી ઈમારત બાંધવાને પ્રયત્ન તો કરવાનો ઉભો જ, રહેવાનો છે અને આ પ્રમાણે અલ્પ આયુષ્યવાળી મનસ્વી ઈમારતો બાંધવામાં જ તેમનો સમય વીતે છે, અને પોતાનું જ, કલ્યાણ થઈ શકતું નથી તો અન્યના કલ્યાણની તો શી વાર્તા !

અત્ર વર્તમાન સુધારાવાળા એવી શંકા કરશે, કે 'તમારી ઇમારત જ્યારે સત્યના જ પાયા ઉપર રચાએલી છે તો પછી અમારા જેવા સુધારાવાળા ગમે તેટલો પ્રયત્ન કરે તોપણ તેનો શું ભય છે, અને તેનાથી શું થનાર છે ?

હા અમારી ઇમારત સત્યના જ પાયા ઉપર રચાએલી છે, અને જે સત્ય છે તે ત્રિકાલ સત્ય જ રહેનાર છે અમને અમારી ઇમારત પડી જશે એવો તો ભય નથી જ કારણ કે જે પ્રાકૃતિક ( natural ) છે, જે સત્ય છે તેને કશાનો ભય નથી તમે લોકો તમારાથી બને તેટલો પ્રયત્ન કરો, પણ જે સત્ય છે તેને તમે ઢાંકી શકનાર નથી યોગ્ય સમયમાં જે સત્ય છે તે સત્ય જ રહેશે, અને તમારો કરેલો સર્વ પ્રયત્ન વૃથા થશે, એ નક્કી સમજવું. સૂર્યની સામે ધૂળ નાખનાર શું સૂર્યને ઢાંકી શકે છે ? તેમ છતાં કદાચ તમારા જેવા કોઇ પ્રયત્ન કરનાર હોય અને ધૂળના વાદળથી તેને ઢાંકીને તે ઢંકાય છે એવો આભાસ અન્યને કરાવી શકે પણ તે આભાસ જેમ માત્ર અલ્પ સમય જ ટકે છે તેમ તમારી આ પ્રવૃત્તિ પણ અલ્પ સમય જ ટકનાર છે, એ જે જોઇ શકતા હશે તે જોઇ શકે છે સત્ય અથવા પ્રકૃતિને ઢાંકવાનો તમારો જે પ્રયત્ન છે તે અલ્પ કાળને માટે જ છે, એમ સમજવું જે મનુષ્યો આ વાર્તાને સમજી શકતા નથી તે વ્યામોહને વશ થાય છે, અને તમારૂં કહેવું ખરું સત્ય છે જાણીને તમને અનુસરે છે પરંતુ જે વસ્તુસ્થિતિને યથાર્થ જોઇ જાણી શકે છે તે વ્યામોહને વશ થતા નથી તે તો જાણે છે જ કે કાળબળે કરીને તમારૂં કહેવું ખોટું છતાં સત્યજેવું જણાય છે, પણ તે માત્ર ભ્રાંતિ જ છે

કદાચ તમારા પક્ષને ઘણા અનુસરનાર હોય તો તેથી પણ તમારૂં કહેવું સાચું છે, તમારો સિદ્ધાંત સાચો છે, એમ ઠરી શકતું નથી, કાળબળે કરીને અવનત અને ભ્રષ્ટ થએલી પ્રજા તમને અનુસરે તો તેમાં કંઇ આશ્ચર્ય નથી જ્યારે મનુષ્ય માંદો પડે છે ત્યારે તેની એવી સ્થિતિ થાય છે કે તેને તે સમયે જે જે કહેવામાં આવે છે તેનો તે સ્વીકાર કરી લે છે અર્થાત્ કોઇ કહે કે તું અમુક ખાઇશ તો તને લાભ થશે અને અમુક કરીશ તો તને લાભ થશે તો તે બીચારો તેને ખરૂં માને છે અને તે પ્રમાણે વર્તવા માંડે છે કારણ કે મારો રોગ આનાથી મટશે કે તેનાથી, એ પ્રમાણે તે માનતો હોય છે, તે પ્રમાણે હાલની પ્રજાની સ્થિતિ છે તે એટલી બધી કાળબળે કરીને ભ્રષ્ટ થઇ છે, કે તે ડુબતો મનુષ્ય જેમ તરણાનો આશ્રય લેવાને ઇચ્છે અને તેનાવડે બચવાને ઇચ્છે તેમ, તમને જે જે કંઇ કહેવામાં આવે તેને હિતકર ગણીને સ્વીકાર કરી લે છે માત્ર ધાધલીયા મનુષ્યો જોઇએ, કે જે અમે પ્રજાનું કલ્યાણ જ કરવાને નીકળ્યા છીએ અને અમારે કોઈ પ્રકારનો સ્વાર્થ નથી એમ કહેનાર જોઇએ તેમનામાં એટલી વિવેકશક્તિ નથી કે જેથી તે એમ જાણી શકે, કે અમુકનું કહેવું હિતકર છે અને અમુકનું કહેવું હિતકર નથી પરંતુ જે મનુષ્યો વિવેકશક્તિવાળા બુદ્ધિમાન્ છે તે તો સઘળું સમજી શકે છે, કે કોણ કેટલામાં છે, અર્થાત્ તે સ્પષ્ટ સમજી શકે છે કે પ્રજાનું કલ્યાણ કરવા નીકળી પડેલા આ વીરનરો ગળાસુધી અજ્ઞાનરૂપી જળમાં ડુબેલા છે અને તે છતાં તે મિથ્યા અભિમાનથી જ પ્રજાનું કલ્યાણ કરવાને નીકળી પડ્યા છે પણ તે પોતે જ કંઇ ક્ષણે ડુબી જશે તેનો વિશ્વાસ નથી તો બીજાને તારવાની તો વાત જ શી ?

હવે આ પ્રકરણમાં જણાવવાજેવી માત્ર એક જ અગત્યની વાર્તા છે તે એ કે આપણા દેશમાં જે સુધારાનો વાયુ વાયો છે અને જે પ્રજાનો સુધારો કરવાને મનુષ્યો નીકળી પડયા છે તે માત્ર બીજા દેશોના અનુકરણરૂપે જ છે આ લોકો પ્રજાને એવુ સમજાવે છે કે અમે પ્રજાની સેવા કરીએ છીએ તેમાં આ પ્રકારની અમે સેવા કરીએ છીએ એ પ્રમાણે કહેવામાં પણ બે પ્રકારના મનુષ્યો જોવામાં આવે છે એક તો એવા છે કે જે પોતે જાણતા હોય છે, કે આપણે જે કરીએ છીએ, અથવા કહીએ છીએ તે યથાર્થ વા સત્ય નથી, તે છતાં પણ તે પ્રજાને તે બહાને ઠગીને પોતાનો સ્વાર્થ સાધી લેવા ધારે છે આવા મનુષ્યોમાં કાઇ તો પૈસાને લીધે અને કોઇ તો કીર્તિને લીધે પ્રવૃત્તિ કરનાર હોય છે અને બીજા પ્રકારના મનુષ્યો એવા હોય છે કે જે બીચારા અજ્ઞાન હોય છે અને અજ્ઞાનથી પોતે એમ માનતા હોય છે કે અમે જે કરીએ છીએ તે યોગ્ય જ કરીએ છીએ તેમને પોતાને સત્યાસત્ય અથવા સારા ખોટાનુ જ્ઞાન નથી

પરતુ આવા મનુષ્યો સત્ય કહીએ તો સમાજમાં મહા ભયકર છે તે મણિભૂષિત સર્પજેવા છે આપણે મા ! હોઇએ અ[illegible] આપણને કહે કે હુ તમારી સેવા કરીશ મારે કોઇ જાતનો તમારી પાસેથી સ્વાર્થ સાધવો નથી માત્ર મારે સેવા જ કરવી છે અને તે જ વ્રત મે લીધુ છે અને અમારી સેવાથી આપ પ્રસન્ન થાઓ તો અમને આપ જે કઇ યોગ્ય જણાય તે ખુશીથી આપજો અ[illegible] તમે જે આપશો તે પણ અમારા પોતાને સારુ નહિ વાપરતાં અમે આવા જ માર્ગમાં વાપરીશુ, વગેરે તો આપણે તેને આપણી સેવા કરવા દેવી કે કેમ તેનો વિચાર કરવાની [illegible] છે કારણ, કે જે માદા મનુષ્યોની માવજત કેમ કરવી તેને કેવી રીતે સાજો કરવો, કઇ વા તેને આપવી તેનો કયો રોગ છે તેની પરીક્ષા કરવી, એ વગેરેનુ જો તેને ભાન ન હોય તો કદાચ તેની સેવાવૃત્તિ સાચી હોય તો પણ આપણને તે મારી નાખે છે જેથી અમારે કોઇ જાતનો સ્વાર્થ નથી અમે તો માત્ર પ્રજાનુ કલ્યાણ જ કરવા નીકળ્યા છીએ એમ કહેનાર હોય તો પણ તેટલાથી કઇ તે પ્રજાનુ કલ્યાણ કરનાર છે એમ કહી શકતુ નથી આવા મનુષ્યો કલ્યાણને નિમિત્તે પ્રજાનું અકલ્યાણ કરે છે અને તે મોટે ભાગે અકલ્યાણ જ કરે છે કારણ કે તેમને કલ્યાણના વાસ્તવ માર્ગોનુ જ્ઞાન નથી અને તેમણે આ વાસ્તવ માર્ગમાં વહીને પોતાનુ કલ્યાણ સાધ્યુ નથી

બીજા દેશો અને આપણા દેશોવચ્ચે ઘણુ અતર જોવામાં આવે છે. તે દેશોના ઇતિહાસ અને તે દેશોનાં શાસ્ત્ર તથા આપણા દેશના ઇતિહાસ અને શાસ્ત્ર, તથા તે દેશના રીતરિવાજ અને આપણા દેશના રીતરિવાજ વગેરે પ્રતિ જોતા જણાય છે, કે તે દેશની પ્રજા વિકાસના નિયમપ્રમાણે વિકાસને પામતી જતી જણાય છે જ્યારે આ દેશમાં પૂર્વે ઋષિમુનિ આદિ અનેક વ્યક્તિઓ એવી થઇ ગઇ છે કે જે પૂર્ણ વિકાસને પામી હતી, અને જે ઉન્નતિના શિખર પહોંચી ગઇ હતી, અને હાલની આપણા દેશની પ્રજા તે પૂર્ણપદે પહોંચેલા ઋષિમુનિઓના વશની પ્રજા છે તેથી તે ઋષિમુનિઓએ શાસ્ત્રો રચીને શી રીતે તે પૂર્ણ પદ અથવા ઉન્નતિના શિખરે પહોંચાય તે આપણને જણાવેલુ છે તેમ જ આપણી પ્રજાના ઉત્થાનનુ [illegible] ધારણ પણ એવુ કર્યું છે કે તે તે ધોરણો જો તે અનુસરે તો તે પૂર્ણપદ

પ્રતિ તે ગતિ કરે અને તેને પ્રાપ્ત કરી શકે જેથી બીજા દેશોને નવા નવા સુધારા કરીને શુ સત્ય છે શુ હિતમ્ર છે, શુ વાસ્તવ ઉનતિ કરનાર છે શુ ઉનતિના શિખરે લેઇ જનાર છે અથવા ઉન્નતિનું શિખર કર્યુ છે, પૂર્ણ પદ જેવી વસ્તુ વા સ્થિતિ આ જગતમા હશે કે કેમ એ વગેરે આચાર વિચારના નવા નવા પ્રયોગોવ નક્કી કરવાનુ છે, અને તેથી તેમની હાલની જેવી પ્રવૃત્તિ જોવામા આવે છે તેવી પ્રવૃત્તિ કર તો તો તેમને માટે તે અનુચિત નથી જ પરતુ આપણે જો તેમને અનુસરીએ તો તે આપણે માટે યોગ્ય ન કહી શકાય કારણ, કે આપણા કર્તવ્ય પ્રાપ્તવ્ય અને જ્ઞાતવ્ય નક્કી થએલા છે, આપણો માર્ગ આપણે નવો શોધી કાઢવાનો નથી પરતુ ત એક વખતે શોધી કાઢેલો છે, તેમા માત્ર આપણે શ્રદ્ધાભક્તિથી પ્રમાદ ત્યજીને વહેવાનુ છે જેથી તેમનામાં અને આપણામા આ રીતે ઘણું અતર છે જેથી તેમને આપણે અનુસરવુ એ બને તેમને માટે હિતકર વા યોગ્ય હો, પણ આપણે માટે તો તે નથી જ, એમ અમારે સ્પષ્ટ કહેવુ જોઇએ આપણે જે કઇ કરવાનું છે તેનો ઉચ્છેદ કરવાનો નથી, પણ જે કઇ વિકૃતિ થએલી છે તેને જ માત્ર દૂર કરવાની છે આપણે નવો પ્રકાશ કરવાનો નથી, પણ પ્રકાશને નહીં પ્રસરવા દેનાર ચીમની ઉપર જે ધૂળ ચોટી છે, તેને ધોઇ નાખવાની છે અસ્તુ

અમારૂં કહેવુ જેમને યોગ્ય જણાય તેમણે તેને અનુસરવુ અમે એમ તો કહેતા જ નથી ક બાબા વાક્ય પ્રમાણમ્, ગણીને અમારુ કહેવુ સત્ય માની લેવુ, પરતુ અમારુ કહેવુ છે અમે કહીએ છીએ તે સબધમા યોગ્ય વિચાર કરો, બીજા કહે છે તે સબધમા યોગ્ય વિચાર કરો, અમે જે કહીએ છીએ તે કસોટી ઉપર બીજાનુ કહેવુ ચઢાવો અને પછી જે વિશેષ હિતમ્ર વિશેષ ઉચિત, વિશેષ બુદ્ધિવાળુ, અને વિશેષ વિચારવાળુ જણાય તેનો જ સ્વીકાર કરો પછી બીજાને ભલે જેમ ફાવે તેમ કર જે વગર વિચારે પ્રવૃત્તિ કરશે, તે પોતે પસ્તાશે જે વિચારથી પ્રવૃત્તિ કરશે તે જ્ઞાનપ્રકાશને વધારશે, અને વાસ્તવ સુખશાંતિનુ દર્શન કરતા ઊર્ધ્વગતિના માર્ગમાં વહેશે

( અપૂર્ણ )

**સાહિત્યની ગતિ —** વર્તમાન યુગનો સાહિત્યાગાર નિહાળી કોણ વિસ્મિત નહિ થાય ? જ્ઞાનની અટલિમ એટની ઉચ્ચ થઇ ગઇ છે, કે પ્રત્યેક મનુષ્ય તેના પ્રતિ નિહાળવા સુધ્ધા પણ સાહસ કરી શકતો નથી જો વિશ્વનાં બધા જ્ઞાનાગારોમાં સમાએલ ગ્રંથોની એક યાદી પ્રસિદ્ધ કરવામા આવે તો તે હિમાલય પર્વતની પણ અધિક ઉચ્ચત્તર બની શકે ? આમા યત્કિંચિત્ પણ અતિશયોક્તિ નથી

સાહિત્ય ભંડારની આવી વિશાળતા નિહાળી અમેરિકાના એક વિદ્વાને લખ્યું હતુ, કે "વર્તમાન યુગ સાહિત્યનો છે.

ઉપરોક્ત કથનનો સારાંશ એ જ કે ધર્મ સાહિત્યનુ ઉપાદાન છે ધર્મવિના સાહિત્યનુ નિર્માણ થઇ શકતુ જ નથી સૃષ્ટિના પ્રત્યેક ભાગના સાહિત્યનુ અંતિમ ધ્યેય ધર્મ છે સાહિત્યની પુષ્ટિ અને વિકાસ, ઈશ્વરવાદ અને અધ્યાત્મવાદમાં થાય છે વિલાસિતા અને જડવાદના પ્રાબલ્યથી સાહિત્યની ઉન્નતિને બદલે અવનતિ થાય છે

હવે તો કેવળ સાહિત્યમા સંગ્રહની જ ચેષ્ટાઓ થાય છે ભિન્ન ભિન્ન પ્રકારના કોષો-વિશ્વકોષોની રચના થઇ રહી છે આવી આવી ચેષ્ટાઓથી સ્પષ્ટપણે પ્રતીત થાય છે કે હવે સાહિત્યમાં સૃષ્ટિ થતી નથી ફક્ત સંગ્રહ જ થાય છે તાત્પર્ય એ છે કે હવે સાહિત્યમાં નૂતનતા રહી નથી હવે શેક્સપિયર, કાલિદાસ અને મિલ્ટન જેવા જન્મતા નથી, પરન્તુ ફક્ત તેમના ગ્રંથોની આલોચના કરનાર જ જન્મે છે

સાહિત્યની આમ અવનતિ થવાનુ એક પ્રધાન કારણ તો એ જ છે કે મનુષ્યની આશા અને આકાંક્ષા ઇહલોકમા જ સીમાબદ્ધ થઇ ગઇ છે જ્યાસુધી મનુષ્ય ભવિષ્યની અજ્ઞેય પરલોકની પાર જવાની ચેષ્ટા કરશે ત્યા સુધી બનતે સાહિત્યની સૃષ્ટિ પુરતન ન થશે કિંતુ જ્યારે તેનુ અંતિમ ધ્યેય ઇહલોક જ થાય છે ત્યારે સાહિત્યનુ દ્વાર અવરુદ્ધ બની જાય છે યુરોપમા ઉપરોક્ત ભાવની જ પ્રબળતા ચાલી રહી છે જાપાન આદિ દેશ યુરોપની સભ્યતાનુ અનુકરણ કરી રહ્યા છે કિંતુ એ ભાવના સાહિત્યની ઉન્નતિ નહિ પરન્તુ અવનતિ તે જ પોકારે !

ઉપરોક્ત કથન હિંદ તેમ જ બીજા સાહિત્યો માટે પણ યોગ્ય છે પદ્માકર હિંદીના અન્તિમ કવિ છે હવે નૂતન સાહિત્યની અપેક્ષા હિન્દીમા પ્રાચીન રચનાઓનો જ સંગ્રહ આદરણીય થઇ પડેલો છે હવે હિંદમા સૂર તુલસી અને બિહારીની આશા વ્યર્થ છે

ઉપરોક્ત કથનની વિરુદ્ધ એક અન્ય વિદ્વાને પોતાની નિમ્નલિખિત સમ્મતિ આપી છે

મિલ્ટન શેકસપિયર આદિ કવિઓએ સાહિત્યદ્વારા જે કાંઇ કરવુ હતુ તે કરી દીધુ છે જે ભાવના ઉદ્દેશથી વર્તમાન સભ્યતાનો સંભવ હતો, તે ભાવનો પ્રચાર તેમણે કરી દીધો હવે તેમની આવશ્યકતા નથી જેથી તેવા કવિઓ પણ હવે જન્મતા નથી વર્તમાનયુગ ભાવ અથવા કલ્પનાનો યુગ નથી કિન્તુ કર્મ યુગ છે પદાર્થતત્વની વિવેચનાથી જ આધુનિક સાહિત્ય પૂર્ણાવસ્થા પ્રાપ્ત કરશે સાહિત્ય જાતિની પ્રકૃતિનુ પરિચાયક છે જેવી જાતિની પ્રકૃતિ થશે, તદનકૂલ સાહિત્યની આકૃતિ થશે

યુરોપની વર્તમાન સભ્યતાનો ઉદય એશિયામાં જ થયો હતો એશિયાની જ સભ્યતાના અનુકરણીય બની યુરોપે પાંચસો વર્ષથી એક વિશિષ્ટ સભ્યતાની સૃષ્ટિ વ્યુત્પન્ન કરી છે ચીન, જાપાન વગેરે દેશો યુરોપની એ પ્રથાનુ અનુકરણ કરશે, કે નહિ તે અત્યારે કહી શકાય નહિ કિન્તુ એ તો સંદેહવિના જ કહી શકાય કે પ્રાચ્ય પ્રજામાં બીજાનુ પોતાનુ કરી લેવાની અભ્યન્તર શક્તિ છે અત્યારે તો ફક્ત એટલી જ કલ્પના કરી શકાય કે ભવિષ્યમાં પૂર્વ અને પશ્ચિમના સંબંધથી એક અપૂર્વ સાહિત્ય અને સભ્યતાની સૃષ્ટિ પ્રકટ થશે અને જે પૂર્વ અને પશ્ચિમના મિલનમાં બાધક નિવડશે, તે સમસ્ત મનુષ્યજાતિનો શત્રુ બનશે

---

## प्रसंगानुरूपम्.

—— આ અંક ગ્રાહકોને જરા વિલંબે મળે છે કારણ એ છે કે વૈશાખમાસનો અંક કાઢ્યા પછી પ્રાતઃકાલને માટે લેખ લખવાને બદલે એક આખું પુસ્તક કે જે લખવાનો પ્રારંભ મેં ઘણા વખત ઉપર આ વર્ષમાં ઈશ્વરેચ્છાથી કરેલો તે પુસ્તક પૂરૂં થઈ જાય તો સારૂં એવી ઇચ્છા થવાથી તેને ઈશ્વરકૃપાથી પ્રથમ પૂરૂં કરી નાખ્યું છે તે પુસ્તક બહુ મોટું તો નથી પણ પ્રાતઃકાલના ઉપહાર આપવામાં આવે છે, તે કદનો સોએક પૃષ્ઠ થવાનો સંભવ છે આજસુધીમાં મેં જે પુસ્તકો લખ્યાં છે તે સર્વમાં આ પુસ્તક સારામાં સારૂં લખાયું છે એમ મારી મતિ સ્વીકારે છે તે પુસ્તક ઈશ્વરેચ્છાથી જ્યારે પ્રસિદ્ધ થશે ત્યારે પ્રાતઃકાલમાં હું જણાવીશ

× × × × ×

—— પ્રાતઃકાલના ચાલુ વર્ષમાં ચૈત્ર વૈશાખના અંક સાથે વહેંચવામાં આવેલું "શ્રી સંધ્યાવંદન" એ નામનું લઘુ પુસ્તક અનેક સજ્જનોને ઉપયોગી જણાયું છે તથા પસંદ પડ્યું છે તેના સંબંધમાં અનેક સજ્જનોનાં આનંદજનક પત્રો અમારા ઉપર આવેલા છે, જેમાંથી બેચાર પત્રો જ આવતે અંકે છાપીશું

—— આ સંધ્યાવંદનની પ્રતો પ્રજાવર્ગમાં જેને જરૂર હોય તેને વિના મૂલ્યે જ આપવાની છે ખરૂં આવીને લેઈ જાય તે મફત આપવામાં આવે છે બહાર ગામથી

* હીંદી ઉપરથી

મંગાવનાર માટે એક આનો મૂકવ રાખેલું તે આ હિસાબે અમે રાખ્યું હતું અર્ધો આનો પોસ્ટેજ, પા આનો પેકીંગ અને પા આનો એમ પોસ્ટકાર્ડ લખવું પડે તેને માટે પણ આ પ્રમાણેનું પોસ્ટેજ વધારે છે એમ અમને જણાય છે જેથી માત્ર અર્ધો આનો જ રાખ્યો છે બુકપોસ્ટથી મોકલીને એક કાર્ડ લખવાનો અમારો રિવાજ છે તે પ્રમાણે કાર્ડ લખીશું નહીં પણ માત્ર પુસ્તક જ મોકલીશું જે સાંભળી મંગાવવા ઇચ્છે તેમણે ચાર પ્રતનો અર્ધો આનો અને આઠ પ્રતનો એક આનો એ પ્રમાણે પોસ્ટેજની ટીકીટ મોકલી આપવી

— જે બે સદ્ગૃહસ્થોને અમે આ સંધ્યાવંદનનું પુસ્તક અર્પણ કર્યું છે તેમની હજી બીજી બે હજાર પ્રત નીકળી શકે તેના પૈસા સીલક છે રોજ આ પુસ્તકની પ્રજાવર્ગ તરફથી માગણી આવે છે. અમારી ઇચ્છા હાલના જમાનામાં પ્રજાને ઉપયોગી થાય તેવું આ સંબંધમાં એક પુસ્તક લખવાની હતી જે પરમેશ્વરની કૃપાથી સિદ્ધ થઇ છે, એમ અમને લાગે છે એમાંદ લાખ પ્રત પ્રજાવર્ગમાં વહેંચાય એવી અમારી ઇચ્છા છે આ સંબંધમાં જેમને યોગ્ય જણાય તેમણે યથાશક્તિ સહાય કરવી

× × × × ×

—— વડોદરામાંથી રા રા શાસ્ત્રી મગનલાલ દલસુખરામભાઇ લખે છે, કે ' **શરીર, મન અને આત્મા,** એ નામનું પુસ્તક તા ૨૦-૪-૨૦ ના રોજ તથા **સંધ્યાવંદન** એ નામનું પુસ્તક તા ૩૦-૧-૨૧ ના રોજ આપના તરફથી મળ્યું છે **પ્રથમ** પુસ્તક મે સાદ્યંત વાચ્યું હતું, પરંતુ અનિવાર્ય ઉપાધિયોને લીધે કઇ લખી શક્યો ન હતો આ પુસ્તકને માટે જો વધારેથી લખવા ધારીએ તો લખી શકાય તેમ છે, પરંતુ હું સ્વલ્પમાં જ લખું છું એ પુસ્તક પ્રત્યેક સ્ત્રી પુરુષ કાળજી રાખીને વાંચે અને તે પ્રમાણે વર્તે તો નિરામય રહી શરીરને સુદૃઢ રાખી દીર્ઘાયુ ભોગવે, અહિક સુખને સાધન કરી કરી મનોબળથી પરબ્રહ્મના પદને પ્રાપ્ત કરી શકે, એ નિશ્ચય છે '

' સમય પલટાઈ ગયો છે દ્વિજોએ અવનતિનો માર્ગ સ્વીકાર કર્યો છે, અને દુર્દશાનો ઘરમાં વાસ કર્યો છે તેમાંથી સ્વધર્મના શિખરે ચઢાવવા માટે આપે **સંધ્યાવંદન** સ્વલ્પમાં લખી પ્રકટ કરી પ્રથમ પગથીઉં દર્શાવ્યું છે તેથી આપને ધન્યવાદ ઘટે છે દ્વિજો આ પુસ્તકને વાંચી, સમજીને, સ્વધર્મને સંપાદન કરશે તો આપનો શ્રમ સફળ છે શ્રી જગન્નિયંતાને પ્રાર્થના કરું છું, કે દ્વિજોના હિતાર્થે આપ સતત આવો શ્રમ લેતા રહેશો '

——ખેરાળુથી રા રા જોશી મોહનલાલ દલપતરામ લખે છે, કે " આપના તરફથી ચૈત્ર વૈશાખના અંક સાથે શ્રી સંધ્યાવંદન નામનો ત્રયોદશ ઉપહાર મળ્યો તે વાંચવાથી અતિ આનંદ પ્રાપ્ત થયો છે આપનો આવો ભગીરથ પ્રયત્ન જોઇને હું ઘણો જ ખુશી થાઉં છું તેમજ પ્રાતઃકાલના અંક વાંચવા શરૂ કરું છું કે તરત જ મનની સ્થિતિ આનંદમાં આવી જાય છે મને લાગે છે કે આપની રચના ઘણી કલ્યાણકારક છે તે પરિણામે જ ભ્રમણાનો ફેરો ટાળી નાખશે એમ લાગે છે અને તેથી આપનો ઉપકાર માનું છું "

——બુદ્ધિપ્રકાશ નામનું પત્ર લખે છે કે ' સમાજવ્યવહારમાં ઘણો ફેરફાર થઇ જવાથી ઘણાએ સંધ્યાપૂજા કરી શકતા નથી, એટલું જ નહીં પણ કેટલાકને તો તે વિષયનું જ્ઞાન પણ હોતું નથી મનુષ્યની ઉન્નતિને માટે ધર્મની ખરી જરૂર છે, તેમા

સધ્યાવદન પણ બહુ ઉપકારક છે તેથી મનની શુદ્ધિ, પવિત્રતા અને એકાગ્રતા પ્રાપ્ત થાય છે એવી સુદર વસ્તુનો લય થાય તે ખરેખર શોચનીય છે શા પ હિતે પ્રસ્તુત પુસ્તક પ્રસિદ્ધ કરી સ્તુત્ય કાર્ય કર્યું છે અમે ઇચ્છીએ છીએ કે સસ્કારી જનો તેનો બહોળો લાભ લે '

——માણસાથી એક સજ્જન લખે છે, કે "અરેરે! બ્રાહ્મણોના વાસ્તવિક ધર્મ માટેની લાગણી જોઇ મને હર્ષાશ્રુ આવે છે! જીદગી પર્યંતનુ મારૂ એક સ્વપ્નુ-હાલના બ્રાહ્મણ બધુઓને પોતાના વાસ્તવિક ધર્મનુ યથાસ્થિત ભાન કરાવવાનુ—તે આપના હાથે ખરૂ પડતાં મને અપૂર્વ સતોષ થાય છે "

' ઇડર સ્ટેસ્થાન તાબે બરોડીના મારા એક સન્મિત્ર અમથારામ લીલાધર વ્યાસની મદદથી ઇડર ભૂમિમાના બે હજાર ,ભૂદેવોને માટે મેં દશેક વર્ષ પહેલાં કેટલોક પરિશ્રમ કરેલો ભાઇ અમથારામ તે પછી ગત થવા મારા ઉપર અનેક સાસારિક વિઘ્ન નાઓથી હુ હતાશ જેવો થઇ ગયો ત્યા પછી દેશ માવ સ્થિતિએ પણ રૂપાંતર કર્યું! એટલે જે આશાઓ માત્ર આકાશ કુસુમવત્ આ દેહે લાગી તેનો સાક્ષાત્કાર કરવાનો ચમત્કાર આપસમાં પ્રભુકૃપાથી દેવ પુરો કરવા માંડી છે તેથી બ્રાહ્મણ ધર્મના ડગમગતા નાવને મોટો આશ્રય મળ્યો છે, આશ્વાસન મળ્યુ છે હવે માત્ર સ્વધર્માનુરાગી દ્રવ્યવાન્ પુરુષોએ આપને આ કાર્યમા મદદ કરવાની જરૂર છે "

" વર્ણવ્યવસ્થાના મારા લેખસબધમ આપને પૂરૂ સમજાણી શક્યો નથી એ નામની એક ચાલુ વાર્તા ગુજરાતી પત્રમાં આવતી હતી તે કેટલાક વખતથી બધ થઇ છે, કારણ કે હુ અરવો કલોરોફોર્મ સુઘાડેલા મનુષ્યની પેઠે અમુક વખત જાણે સમાધિસ્થ હોઉં તેમ પડી રહ્યો જાગીને જોઉ તો જગત્ તો જાણે અનેક પ્રકારની આડી અને અવળી પ્રવૃત્તિઓથી હચમચી રહ્યુ છે દશકામા થાય તે મર્યો દિવસોમાં થતા જણાય છે એટલે એ વાર્તા તો એ પત્રમાં જ પાછી આવશે પણ સમગ્ર બ્રાહ્મણોના એકીકરણનો પ્રશ્ન આપ કૃપા કરી પુન ઉપાડી તેમા આપનુ અપૂર્વ સામર્થ્ય રેડો એવી મારી પ્રાર્થના છે '

" હિમાલયના શિખરની શોધ થવા માડી છે, આત્મબળમાં રહેલી શક્તિઓ સમજાવવાના ભગીરથ પ્રયત્નો થાય છે તથાપિ જે દિવસે ગુજરાતના સમગ્ર બ્રાહ્મણો એક થશે તે દિવસ જૂદો જ ઉગશે આધુનિક સમયના મહાપુરુષો જ્યાં જ્યાં હોય-પર્વતની ગુફામાં રહેલા મહાત્માઓ ન યા ધુણી લગાવી બેઠા હોય તે તમામની શક્તિઓના અમુક ભાગ આ દેશોદયના મહત્ માર્ગમા ખરચાય અને પરિણામે ગુજરાતના બ્રાહ્મણો એક થઇ જાય તો ભારતવર્ષમાં જાતિઓનો મનમે બીજે તો ઓછો છે એટલે ઉન્નતિને માટે પ્રયત્નો નહિ કરવા પડે-ઉન્નતિ આપણુને પૂછવા આવશે શ્રી **સધ્યાવદન** ની **દશ** પ્રત મોકલી આપશો જી '

——આ સજ્જન પોતાના ઉદ્ગાર કાઢે છે તે યથાર્થ છે બ્રાહ્મણોને માટે મને ઘણી લાગણી છે અને ઇશ્વરેચ્છાથી બ્રાહ્મણોની ઉન્નતિને માટે મારાથી બને તે પ્રયત્ન કરવાની મોરી ઇચ્છા છે મારી પોતાની સસારિક ઉપાધિઓ મારા કર્તવ્યના માર્ગમા હિમાલયની

પેડે આડે પડેલી છે આ ઉપાધિઓને હુ ઓળગતો જાઉં છુ તેમ તેમ આવા કાર્યમા મારો સમય અધિક રોકાતો જઉં છુ બ્રાહ્મણોની ઉન્નતિના સબધમા એક સ્વતત્ર લેખ લખવાની મારી ઇચ્છા છે, જે અવકાશ મળતા હુ લખીશ ભલે બીજા ગમે તેમ માનો અને ગમે તેમ કરો, પરતુ જ્યાંસુધી બ્રાહ્મણો સ્વકર્તવ્યમા જાગ્રત્ થયા નથી ત્યાસુધી આ દેશનો ઉદ્ધાર નથી આ સબધમાં અત્ર અધિક કહેવુ અસ્થાને છે

——વર્ણાશ્રમ વગેરે સબધમા એક સ્વતત્ર પુસ્તક જ પ્રસિદ્ધ કરવાની ઇચ્છા છે, અને તેઓના માટે જ પ્રાત કાલમાં "સસારસુધારો" એ નામનો લેખ શરૂ કર્યો છે તેમાં ક્રમે ક્રમે એ સબધમા લખાશે અને પછી તેને સ્વતત્ર પુસ્તકના રૂપમા પ્રસિધ્ધ કરવા ઇચ્છા છે

——આવા શુદ્ધ સનાતન ધર્મના સ્વરૂપને અને રહસ્યને દર્શાવનારાં અનેક પુસ્તકો પ્રસિદ્ધ કરવાની ઇચ્છા છે આ કાર્યને માટે મારા વિચારપ્રમાણે એક કરોડ રૂપૈયાનુ ફડ જોઇએ કે જેના વ્યાજમાથી આવા કાર્ય કરી શકાય આ પ્રમાણેની વ્યવસ્થા હોય તો આ પ્રકારના પુસ્તકોની ઘણી સખ્યા પ્રસિદ્ધ થઇ શકે તેમને સસ્તી કિમતે વેચી શકાય, તથા તેનાં અગ્રેજી, મરાઠી હીદી બગાળી વગેરે પ્રત્યેક ભાષામા ભાષાતર થઇ શકે અને તે પ્રમાણે થતા આખા હિદુસ્થાનમા વિચારોનું પરિવર્તન થઇ શકે

——સુધારાવાળા કે જેમનો પાયો પ્રકૃતિની વિરુદ્ધ છે અને જેમના સિદ્ધાંતો અને વિચારો સત્યથી પ્રતિકૂળ છે તથા જે લાભ નહિ કરતા હાનિ કરનાર છે, તે લોકો પોતાના વિચારોનો પ્રસાર કરવાને જેટલો પરિશ્રમ કરે છે, અને જેટલો પૈસાનો ભોગ આપે છે, તેના સોમા ભાગનો પરિશ્રમ સનાતન ધર્માવલબી મનુષ્યો કરતા નથી તથા સોમા ભાગનો પણ પૈસાનો ભોગ આપતા નથી ! આ લોકો આળસમાં ઉંઘે છે પણ બીજી બાજુથી સુધારાવાળા પોતાના કાર્યમાં કેટલી પ્રગતિ કરતા જાય છે, તેની આમને કશી જ ખબર નથી અગ્રેજી રાજ્ય થયા પછી જમાનો પલટાઇ ગયો છે અગ્રેજી કેળવણીના પ્રભાવવડે આર્યપ્રજા અનાર્યજેવી થઇ રહી છે મનુષ્યોનાં મન એવાં વિચિત્ર થઇ રહ્યાં છે, અને આર્યસંસ્કારે થી રહિત થઇ રહ્યા છે કે તેમને જે કહેવામા આવે તેનો સ્વીકાર કરી લે છે તેમને કહેવામા આવે કે ટેબલ ઉપર જમવાથી શી હાનિ છે તો તે તેનો સ્વીકાર કરે છે, તેમને કહેવામાં આવે કે દારૂ એ તો વનસ્પતિનો રસ છે, તો તેને પીવાને કાઇ અડચણ નથી તો તેનો તે સ્વીકાર કરી લે છે આવી પ્રજાની સ્થિતિ છે પરતુ જેમ સુધારાવાળા પોતાના વિચારોને જણાવે છે તેમ ધર્મશીલ મનુષ્યો પોતાના વિચાર તે જ પ્રમાણે પ્રજાને જણાવે તો તેનો પણ તે સ્વીકાર કરી લે છે આવા જ કોઇ ઉદ્દેશથી પ્રાત કાલ કાઢવામાં આવે છે

——કેટલાક સજ્જનો આજ પાચ છ વર્ષથી અમારા કાર્યને યથાશક્તિ સાહાય્ય કરી રહ્યા છે અને તેઓ સીધે જ તે નીભે છે પણ આ સાહાય્ય કરનારની સખ્યા પ્રતિ વર્ષ વધવાને બદલે ઘટે છે ! જેમણે અમને હમેશાં સાહાય્ય કરવાનુ વચન આપ્યુ હોય છે તેવા સજ્જનોને જ્યારે પત્ર લખવામાં આવે છે, ત્યારે તે ઉત્તર જ આપતા નથી ! આવા સજ્જનોને અમે પુન લખતા જ નથી કારણ કે દીનતાથી ભીખ માગવી એને અમે પસદ કરતા નથી આવી ભીખ અમારે ન માગવી પડે માટે અમે ઈશ્વરના આગળ જ

પકડી શકાતો, એનુ આ જ્વલંત ઉદાહરણ છે રાગ ખરેખર ! અંધ બનાવી દે છે હવે તો આપના તરફથી જે સૂચના થશે તે દર્પણે પાળીશ /હંમેશા સર્વ સાથે રહેવાનુ ક્રમભાગ્ય પણ મારા ભાગ્યે ચેઠિતુ છે નહિતો ખરેખર ! અત્યારસુધીમાં હુ મારા આત્માનો બહુ વિનાસ કરી ચૂક્યો હોત ”

એક મનુષ્ય ઝાડના થડને બાથ ભરીને પકડે અને પછીથી એવી ખમો પાડે કે મને કોઇ છોડાવોર છોડાવો, તેના જેવુ આ સર્જુનનુ કહેવુ મને તો લાગે છે, બીજા મનુષ્ય તેને કહે કે ભાઇ ! ઝાડે તને પકડયો નથી પણ તે ઝાડને પકડયુ છે, અને જો તુ તેને છોડી દે તો છુટો થઇ શકે તેમ છે પરતુ તે મનુષ્ય માને છે, કે મને જ ઝાડ પકડયો છે અને તે મને છોડતુ નથી પરતુ સત્ય વાર્તા એ છે કે ઝાડને તેણે જ પકડ્યુ છે આનો માત્ર એક જ ઉપાય હોઇ શક, કે ઝાડને ભરેલી બાથ તેણે છોડી દેવી દુ ખથી છુટવાનો આ જ માર્ગ છે નાન્ય પથાવિદ્યતે જ્ઞાનવિના મુક્તિ નથી, એ નક્કી સમજવુ

મે તમને લખ્યુ છે જ કે તમારે તમારી સ્ત્રીથી દૂર રહેવુ મહિનામાં પદર દિવસ પરગામ જઇ આવો અથવા બીજે રહેવાનુ રાખો પૈસાના કરતા આરોગ્ય આયુષ્યની કિંમત વધારે ગણો આ માર્ગ તમારે લેવો જ જોઇએ માંદા મનુષ્યની પાસે જે પદાર્થો તેને ખાવાના નથી તે રાખવામાં આવે તો તે ખાધા વિના રહી શકતો નથી તેનો એક જ ઉપાય છે કે જે પદાર્થો તેને ખાવામાં આપવાના નથી તે પદાર્થો તેનાથી દૂર રાખવા તેની દૃષ્ટિએ ન પડવા દેવા, અને જો તે પદાર્થો તેની પાસેથી દૂર ન ખસેડી શકાતા હોય તો તે માંદા મનુષ્યને ત્યાંથી દૂર ખસેડવો

વળી બીજી વાર્તા મને એ વધારે દુ ખદ લાગે છે કે શા માટે મનુષ્યો પોતાનુ ધાર્યું નહિ કરી શકતા હોય, ઠીક છે જ્યાંસુધી આપણે ધારીએ, કે આપણે અમુક કર્તવ્ય નથી કરવુ, ત્યાં સુધી ભલે ગમે તેમ ચાલે પરતુ જ્યા આપણે નિશ્ચય કર્યો કે અમુક કરવુ છે ત્યાં પછી આકાશ તુટી પડે તો પડવા દેવુ પણ તે નિશ્ચયને છોડવો નહિ મારા વિચારપ્રમાણે તો આવી પરતત્ર દશામા રહેવુ તેના કરતાં મરણ વધારે સારૂ છે

શરીરના અને ઇંદ્રિયોના વિચાર તમે છોડી દો માત્ર એક આત્માનો જ વિચાર કરો, બ્રહ્મચર્ય ન પળાય કે ગમે તે થાય પણ સર્વાવસ્થામાં માત્ર આત્માના જ વિચાર કરો હુ આ શરીર તથા મનથી પર છુ એ પ્રમાણે તમને ન્યારા જુઓ. તમે અખડ અવિનાશી છો એ પ્રમાણે માનો, અને આ શરીર તથા મનના ચાલકપાલક તમે છો એ પ્રમાણે માનો શરીર અને મન એ તમારા આત્માના કાર્ય કરવાનાં દ્વાર છે એમ માનો અને તેમને વશ વર્તો નહિ પણ આત્મવિચારે તેમને વશ વર્તાવો, તેમની સાચી સત્તા નથી પણ તમારી તમારા આત્માની સાચી સત્તા છે એમ દૃઢ માનો. આ જ જ્ઞાન મનુષ્યને અને જીવમાત્રને દુ ખથી મૂકાવનાર છે એ દૃઢ કરી માનજો

શ્રી ભગવદ્ગીતામાં શ્રી કૃષ્ણભગવાન આજ બોધ અર્જુનને કરે છે સ્વધર્મે નિધન શ્રેય પરધર્મો ભયાવહઃ—સ્વધર્મમાં શ્રેય છે પણ પરધર્મ ભયાવહ છે આ વચનનો વાસ્તવ અર્થ આ પ્રમાણે છે સ્વધર્મ એટલે આત્માનો ધર્મ, અને પરધર્મ એટલે

દેહ તથા ઇંદ્રિયોના ધર્મ દેહ અને ઇંદ્રિયો એ આત્માથી પર છે અને તેના ધર્મ તે પર ધર્મ છે આ પરધર્મો ભયાવહ છે, અને રોગ વૃદ્ધાવસ્થા તથા મરણને ઉપજાવનાર છે તથા વારવાર જન્મમરણરૂપી ઘટમાળમાં પ્રવર્તાવનાર છે જ્યાસુધી મનુષ્ય આ પરધર્મને અનુસરે છે ત્યાંસુધી તેના દુ ખો અને જન્મ મરણરૂપી ફેરા ઉભા જ રહે છે જ્યારે તે સ્વ ધર્મને અનુસરે છે ત્યારે તેનાં દુ ખમાત્ર દૂર થઇ રહે છે આટના માટે જ શ્રી કૃષ્ણ ભગવાન્ કહે છે કે સ્વધર્મને અનુસરતાં મરણ આવતુ હોય તો તે શ્રેયસ્કર છે, પણ પરધર્મને અનુસરતા જીવન ટકતુ હોય તો તે યોગ્ય નથી

આત્માના જ વિચાર કરો, તેમા જ સ્થિતિ કરો, અને તેમાથી કદી પણ ચ્યુતિ ન પામો. જે થવાનુ હોય તે થાય, પણ આત્માના ધર્મને ત્યજો નહિ હુ અમુક ગુણધર્મવાળો આત્મા છુ, એ જ વિચારને અખંડ સેવો શરીર અને મનના વિચારને છોડી દો આત્મ વિચારે જ ઉદ્ધારને પામો અમુક નથી થઇ શકે તેમ કદી પણ માને નહિ, દુર્બળતાને કદી પણ સેવો નહિ તમારા સામર્થ્યનો હમેશા સ્વીકાર કરો આત્મવિચારમા જ નિરતર રત રહો. શરીર અને મનના વિચારને છોડી દો

આ માનવદેહ એ એક જીવનસંગ્રામજેવો છે શ્રી કૃષ્ણ ભગવાને અર્જુનને કરેલો બોધ આ જીવનસંગ્રામમાં જય કરવા માટે જ હતો જીવનપર્યંત લડો સાચા ક્ષત્રિયની પેઠે લડો. ખરી રીતે મનુષ્યમાત્ર ક્ષત્રિય છે કારણ કે તેને જીવનપર્યંત જ્યા સુધી તે અજાતશત્રુ થઇ રહે ત્યાપર્યંત લડવાનુ છે કાં તો આ યુદ્ધમાં મરો કે કા તો વિજયને પામો. પણ કાપુરુષ બની કદી પણ પાછા હઠો નહિ, દુર્બળ બનીને પાછા હઠવુ અને આ તો મારાથી નથી બની શકતું, એ પ્રમાણે માનીને બેસવુ અને પરતત્ત્રતાનાળુ દુ ખમ જીવન ગાળવુ તેના કરતાં તો ઉપર જણાવ્યાપ્રમાણે સ્વધર્મને અનુસરતા સંગ્રામમા મરણને પામવુ એ જ શ્રેયસ્કર છે. હજારવાર પરાજય થાય તો ભલે થાય તમે પુન લડો હજાર ને એક વાર લડો, હજી પણ પરાજય થાય તો પુન લડો પરાજયને ન જુઓ માત્ર વિજયપ્રતિ જ દૃષ્ટિ રાખો આપણે વિજય જોઇએ છીએ તો વિજયને જ જોવો આ પ્રમાણે વિજયને જોતાં આયુષ્ ભલે ખપી જતુ હોય તો ખપી જાય આ જીવનમાં વિજય મળ્યો તોએ ઠીક અને ન મળ્યો તોએ ઠીક પણ જોવાનુ એટલુ જ છે કે આપણે યુદ્ધ કર્યું છે કે નહિ જેણે યુદ્ધ કર્યું છે, તેને વિજય ન મળે તો પણ તેને વિજય મળ્યાતુલ્ય જ છે આપણુ કર્તવ્ય માત્ર સંગ્રામ કરવાનુ છે કર્મણ્યેવાધિકારસ્તે —કર્મમાં જ તારો અધિકાર છે જીવન પર્યંત યુદ્ધ કરો, અને પરિપુ તથા દુર્બળતાને જીતો ન જીતાય તો તેનો જય કરતાં કરતા મરણ પામો, પણ દુર્બળ બની આ તો મારાથી નથી થતુ એવુ કદી પણ ન બોલો એવા કાપુરુષ કદી પણ ન થાઓ આથી અધિક તમને શુ કહુ ?

× × × × ×

——કાસરાથી એક સજ્જન લખે છે કે, ન્યાતના લોકો આવા છે આવા દુષ્ટ અને કપટી માણસોનો સસર્ગ હવે હુ નહિ રાખુ અને આવી તંગી સ્થિતિમાથી પરમાત્મા છુટો કરે એટલે થયુ ભલે હુ એકને ઘેર રહીશ પણ હવે હુ આ બંધનમા રહેવા ઇચ્છતો નથી. વિ૦"

સૂચવનાર છે અને તે કેવલ રૂપ છે જ્યાંસુધી આ પૃથ્વીઉપર યજ્ઞયાગાદિક ક્રિયાઓ થતી હતી ત્યાંસુધી યોગ્ય વૃષ્ટિ થતી હતી જ્યારથી તે ક્રિયાઓનો લોપ થતો ચાલ્યો છે ત્યારથી વૃષ્ટિ પણ અનિયમિત થતી ગઈ છે તથા પ્રમાણમાં ન્યૂન થતી ગઇ છે બીજુ તો નહિ પણ અજમાંએહતી ખાતર પણ કેટલેક વખત યજ્ઞો કરી જોવામાં આવે તો પણ સંભવ છે, કે એ તે શાસ્ત્રોનું પેટ ભરવામાટે કહેવામા આવ્યુ છે, કે તેમા કંઈ સત્ય રહેલુ છે

—અન્ન અને પાણીનુ મનુષ્ય કે જે ઈશ્વરનો અંશ કહેવાય છે તથા જે આ ભૂતલપર ઉત્કૃષ્ટ પ્રાણી છે તેને … પડે અને તેના વિના તે મરી જાય, એથી તે તેની અધોગતિની બીજી કઇ વિશેષ નિકૃષ્ટ દશા હોઇ શકે! હદ થઈ એક શેર અન્ન ખાવાને જોઈએ તે મનુષ્યને ન મળે એથી તેની કંઈ બીજી વિશેષ અવનતિ થવાની હતી!

—આ સર્વ પરિણામ તેના પાપકર્મનો જ છે તેણે પોતાના પ્રતિબિંબ જોવું જોઇએ, અને તેમા જ સુધારો કરવો જોઇએ તેના દુઃખમાનનુ કારણ આ જ છે તે બીજે આ કારણને શોધતો હોય તો તે ભૂલ જ કરે છે અને તે તેની ભ્રાંતિ જ છે અધિક શુ કહીએ!

# प्रकीर्ण सद्विचारसंग्रह

એક પુષ્પવૃક્ષને મે એક દિવસે પૂછ્યું કે અમે તમારાં પુષ્પ નિત્ય-નિત્ય તોડી લેઈએ છીએ તેથી તમને દુખ થતું નથી અને તેથી તમને કંટાળો આવતો નથી ? સવાર પડી કે તમારે પુષ્પ આપવાં અને અમારે સવાર પડી કે તે તોડી લેવાં એવો ક્રમ હમેશા ચાલે છે તે પુષ્પવૃક્ષે ઉત્તર આપ્યું, ના જી, તેવું કંઈ જ થતું નથી પરંતુ ઉલટો આનંદ થાય છે અમને અમારૂં જીવન ધન્ય લાગે છે, કે અમારાં પુષ્પ બીજાના ઉપયોગમાં આવે છે સવાર પડી એટલે અમે વાટ જ જોઈએ છીએ કે કોઈ અમારાં પુષ્પ તોડી લે છે, અને તેનો કાંઈ ઉપયોગ કરે છે કારણ કે તેમ ન કરવામાં આવે તો તે પુષ્પનો એની મેળે જ વિનાશ થાય છે જેથી અમે પદાર્થોની દાન ભોગ અને નાશ એવી જે ત્રણ ગતિ થાય છે તેમાંથી દાનની ગતિને સ્વીકારો છે

મનુષ્ય શું આ પુષ્પવૃક્ષઉપરથી કંઈ બોધ લેઈ શકે છે ?

\+ + + + +

જે મનુષ્યોની સો સવાસો કે તેથી પણ વધારે કમાણી હોય છે તેવા મનુષ્યો પાસે કોઈ બે પાંચ રૂપિયા માગતા હોય છે તો તે કહે છે કે 'આ મહિને સવડ નથી', હવે આવતે મહિને આપીશ આ પ્રમાણે વાયદા કરવામાં જ તે બાર મહિના કાઢી નાખે છે

આવા મનુષ્યોની સ્થિતિ મને દયાજનક લાગે છે કાં તો તમે તમારી કમાણી વધારો કે કાંતો ખરચ ઘટાડો પણ એવી બુમો મનુષ્યજેવા વિચારશીલ થઈને કદી પણ ન પાડો કે અમારૂં પૂરૂં થતું નથી સત્ય છે કે મોંઘવારી ઘણી છે પણ તેથી શું ? તે મોંઘવારીમાં પણ નિર્વાહ કરી લેવો જોઈએ અથવા તેમાં પણ નિર્વાહ કરી લેતાં શીખવું જોઈએ પરંતુ તેમ નહિ કરતા અમારૂં પૂરૂં થતું નથી ખરચ બહુ થઈ જાય છે, એ પ્રમાણે બુમો પાડવી એતો તદ્દન અયોગ્ય જ છે તમે કહેશો કે અમે શું કરીએ ? ઘી દુધ ન ખાઈએ ? કપડાં સારાં ન પહેરીએ ? ધાબેનાં કપડાં ન પહેરીએ ? હા, જો તમારી કમાણીની અંદર તમારૂં પૂરૂં ન થતું હોય તો ઘી દુધ ખાવાનું છોડી દો હલકું અનાજ ખાઓ, બે વખત ન મળે તો એક વખત ખાઓ કપડ હાથે ધોઈને પહેરો ખાદીનાં કપડાં પહેરો પણ કોઈ પણ રીતે કમાણીથી વધારે ખરચ ન વધવા દો અને તે યોગ્ય ન જણાતું હોય તો કમાણી વધારો ન્યાયનીતિના માર્ગે વહીને કમાણી વધારો પણ પરતંત્રપણે જીવન ન ગાળો તમે ઈશ્વરના અંશ થઈને પરતંત્રતામાં જીવન પૂરૂં ન કરો તમારી સ્થિતિના તમે કદી પણ ગુલામ ન બનો પણ તેને તમારે વશ વર્તાવો પરતંત્રપણે જીવનને ખરાબ કરો નહિ પણ તેને ઉન્નત કરો.

\+ + + + +

એક રાત્રે થોડો વર્ષાદ થયો હતો મારા નાના સરખા બાગમાં બે ત્રણ મોગરાના ઝાડ હતાં તેમને તે પૂર્વે બીલકુલ પુષ્પ આવત નહતા પણ આગલા થોડા વર્ષાદની પણ તેના ઉપર એ અસર થઇ કે તે હજુસુધી રોજ પુષ્પ આપ્યા કરે છે તેને એકદમ જ નવી કળીઓ આવી ગઇ જે નિત્ય ખીલે છે હુ આ મોગરાને તે પૂર્વે ઘણુએ પાણી પાતો હતો પણ તેની કંઇ જ અસર થતી નહતી, અને ઉનાળાના આરંભમા થોડા પુષ્પ આવીને પાછી તદન બંધ થઇ ગયા હતા

મનુષ્ય પ્રયત્ન કરીને ગમે તેટલુ મેળવે, પણ ઇશ્વરના અનુગ્રહદ્વારા જે કંઇ મળે છે તેની બલીહારી જુદી જ હોય છે મનુષ્યના પ્રયત્નથી હજારો રૂપૈયા મળે પણ ઇશ્વરના અનુગ્રહથી પ્રાપ્ત થતી કોઇ લક્ષ્મીમાં અદ્ભુત વિશેષતા હોય છે, એ જેમને અનુભવ થયો હોય છે તે જ સમજી શકે છે ઇશ્વર જે કંઇ આપે છે તેથી મનુષ્યનુ હમેશને માટે દારિદ્ર્ય ટળી રહે છે મેળવો તો ઇશ્વર પાસેથી જ મેળવો તેમા જ આનંદ છે ઇશ્વરની સાથે જ સંબંધ બાંધો તો બાંધો અને તેમના સબંધદ્વારા જે મળે તેનો અનુભવ કરી જુઓ તેમ કરતાં તમને બીજુ બધુ નિ:સાર જણાશે ઇશ્વર જ્યારે આપે છે ત્યારે મનુષ્યની નિરંતરની ભુખ ભાગે છે તેને તેનાવડે કોઇ અપૂર્વ જ તૃપ્તિ થાય છે

× + + + ×

---

# जोइए छे

૧ પ્રાત:કાલ-મંદિર માટે ગુજરાતી પ્રીંટીંગ પ્રેસના ગુજરાતી મહાભારતના પ્રથમ બે ભાગની જરૂર છે જે મુલ્ય હશે તે અમે આપીશુ

૨ પ્રાત:કાલનો એકથી ૧૫ વર્ષ સુધીના પાઠનાં વર્ષો જોઇએ છીએ જેમને વેચવાનાં હોય તેમણે કૃપા કરી લખી જણાવવુ અમારી ઓફીસ કોપીઓને ઉધાઇ ખાઇ જવાથી જરૂર છે

૩ મહાકાલના જુના અંકો પણ જેમને વેચવા હશે તેમણે પણ અમને લખી જણાવવા કૃપા કરવી

व्यवस्थापक प्रात:काल-वडोदरा

# શંકાસમાધાન

શંકા——ગયું વર્ષ બહુ ખરાબ ગયું છે પરાણે તે પુરૂં કર્યું છે આ વર્ષે હજી સુધી વર્ષાદ નથી જો આ વર્ષે વર્ષાદ નહિ આવે તો પરિણામ બહુ જ ખરાબ આવશે ગામડાંમાં તો પીવાને પાણી પણ નથી તો પ્રથમ તો પાણીવિના જ ઢોર તથા મનુષ્યો મરી જશે તેમ જ અન્નવિના પણ લાખો મનુષ્યો મરી જશે અને લાખો ઢોર ઘાસવિના મરી જશે આવા સમયમાં ઉપાય પણ શું કરવો ? વરાદ જ નહિ ત્યાં ખેતી પણ શી રીતે પાકે ? ઇશ્વર પણ નિર્દય થયા જણાય છે

સમાધાન——આ વિશ્વમાં જે કર્મ થાય છે તે કર્મના ચોકસ નિયમને અનુસાર થાય છે કર્મના નિયમને ઉલ્લંઘીને કંઇ જ થતું નથી આ વિશ્વ કે જે સર્વજ્ઞ એવા પરમેશ્વરની સત્તાથી ચાલે છે, તેમાં ગપડસપડ કંઇ જ ચાલતું નથી, એ ચોખ્ખું સમજવું જેમ વૃક્ષ પણે તેના મૂળ કારણરૂપે બીજક હોય છે, અને જેમ પ્રત્યેક કાર્યના કારણરૂપે કોઇ પણ કારણ વિદ્યમાન હોય છે તેમ પ્રજાની વર્તમાન સ્થિતિ થવામાં પ્રજાના પૂર્વ કર્મ વિદ્યમાન હોવાં ઘટે છે જ્યારે પ્રજાને સુખ આવે ત્યારે જાણવું, કે તેના તે સુખને પ્રગટાવનાર પુણ્ય કર્મ વિદ્યમાન હતા, અને જ્યારે તેને દુઃખ આવે ત્યારે જાણવું કે તે પ્રકારની સ્થિતિ તેની લાવનાર પાપકર્મ વિદ્યમાન હશે કર્મનો નિયમ બહુ બળવાનપણે અને બહુ ચોકસાઇ પણે આ વિશ્વમાં પ્રવર્તે છે કંઇ પણ કારણવિના પ્રજાને સુખદુઃખ આવતું નથી

શંકા——એ તો ખરૂં, પણ હવે શું ? જે કર્મ થવાના હતા તે તો થઇ ગયા હવે તે કંઇ ફરી શકે તેમ છે ? પણ તમે પ્રજાને આ સ્થિતિમાં સુખ મળે તેવો કોઇ માર્ગ દર્શાવી શકો છો ? અને તેવો કોઇ માર્ગ દર્શાવી શકતા હો તો જ કંઇ કામનું છે નહિ તો કર્મનો નિયમ જાણવાથી શો અર્થ છે ?

સમાધાન——નહિ કેમ, કર્મનો નિયમ જાણવાથી ઘણો અર્થ છે અને ઘણો લાભ છે જો પ્રજા જાણે કે કર્મથી જ સુખદુઃખ આવે છે તો તે જે કર્મ દુઃખને ફળરૂપે પ્રકટાવનાર છે તેવાં કર્મને જાણીને તેમાથી નિવૃત્તિ સેવે છે, અને જે કર્મ સુખને આપનાર છે તેવા કર્મને જાણીને તેવા કર્મને તે કરે છે હવે પણ જો પ્રજા જાણે કે અમુક કર્મથી દુઃખ આવે છે અને અમુકથી સુખ આવે છે, અને તે પ્રમાણે જાણીને તે તેવાં દુઃખને આપનાર કર્મથી નિવૃત્ત થાય અને સુખને પ્રકટાવનાર કર્મને સેવે તો તે ભાવિમાં દુઃખી નહિ થતા સુખી જ થાય, અને ઉત્તરોત્તર ઉર્ધ્વ ગતિને જ પામે આ તો હવે પછી સુખી થવાની વાર્તા કહી હવે વર્તમાન સ્થિતિમા તેને કંઈ સુખ મળી શકે તેમ છે કે કેમ અથવા તો વર્તમાન સ્થિતિમા તેનું દુઃખ ટળી શકે તેમ છે કે કેમ તે સબંધમા જણાવવાનું રહ્યું પણ તે પૂર્વે તમે પ્રથમ પ્રશ્નમા ઇશ્વરને નિર્દય કહ્યા છે તે સબંધમાં બે વચનો કહેવાની જરૂર છે ઇશ્વર કદાપિ નિર્દય છે જ નહિ પણ તે દયાના સાગર છે પ્રથમ તો ઇશ્વરને જીવોને દુઃખ આપવાનું કોઇ જ કારણ નથી જો આપણે આપણા બાળકોને અકારણ દુઃખ આપવાને

આજ કેટલા વર્ષથી કેટલા મનુષ્યો દ્વારા પ્રજાનું કલ્યાણ કરવાના અને પ્રજાની ઉન્નતિ કરવાના પ્રયત્નો ચાલી રહ્યા છે છતાં તે આપણે પ્રત્યક્ષ જોઇએ છીએ કે પ્રજાના દુઃખ ઓછાં થવાને બદલે વધે છે, આ જ આ પ્રકારનો પ્રયત્ન કરનાર મનુષ્યોની અયોગ્યતા દર્શાવે છે તથા તેની સાથે તેઓ પણ દર્શાવે છે કે આ મનુષ્યોના આ પ્રયત્નો પણ ઉંધી દિશામાં થાય છે પ્રજાને વાસ્તવ સુખી કરનાર, અને પ્રજાની વાસ્તવ ઉન્નતિ કરનાર પ્રયત્નો જુદા જ છે અને જ્યારે તે કરવામાં આવશે ત્યારે પ્રજાની આવી દયાપાત્ર સ્થિતિ નહિ જ રહે પણ આજે તો ઉપર જણાવ્યાપ્રમાણે પ્રજાનું કલ્યાણ કરવાના પ્રયત્નોના તતુડા દશદિશાએ વાગી રહ્યા છે તેમાં અમારો પીપુડીનો સૂર કોણ સાંભળે તેમ છે ? અસ્તુ

આ સ્થિતિમાં પણ પ્રજાને સુખ શાન્તિ મળી શકે, તેના કષ્ટનું ભાન ઓછું થઇ શકે, તથા તે દુષ્ટ પ્રારબ્ધથી મુક્ત થઇ શકે એવો પણ માર્ગ છે તે માર્ગ તે ઇશ્વરશરણનો છે આ જગતને પરમેશ્વરે ઉત્પન્ન કર્યું છે અને તે જ તેમનું પાલન કરે છે એમ આર્યશાસ્ત્ર અને આર્યજનો સ્વીકારે છે તેમનું આ સ્વીકારવું કપોલકલ્પિત નથી પણ અનુભવ જન્ય છે આ દેશમાં થઇ ગએલા મહાપુરુષોએ પરમેશ્વરનો સાક્ષાત્કાર કરીને પછી જ તેમણે જે જણાવ્યું છે તે જણાવ્યું છે નહિ કે વગર અનુભવે એવી આ પરમેશ્વરને શરણે જવું, એ દુઃખમાંથી દૂર થવાનો ઉત્તમ ઉપાય છે, જે લોકો કે જે પ્રજા ઇશ્વરના અસ્તિત્વનો સ્વીકાર કરતી નથી તે ભલેને ગમે તેટલો પુરુષપ્રયત્ન કરે પરંતુ તે દુઃખી જ રહે છે કારણ કે ઇશ્વરનું અસ્તિત્વ સ્વીકારવાથી તથા તેમને શરણે રીતે તેમનું સ્મરણ ચિંતન કરવાથી જે અનુપમ સુખશાન્તિ અને લાભની પ્રાપ્તિ થાય છે, તે અમને થતી નથી, જેથી તેમનું જીવન આ પ્રકારની અનુપમ સુખશાન્તિ અને લાભનો અનુભવ કર્યા વિના જ પૂરૂં થાય છે ઇશ્વરના અસ્તિત્વનો સ્વીકાર કરવાથી તથા તેમને શરણે રહેવાથી અને તેમનું સ્મરણચિંતન ધ્યાન કરવાથી કેટલી સુખશાન્તિ ઉપજે છે તેનો જેને અનુભવ હોય છે તે જ સમજી શકે છે

આ જગતના આત્મપાલક આ પરમાત્મા જ હોવાથી તે જીવોને પોતાને શરણે આવેલા જાણીને તેમના અન્તઃકરણમાં તે અન્તર્યામીરૂપે રહેલા હોવાથી તેમની મતિમાં એવી પ્રેરણા કરે છે કે તેમની પ્રવૃત્તિ સન્માર્ગમાં જ થાય વળી તે સર્વજ્ઞ હોવાથી જે માર્ગ ભક્તનું દુઃખ ટળે તેવા માર્ગનું તેને ભાન કરાવે છે વળી તે દયાળુ ઇશ્વર પોતાના ભક્તના દુષ્ટ પ્રારબ્ધને પણ પ્રજાળે છે અર્થાત્ ભક્તિવડે દુષ્ટ પ્રારબ્ધનો પણ ક્ષય થાય છે

શ્રીમાન્ નૃસિંહાચાર્યજી કહે છે કે " ભક્તિ સાધન સર્વની મોટું છે, જે આધિને વ્યાધિથી મૂકાવે રે લોલ, " તે પ્રમાણે ભક્તિવડે જીવોના દુઃખમાત્ર ટળે છે વળી તેઓ શ્રી બીજી પંક્તિમાં કહે છે કે " ભક્તિ કરે તેને સુખ શું ન આવે છે " અર્થાત્ ભક્તિ કરનારી તમામ સુખ પ્રાપ્ત થાય છે તેથી દુઃખને ટાળવાનો અને સુખને વરવાનો ઇશ્વરની ભક્તિ એ જ સર્વોત્કૃષ્ટ ઉપાય છે.

હાલની પ્રજાની સ્થિતિ જોઇએ તો જણાય છે, કે બીજા અનેક પ્રયત્નો કરવા છતાં પણ તેમનાં દુઃખ ઓછાં થાય તેવો સંભવ જણાતો નથી આવા વિકટ સમયમાં

ઈશ્વરશરણુ અને સવભાવવડે તેમનુ યજન પૂજન ચિંતન, ધ્યાન, એ જ સર્વોત્કૃષ્ટ ઉપાય છે આ વિના પ્રજાના દુ ખ દૂર થવાનો સભવ નથી પ્રજાનાં ઉત્કટ દુષ્ટ પ્રારબ્ધ ફળ આપવા તે પ્રવૃત્ત થયાં છે, ત્યા ઈશ્વરવિના તેનુ અન્ય કોણુ રક્ષણુ કરી શકે તેમ છે! કોઇ જ નહિ

શ્રી કૃષ્ણુ ભગવાને કહ્યુ છે કે હે અર્જુન! તુ સર્વભાવવડે મારે શરણે આવ અર્થાત્ તુ માર શરણ ગ્રહણુ કર, અને હુ તને સર્વ પાપમાથી મુક્ત કરીશ, તે વચન પ્રમાણે જેના પરિણામમા દુ ખરૂપ ફળ પ્રગટે છે, એવાં હાલની પ્રજાનાં પાપરૂપ કર્મને ભસ્મીભૂત કરનાર એક ઈશ્વરશરણુ અને તેમનો જ આશ્રય સમર્થ છે

શકા——ઈશ્વરનુ સ્મરણ શી રીતે કરવુ ? વેદવાક્યોવડે તેમની સ્તુતિ ઉત્તમ પ્રકારે થઇ શકે છે એમ કહેવાય છે તો બીજી પ્રાકૃત રીતે તેમનુ સ્મરણ ચિતન કરવામાં આવે તો તેથી લાભ થાય છે કે કેમ ?

સમાધાન——આપણી પ્રજાનાં એ મહા સદ્ભાગ્ય છે કે ગળથુથીમાથી જ તેને ઈશ્વરના અસ્તિત્વના સસ્કાર પડે છે, જેથી તે સબધમા આપણી પ્રજાને શકા કરવા જેવુ રહેતુ નથી તેમ છતા પણ જેમના દુષ્ટ પ્રારબ્ધને લેઈ અ ગ્રેજી કેળવણીના સસ્કારે કરીને નાસ્તિકતા પ્રાપ્ત થઇ છે તેમણે આસ્તિક જનોનો સહવાસ સેવીને ઈશ્વરપરાયણતા સેવવી તે સબધમા વિદ્વાન્ અને ભક્તજનોસાથે ચર્ચા કરીને પોતાની શ્રદ્ધાને અધિક દૃઢ કરવી અને એવો કઈ ન થાય તો ઈશ્વર આ જગતમા છે કે નહિ, તેની ખાત્રી કરવા માટે પણ ભક્તિમાર્ગ મા વહી જોવુ આનો પ્રયોગ કરી જોનાર પણ આજે ક્યાં છે? તેવો પ્રયોગ કરી જોવામા આવે તોપણુ પરિણામે આ જગતમા ઇશ્વર છે, એ પ્રકારનો અનુભવ થયાવિના નહિ જ રહે

વેદવાક્યોવડે ઈશ્વરની સ્તુતિ કરવી એ ઉત્તમ છે તોપણુ સર્વથા તે પ્રમાણે આજે બની શકવુ દુર્લભ છે વિરલ અધિકારી મનુષ્યો જ તે પ્રમાણે કરી શકે છે તોપણુ પોતાને રુચે તેવુ ઈશ્વરનુ રામ કૃષ્ણુ નૃસિંહ, વગેરે કોઈપણુ નામથી તેમનુ સ્મરણુ ચિતન ધ્યાન કરવુ, એ પણુ ઓછો લાભ કરનાર નથી માત્ર જે કરવાનુ છે, તે ભક્તિપૂર્વક ભાવપૂર્વક, શ્રદ્ધાપૂર્વક અને અત ઃકરણુની લાગણીપૂર્વક કરવાનુ છે, એ અવશ્ય કરીને સ્મરણુમા રાખવાનુ છે અને આ પ્રમાણે કરેલી ભક્તિ તેમને પહોચે છે અને તે સર્વ પ્રકારના ફળને આપનાર થઇ રહે છે એમા કોઇએ જરા પણુ શકા ધરવી નહિ

શકા——તમે કહોછો તે પ્રમાણે કરવાથી લાભ થશે ખરો ?

સમાધાન——તમે હજી પ્રાત કાલના લખોની મહત્તા અને મૂલ્ય સમજ્યા હો તેમ જણાતુ નથી પ્રાત કાલ તમને કર્તવ્ય પરાયણુ કરવામાટે જ પ્રસિદ્ધ થાય છે માત્ર વાચનનો ક્ષણિક આનદ આપવા માટે તે નિકળતુ નથી એ સત્ય હજી જાણ્યુ તમે કર્તવ્યપરાયણુ અથવા આચારપરાયણ થયા નથી, જેથી જ તમને આવી શકા થાય છે

આપણી પ્રજાના આ પ્રમાદના સ્વભાવને લીધે જ તે અધોગતિમાં રહી છે. તે જાણવાની બાબતમાં શિખરે ચડે છે, પણ આચારની બાબતમાં છેક તળેટીમાં આળોટે છે. તેણે હવે જો ઊંચે જવું હોય અને પોતાનાં દુઃખો દૂર કરીને સુખનો આ જ જન્મમાં અનુભવ કરવો હોય તો તેણે આચારપરાયણ થવું જોઈએ. નાની નાની વાતોને પણ તેણે આચારસિદ્ધ કરવી જોઈએ. આ વિના જીવન વ્યર્થ છે એમ સમજવું.

ઈશ્વર આ જગતમાં છે, તે સર્વજ્ઞ છે, સર્વવ્યાપક છે, સર્વશક્તિમાન્ છે, તથા શરણાગતવત્સલ અને શરણાગતના તથા ભક્તના દુઃખમાત્રને ટાળીને તેમને યથેષ્ટ સુખને આપે છે એ પ્રમાણે આપણે કંઈ નાનપણથી માનીએ છીએ. પણ હું કહું છું, કે તે પ્રમાણે માનવાનો શું અર્થ છે? તેથી આપણને શો લાભ થાય તેમ છે? આ જાણેલાને આપણે આચારસિદ્ધ કરવું જોઈએ તો જ તેની ભલીકારી છે. આપણે જન્મથી છીએ ત્યાં જ રહ્યા છીએ તેનું આ કારણ છે કે આપણે આચારના પ્રદેશમાં જરાપણ આગળ વધ્યા નથી. ઉઠો, પ્રયત્નના પંથે પડો, અને આચારસિદ્ધિના શિખરે પહોંચો ત્યાંપર્યંત વિરમો નહિ. જે માત્ર વાતો જ કરી જાણે છે તેનું જીવન જીવન નથી. પણ તે મનુષ્ય છે જે જાણેલાને આચારમાં ઉતારે છે. તે જ જીવે છે. તમે ગમે તેટલું મહાસાગરજેટલું જાણો પણ તમારી શંકા દૂર થવાની નથી એ નિશ્ચય સમજવું. પરંતુ જો તમે એક બિંદુજેટલું પણ આચારસિદ્ધ કર્યું એટલે તમારી શંકા દૂર થઈ જશે અને તત્ત્વોના ગમના રહસ્યને તમે ઝટિતિ સમજી શકશો. શુભમસ્તુ [illegible]



# પ્લેગના ક્ષેત્રમા આત્મા અને મનનુ તુમુલ યુદ્ધ +

मनएव मनुष्याणा कारण बधमोक्षयो

યૂરોપમાં જે મહાભારત યુદ્ધ ચાલે છે તેના કરતા પણ આ યુદ્ધ ઘણું મોટુ છે આ યુદ્ધના બ ને પક્ષના યોદ્ધાઓ મહાબળવાન્ છે, અને તેમના સામર્થ્ય આપણી શકિતથી ન માપી શકાય તેવા છે

આ ક્ષેત્રમાં મારે જ વાનુ હતુ પ્રથમ તો એમ થતુ કે, અહો ! એમાં શુ ? ત્યાં કોઇ જાતનો ભય નથી હુ તો અજર છુ, અમર છુ, નિત્ય છુ, નિરામય છુ, શાશ્વત્ છુ અને આના જ બીજા લક્ષણોવાળો છુ, તો મને કોણ અપાય કરી શકે તેમ છે ? પ્રત્યેક યુદ્ધમાં જનારને આ જ પ્રમાણે પ્રથમ થાય છે, પણ જ્યા તે યુદ્ધમા ઉતરે છે, અને જ્યા તેનો પ્રારભ થાય છે, ત્યા પછી આ સદ્‌વિચારો ક્યાંએ અદ્રશ્ય થઇ જાય છે તે જણાતુ નથી

ઠીક અર્ધો પથ કપાયો તે ઠેકાણે માર્ગમાં પ્રથમ એક વ્યક્તિ મળી તેણે કહ્યું, કે હવે સારૂ છે આ । તમે જ્યાં જાઓ છો ત્યાં જવામાં અડચણ નથી આ વાકયો સાંભળીને પૂર્વે કરેલા વિચાર જાણે દૃઢ થયા અને હું નિત્ય નિર્ભય છુ એ વગેરે વિચાર અધિક દૃઢ થતા જણાયા વળી થોડીવાર પછી અ ય એક વ્યક્તિ મળી, તેણે કહ્યું, હજી જવાજેવુ નથી તમે રહો છો તે જ ભાગમાં વણો પ્લેગ ચાલે છે, અને લોકો ટપોટપ મરી જાય છે આ વિચારનો પ્રવાહ અંતરમા ઉતર્યો અને તેથી વળી જૂદી જ અતઃકરણમા સ્થિતિ ઉપજાવી પુન ભય થયો એક વખત અતરમાં ભય ઉપજે તેને વળી સદ્‌વિચારે દૂર કરવામા આવે કે પુન તે જ લાગ પાછો દેખા દે આ ભયના વિચારની પેલી પાર જઇને સ્વરૂપમાં એક ક્ષણ સ્થિતિ કરુ પણ વળી બીજે જ ક્ષણે દેહસ્વરૂપમાં જાગ્રત્ થવાનુ અને ભય ક્લેશનુ ભાન થતુ આ પ્રકારની અત કરણમાં ગડમથન ચાલ્યા જ કરતી બીજા અનેક મનુષ્યો મળતાં તેમની સાથે વાતચિત થતી હતી, પણ અતરમાં તો ઉપર જણાવ્યા તેવા બે પ્રકારના વિચારોની ગડમથન ચાલી જ રહી હતી

આ સ્થિતિમાં જેને આપણે આપણુ મારૂ, કે પોતાનુ મમત્વ બુદ્ધિથી કહીએ છીએ,-કે જે મમત્વ અનેક પ્રકારના દુખો અને જ મમરાને આપનાર છે તેવુ સ્થાન આવી પહોચ્યુ આજુબાજુથી સ્નેહીઓ મળવાને આવ્યા સર્વ આ મરી ગયુ, આ તે મરી ગયુ એ વધાઇ ખાતા આ યા કોઇએ કહ્યું અમુક ચોવીસ કલાકમા જ ગુજરી ગયુ, કોઇએ કહ્યુ, અમુકને ગાંઠ નીકળી ન હતી અને મા । તાવ હતો છતાં ત ગુજરી ગયુ, તો કોઇએ કહ્યું અમુકને તાવ તો જરા પણ ન હતો અને માત્ર ગાંઠ જ નીકળી હતી અને તેનુ મરણ થયુ કોઇએ કહ્યુ અમુક મા । સ જ કામ માટે જ અહીં આવ્યો હતો તેને

+ પૂર્વે હિ દુસ્થાનમા જ્યારે પ્લેગ ચાલતો હતો ત્યારે આ લેખ લખાયો હતો

ઘેર જતાં પ્લેગ થયો અને તે રસ્તામાં જ મરી ગયો, તો કોઈએ કહ્યું, અમુક તેના સગાને જોવા આવ્યો હતો તે અહીં જ મરી ગયો.

આ પ્રમાણે ઘોતન ( suggestions ) ઉપર ઘોતન મારા ઉપર આ સ્નેહીઓએ કરવા માંડ્યું તે બિચારા અજ્ઞાન હતા કે આ ઘોતનની શી અસર આ વ્યક્તિઉપર થશે ફોટોગ્રાફ લેવાનો કેમેરા જ્યાં ઉઘાડવામાં આવે છે ત્યાં સામેની વસ્તુની છબી પડી જાય છે, તેમ આમાં મનુષ્યોના વિચારોની, કે શબ્દની છબીઓ મનુષ્યના અંતઃકરણ પટઉપર પડે છે અને તદનુકૂલ સ્થિતિને ઉપજાવે છે પણ આ વાર્તાનું જ્ઞાન બહુ જ ઓછા મનુષ્યોને હોય છે.

આરંભમાં નક્કી કરેલા વિચાર આ ક્ષણે સૂર્યના તાપથી જેમ ઝાકળ ઉડી જાય તેમ ઉડી ગયા અને અંતઃકરણમાં કેવળ મરણ અને ભય જ જણાવા લાગ્યો. આ મને તાવ આવ્યો આ મને ગાંઠ નીકળી, એમ થવા લાગ્યું હવે આ મારા વ્યવહારની શી વ્યવસ્થા થશે આ મારી પત્ની તથા બાળકોની શી વ્યવસ્થા થશે વગેરે વિપરીત વિચારો વેગથી અંતર્માંથી ઉઠવા લાગ્યા. આ લોકોને પણ આ હકીકત શી રીતે કહેવાય ? કારણ કહીએ તો તે ફફડી ઉઠે.

તોપણ વળી સાવધાન રહીને આ વિચારોની પેલીપાર જવાનો અને સાક્ષાત્ જ્ઞાન થવાનો વિચાર કરતો હું આ શરીર નથી, હું તો આત્મસ્વરૂપ છું. આત્મા નિત્ય છે, નિરાકાર છે અજર છે, અમર છે તો તેને પ્લેગ શો અને તાવ શો ? આ સઘળી ભ્રાન્તિ છે અને મનની મિથ્યા કલ્પના છે પણ આશ્ચર્ય એ હતું કે આ મિથ્યા સરખી કલ્પનાઓ પણ મને આ વખતે સત્યવત્ જણાતી અને તેનાથી નવાયોગ્ય ભયદુઃખનો મને અનુભવ થતો.

એક બે ક્ષણ આ સદ્વિચાર ટક્યો ન ટક્યો અને વળી પુનઃ પ્લેગનો ભય જાગ્રત્ થતો અને આખા શરીરમાં તથા મનમાં કેવળ ભયનું જ ભાન થતું મનને આ વિચાર માંથી વાળવાને શું પ્રયત્ન કરવો તે પણ સૂઝતું નહિ, અને તે વિચારમાં હું ઘસડાઈ જતો, તણાઈ જતો.

વળી પુનઃ ધૈર્ય ધરીને વિચાર કરતો કે જો અમુક નિમિત્તે આ શરીરનું અમુક સમયે પડવાનું લખ્યું હશે તો તે જરૂર પડશે જ, તો તેમ થવાનું જ છે તો પછી આ ચિંતા શા માટે જોઈએ ? વળી એમ કઈ ભય પામવાથી પ્લેગ થઈ જતો નથી કારણ આયુષ્ય તો આ શરીરની સાથે જ નિર્માણ થએલું હોય છે, તે કંઈ આમ ભય પામવાથી એકદમ ઓછું થઈ જતું નથી વળી અન્ય સંબંધીઓનો પણ અમુક વ્યક્તિસાથે સુખ દુઃખનો જેટલો સંબંધ હોય છે તેટલો સમય તો તે વ્યક્તિ ટકે છે જ તેથી તે સંબંધનો અવધિ આવી રહ્યો હશે તો પછી ભયનું શું પ્રયોજન છે ?

વળી એક બે ક્ષણ, કે પાંચ દશ ક્ષણ આ પ્રકારના વિચાર શાંતિ જણાતી હતી પણ પુનઃ તેના તે પ્લેગના જ વિચારો ઉદ્ભવતા હતા. અને અંતરમાં અત્યંત વ્યગ્રતા

ઉપજાવતા હતા આ વાર્તાનું વિસ્મરણ થવાને બીજા કામકાજમાં વૃત્તિ જોડતો પણ તે કામકાજ કરવા છતાં, પણ સ્મરણ તો તે જ વિચારોનું સ્થિર રહેતું હતું તે વિચારો વશેઓ પ્રયત્ન કરું પણ વૃત્તિમાંથી ખસે જ નહિ બીજાં કામકાજ કરું તથા ખાઉં પીઉં પણ અંતરમાં તો આ તુમુલ યુદ્ધ ચાલ્યા જ કરતું આ અંતરની ગડભાગ કોઇ જાણી ન જાય માટે તેને ગુપ્ત રાખવાને પ્રયત્ન કરતો, પણ તે કામ સહજ નહી પ્રિય વાચક ! ખરેખર કહેજો, કે તમારે આવા પ્રસંગ નથી પ્રાપ્ત થતા ?

જ્યાં પુનઃ ભય ઉપજતો ત્યાં એમ થતું આ બગલમાં ગાંઠ નીકળી આ સાથળમાં ગાંઠ નીકળી, આ શરીર તપેલું જણાય છે વગેરે જીવોને બધા ભયથી દુખ થાય છે પણ મરણનો ભય સર્વથી અધિક હોય છે જ્યાં મનુષ્યને મરણનો ભય થાય છે ત્યાં તેનાં ગાત્ર ઢીલાં થઇ જાય છે, અને તેને અંતરમાં અવર્ણનીય વેદના થાય છે ભલા ભલા વિદ્વાનો પણ આ ભયથી રહિત હોતા નથી

આ ભયનું કારણ અજ્ઞાન જ છે આ શરીર કંઇ આપણે નથી આપણે તો આ શરીરના દ્રષ્ટા અને તેનાથી પર અજર અમર નિત્ય નિરામય, અને શાશ્વત છીએ આપણે જન્મતા નથી અને મરતા નથી

વળી પૂર્વે આ પ્રમાણે અનેક વખત આપણે અનેક નિમિત્તે આના શરીરોને છોડયા હશે તો આ એક અધિક શરીર છોડતાં શા માટે ભય શોક થવા જોઇએ ?

અને તે જ પ્રમાણે પૂર્વ જન્મમાં અનેક માતાપિતા પતિ પુત્ર આદિ સંબંધીઓને ત્યજી દીધાં હશે, તો આ વખતે તેવો યોગ આવે તો શું હાનિ છે ?

આ પ્રકારના વિચાર વળી હું કરતો, અને તે વિચારથી પરિપોષણ પામીને હું પુનઃ સજ્જ અર્થાત્ સાવધાન થતો, અને મનના રસ્તો સામે ટકી રહેવાને ઉદ્યત થતો પણ મને આ અત્યંત સામર્થ્યવાળું મન, કે જે મહામાયા શક્તિથી પોપાકને જીવોને જીવનમાં રાખે છે તે ભૂતથાપ ખવડાવી દેતું અને મારા ઉપર જય મેળવી જતું

કેટલાક સમય તો હું આ પ્રમાણે આ મનથી પરાજય પામતો અને અત્યંત દુઃખનો અંતરમાં અનુભવ કરતો પણ પૂર્વનો અભ્યાસ હોવાથી વળી પુનઃ જાગ્રત્ થતો અને પુનઃ આ વિપરીત વિચારોને દબાવી દેતો

આ પ્રમાણે થવાનું કારણ મને એ સ્પષ્ટ સમજાયું કે મે પૂર્વે જે જે વિચારો કરી રાખ્યા હતા તે અંતઃકરણમાં સુદૃઢ થયા નહતા પણ અદૃઢ હતા કારણ કે સુદૃઢ થયા હોય તો આ પ્રમાણે રહી જાય, કે રોગને સ્થાન મળે જ નહિ તો પણ ડરવાનું કંઇ પ્રયોજન નથી કારણ, કે તે વિચારોનું વારંવાર સ્મરણ અને મનન કરવાથી તે અધિક દૃઢ થશે, તેમ ધારીને પુનઃ તેવા સદ્વિચારોને આગ્રહ થી સેવતો

આ પ્રમાણે સતત યુદ્ધ કરવાનો પ્રસંગ પ્રાપ્ત ન થવાથી તે એકથી અધિક વખત પરાજય પામવાથી હારી પણ જતો અને કેટલાક નાસી જવી હવે તો બીજો ઉપાય જ નથી એમ લાગતું પણ આ અંધકારવાળી સ્થિતિમાંથી પણ હું યુક્તિવડે બહાર નીકળતો અને પુનઃ લડતો

રામ, એમ બોલે તેમ હુ મોટેથી આ જપની ધારાને જગાવતો આ પ્રમાણે કેટલીક વખત ચનાવતા તેની છાપ અ તરમાં પડતી અને નિર્ભયતાનુ ભાન થતુ

આ નિર્ભયતા વળી કેટલોક સમય ટકી અને પુન આચ્છાદિત જતી રાત્રે ઉઘમાંથી જાગ્રત્ થઇ જવાયુ અને ભય થતો તેને પ્રસગે આ પ્રમાણે અખ ડ જપની ધારાને ચનાવતો અને તે ભયને દૂર કરતો

આ પ્રમાણે બે ત્રણ દિવસ યુગ અખ ડ યુદ્ધ ચલાવ્યુ તેથી મ નો સ પૂર્ણ અ શમાં જય તો ! થયો, પણ તેની પ્રતીક સત્તા તો નિર્મળ થએલી જણાઇ તથા મારૂ પોતાનુ સામર્થ્ય વધેલુ પ્રતીત થયુ તથા અજ્ઞાનઅ ધકાર પણ અમુક અ શમાં ટળેલો જણાયો પ્રાપ્ત કાર્ય થઈ રહેતા આ કુરુક્ષેત્ર છોડીને અન્ય સ્થાનમાં આવવુ થયુ જ્યાં અન્ય સ્થાનમા સ્થિતિ થઇ, કે સ્વાભાવિકપણે જ અ તરમાં સુખ શાંતિ નિર્ભયતા વગેરે જણાવા લાગ્યાં પણ પૂર્વનો પ્રસગ હુ વિસરી ગયો નહતો કે જેથી હુ અમનભાવને પામ્યો છુ, એમ મિથ્યા માની બેસુ આ પ્રસ ગે એ વાર્તા પણ મને સ્પષ્ટ થઇ કે તે સ્થાનમાં તે વખતે મનુષ્યોના ભયના વિચારનાં મોજા એટલા તો વેગથી વહી રહ્યા હતા, કે તે સ્થાનમાં પ્રવેશનારને સહજ ભ ય થતુ અને અનેક ગ્રાહકો તે મોજાના પ્રભાવથી ફડ ફડી જતા હતા

અમનભાવને પામવાના માર્ગમા હુ છુ, એ તો ગ ણેલુ જ, પણ એ નિશ્ચય કર્યો કે હવે અસાવધાન રહેલો પગ નહિ કરો ા હિ કારણ, જ્યાં સુધી અ [illegible] પૂર્ણ રીતે સધાયો નથી અને આત્મજ્યોતિ અખ ડ ઝગમગી રહી નથી ત્યાંસુધી લેશ પણ પ્રમાદ સેવવો ઉચિત નથી તેથી જે રીતે આ મન ઉતાય, જે રીતે આ ગન મરે અને જે રીતે અમ [illegible] સિદ્ધ થાય તે માર્ગે ક ત્યાર પછીથી આગ્રહપૂર્વક વહુ છુ

હુ શુ લખુ છુ તે તમે યથાવત્ સમજી શક્શો, કે કમ [illegible] શ મ રહે છે આ તમામ અ ત કરણની એક સ્થિતિનો જ ચિતાર છે તમારે તે જોઇને સાવધાન થઇ શુ કરવુ તેનો નિર્ણય ન કર્યો હોય તો કરજો, અને આ શરીર પડે તે પૂર્વે આ આંતર રિપુ કે જે સમર્થ દેવાદિકને પણ ભ્રમણ કરાવે છે, તે રિપુને સ પૂર્ણ જીતજો અને બ ધન, પરત ત્રતા, જન્મમરણ, દુખ ક્લેશ શોક, ભય, ચિતા પરિતાપ વગેરેનુ કારણ જે આ મન છે, તેને સ્વસ્વરૂપમાં લય કરી અભયપદે વિરામજો.




पुस्तक १८ ] संवत् १९७७ आषाढ कृष्ण० १४ [ अंक ९

॥ ॐ श्री ॥

# सारभूत एक परमात्माने जोवा प्रबोध

પદ ( તારા અંતર્ બહિર્ વિસ્તર્યું ભર્યું એ લય )

પરમાત્મા રહ્યા તુજ નિકટમાં નિકટ,
કેમ નથી તું જોતો,
ભવભયહર તે પ્રભુને નિહાળી,
ભવભયને કાં ન ખોતો —

પ્રભુ આ રહ્યા છે અંતર ને બહાર, દૃષ્ટિ જરા તો પ્રસાર,
મિથ્યા આ દૃશ્યમાં ચિત્ત તું ગોતો, સચ્ચિદ્ પ્રભુમાં ન મ્હોતો,—

જોવાથી દૃશ્ય ન દુઃખ જનાર, જનિમૃતિ ના ટળનાર,
મિથ્યા આ દુર્લભ જન્મ તું ખોતો, નેન ભરી ભરી રોતો,—

પરમાત્મા વિશ્વમાં સારમાં સાર, બીજું બધું છે અસાર,
વિવેકી તે સાર વસ્તુને જોતો, થઈ કૃતકૃત્ય તે સ્હોતો —

# પ્રકીર્ણ સદ્વિચારસંગ્રહ.

× × × એક રાત્રે ત્રણચાર કલાક પુષ્કળ વરસાદ થયો આ પૂર્વે ઘણા દિવસસુધી વરસાદ થયો ન હતો અને લોકો દુષ્કાળની આશા રાખતા હતા ત્રણ ચાર કલાકમાં જ એટલો વર્ષા થયો કે બીજો વર્ષા ન થાય તો પણ આઠ આની ખેતી પાકે અને ૭ મહિના સુધી પાણી ચાલે

ઈશ્વર આપવા બેસે છે ત્યારે આમ જ આપે છે મનુષ્ય ઘણાં વર્ષસુધી ઈશ્વરનુ સ્મરણ ચિંતન કરે છે અને તેનુ ફળ ઈશ્વર તો એક ક્ષણમાં આપી દે છે. એક બ્રાહ્મણે ત્રણચાર શ્રી ગાયત્રી દેવીના પુરશ્ચરણ કર્યાં અને તે કરતાં કરતાં તે વૃદ્ધ થઈ ગયો તેણે કન્યા પરણવાને પૈસો જોઈએ તેટલા માટે આ પુરશ્ચરણ કર્યાં હતા પરિણામે ઇષ્ટદેવતા પ્રસન્ન થઈ અને વર ગ્રહિ કરીને સન્મુખ ઉભી રહી તે બ્રાહ્મણે કહ્યુ કે મારે હવે કંઈ જ જોઈતુ નથી, કારણ કે હુ હવે વૃદ્ધ થઈ ગયો છુ શ્રી ગાયત્રી દેવીએ તેને યુવાવસ્થા આપી દ્રવ્ય આપ્યુ અને વિદ્યા પણ આપી અને તે વિસર્જન થઈ ગયા ઈશ્વરનો આપવાનો આવો માર્ગ છે તે ભક્તને એટલુ આપે છે કે તેની ભુખ એક ઘડીમાં ભાગી નાખે છે ધ્રુવ ઉપર વિષ્ણુભગવાન પ્રસન્ન થયા એટલે તેમના પિતાના રાજ્યને બદલે તેમની ઈચ્છા ન હતા તેમને માટે આખો ધ્રુવલોક રચી આપ્યો અને અમુક કલ્પપર્યંત તેનુ રાજ્ય તે કરે એવો તેમને વર આપ્યો આટલા માટે જ ઈશ્વર સર્વશક્તિમાન્ કહેવાય છે જેમને ઈશ્વરના મહિમાની ખબર નથી તે જ ગુનામ બની અન્યની શુશ્રૂષા કરે છે ઈશ્વરની કરેલી ભક્તિ સહસ્રગુણુ ફળને ઉપજાવે છે તે માન સાચી ભક્તિ જ જુએ છે આ પ્રકારનો જેમને સ્વાનુભવ થયો છે તેમના જીવન સફળ છે પ્રિય વાચક! તુ ઈશ્વરસાથે નિષ્કામ કે સકામ સબધ બાંધી જો અને તો તેમના મહિમાનો સ્વાનુભવ થશે

× × × જ્યારે જ્યારે અધિક વૃષ્ટિ થાય છે ત્યારે ત્યારે મારા નાનાસરખા બાગમાં હુ જોઉ છુ તો નાના નાના ઝાડના થડની પાસે પાણી પુષ્કળ ભરાએલુ રહે છે જો બીજા દિવસોમાં હુ આટલુ પાણી ઝાડને પાઉ છુ તો તે ભાગી જાય છે અને મરી જાય છે પણ માના દુધની પેઠે વરસાદનુ પાણી ઝાડનુ હિત જ કરતુ જણાય છે, તેમની વૃદ્ધિ કરે છે અને તેમના ઉપર પત્ર પુષ્પ ફળ વગેરે લાવે છે

જે લોકો બીજી રીતે પુષ્કળ સપત્તિ વગેરે મેળવે છે તેથી તેમનુ કલ્યાણ ન થતાં અકલ્યાણ થાય છે જ્યારે ઈશ્વરદ્વારા સપત્તિ કે જે કંઈ મળે છે તે જીવોનું અકલ્યાણ અને અધોગતિ ન સાધતાં કલ્યાણ અને ઊર્ધ્વગતિ જ સાધે છે જે જે ભક્તોએ જે જે કંઈ પૂર્વે વ્યાવહારિક સપત્તિ કે સુખ ઈશ્વરદ્વારા મેળવ્યુ છે તેથી તેમની અધોગતિ ન થતાં ઊર્ધ્વગતિ જ થઈ છે ઈશ્વરની ભક્તિવડે યોગ ભોગ અને મોક્ષ એમ ત્રણે સધાય છે તો મારૂ કહેવુ યોગ્ય જણાતું હોય તો ઈશ્વરમતિ વૃત્તિ વાળો.

× × × ગયા આ પાંચ માસમા મારી પર્ણકુટિના એક નાના ઓરડાને કે જેમાં હુ ઘણો વખત ગાળુ છુ તેને એક જાળી મે ભરાવી આ જાળી મધ ભરીને હુ અદર બેસુ છુ અને તેમાથી મારા બાગ ગાય, ઓમાટ વગેરે બાહ્ય સૃષ્ટિને જોઉ છુ અને આથી બહુ આનદ જણાય છે મને એ વિચાર આ ઉપરથી આવ્યો કે આ જ પ્રમાણે ઇશ્વરના અશરૂપ જીવ આ શરીરરૂપી ગૃહમા ભરાઇને બેઠે છે અને ચક્ષુઆદિ ઇદ્રિયો પી જાળી દ્વારા આ બાહ્ય જગતને જુએ છે તથા તેના સબધમા આવે છે અને આનદ પામે છે આ જગતસાથેનો આનદ લેવા માટે જ પ્રભુ આ પ્રમાણે જીવરૂપ સ્વીકાર્યુ જણાય છે અને જગત ર થુ જણાય છે જે કઇ દુ ખ તે છતા જણાય છે તે જીવોને પોતાના વાસ્તવ સ્વરૂપનુ અભાન થવાથી જ જણાય છે. જો જીવ જાણે કે મારુ વાસ્તવ સ્વરૂપ અમુક ( બ્રહ્મ ) છે તો પછી તેને આ જગતમા આનદ જ ભાસે છે તમારા પોતાના શરીરરૂપી ગૃહમાં રહ્યા રહ્યા પોતાને બ્રહ્મરૂપ જોતા આ જગતને બ્રહ્મમયી દષ્ટિથી જુઓ અને તમને દુ ખ અને ક્લેશ દષ્ટિએ જ નહિ આવે પણ નિરતર એક આનદ જ જણાશે

---

# સઉ કોઇ જગતનુ ઉત્તમ કલ્યાણ શી રીતે કરી શકે ?

આમ ખાવુ આ ખાવુ ચાળીશ વાર ચાવીને ખાવુ, આ પીવુ, આમ પીવુ, દશવાર પાણી ગાળીને પીવુ, રોજ કસરત કરવી, ખુલ્લી હવામાં ફરવા જવુ અમુક નિયમો પાળવા, આ વગેરે આ જીવના સબધમાં આજે દુનીઆમા એટલી સૂચનાઓ થાય છે કે કઇ કહેવાની વાત નહિ ઠેકાણે ઠેકાણે આવી વાતો ચર્ચાય છે અને અનેક ચોપાનીયા અને પુસ્તકો ભરાય છે

આ શુ દર્શાવે છે ? તે એ દર્શાવે છે કે પ્રજાનુ આરોગ્ય ઘણુ બગડયુ છે અને તે નિકૃષ્ટ થયુ છે જો પ્રજાનુ આરોગ્ય સુ હોય તો ભાઇ આ બધો બોધ શાન માટે જોઇએ વારુ ?

હુ નાનો હતો અને મારા ગામડામા રહેતો હતો ત્યારે મારા ગામમાં આવી પ્રવૃત્તિ જરા પણ થતી ન હતી છતા લોકનુ આયુષ્ દીર્ઘ હતુ અને આરોગ્ય સુન્દર હતુ, એ મને યથાર્થરીતે સ્મરણ છે

આ જ પ્રમાણે આજે સઉ કોઇ જગતના કલ્યાણની વાતો કરે છે અને સઉ કોઈ જગતનુ કલ્યાણ કરવા નીકળી પડ્યા છે આ મારી અ પમતિપ્રમાણે મને તો એ જ દર્શાવે છે કે પ્રજા સ્વકર્તવ્ય અને સ્વધર્મથી ભ્ર થઇ છે, વિમુખ થઇ છે અને આખી પ્રજાને આ પ્રકારની અશક્તતા પી રોગ લાગુ પડયો છે



અસ્તુ પરંતુ અધિક આશ્ચર્ય તો એ છે કે જેમને આ રોગ થયો છે અને જે આ રોગથી મુક્ત નથી તેવા પણ આ યતુ કલ્યાણ કરવાને રણસંગ્રામમાં કુદી પડ્યા છે પરિણામ શો આવશે એનુ અનુમાન કરવુ કઠિન નથી આ પ્રકારના પ્રયત્નથી પ્રજાનો ઉદ્ધાર થાય અને પ્રજાનુ કલ્યાણ થાય, એ મને તો દુરાશા જણાય છે

અસ્તુ આપણે આપણા પ્રસ્તુત વિષયઉપર આવીએ. ખેડુતો કહે છે, કે અમે જ ખ. જગતનુ કલ્યાણ કરનાર છીએ કારણ કે અમ જો ખેતી ન પકવીએ તો પ્રજા ભુખે મરી જાય રાજ કરનાર રાજાઓ એમ માને છે કે અમે જ પ્રજાનુ સાચુ કલ્યાણ કરનાર છીએ, કારણ કે જો અમે રક્ષણ ન કરીએ તો પ્રજાના દુખનો પાર ન રહે આ પ્રમાણે સઉ કોઇ કહે છે અને પોતાના કર્તવ્ય કે ધર્મ ની શ્રેષ્ઠતા દર્શાવે છે

અસ્તુ સર્વના કર્તવ્ય અને સર્વના ધર્મની શ્રેષ્ઠતા છે, એ અમે સ્વીકારીએ છીએ, અને છે પણ તેમ જ स्वे स्वे कर्मणि निरतः लभते संसिद्धिं नरः—પોત પોતાના કર્તવ્યમાં નિરત રહેનાર મનુષ્ય સિદ્ધિને પામે છે અર્થાત્ પોતાના કર્તવ્યને સિદ્ધ કરે છે અને તેનુ ફળ મેળવે છે

સત્ય કહીએ તો સઉ કોઇ આ જગતનુ કલ્યાણ કરી શકે છે અને તે પોતાનો ધર્મ ઉત્તમ પ્રકારે પાળવાથી જેવુ થાય છે તેવુ બીજા કશાથી થતુ નથી આ જગતસાથે પ્રત્યેક વ્યક્તિનો સબધ છે અને તે પોતાનુ કલ્યાણ કરે છે તો તેની સાથે જગતનુ પણ કરે છે જેથી પોતાના સ્વધર્મનુ ઉત્તમ પ્રકારે પાલન કરવુ એ જ જગતનુ કલ્યાણ કરનાર સાચો માર્ગ છે પરતુ તેને બદલે આજે તો સઉ કોઈ બીજાના પ્રતિ દષ્ટિ રાખીને બીજાનુ કલ્યાણ કરવાને જગતમાં નીકળી પડયા છે અને પોતાને સઉ કોઈ તે પ્રયત્નમા જાણે પોતે સિદ્ધ હોય, કૃતકૃત્ય હોય તેમ વિસારી ? છે

અસ્તુ સમય આવ્યે સઉને શુ સત્ય છે તે સ્પષ્ટ થયાવિના નહિ રહે બ્રાહ્મણો જો પોતાના બ્રાહ્મણ ધર્મનુ ઉત્તમ પ્રકારે પાલન કરે છે તો તે, ક્ષત્રિય જો પોતાના ક્ષાત્ર ધર્મનુ ઉત્તમ પ્રકારે પાલન કરે છે તો તે અને આ પ્રમાણે વૈસ્ય શુદ્ર વગેરે સઉ કોઇ પોત પોતાના કર્તવ્યનુ ઉત્તમ પ્રકારે પાલન કરીને જ આ જગતનુ કલ્યાણ કરી શકે છે

પરતુ આજે તો આથી વિપરીત ક્રમ જ જગતમાં ચાલતો જણાય છે જેમનામાં બ્રાહ્મણની સપત્તિ નથી તે બ્રાહ્મણનું કર્તવ્ય કરવા નીકળ્યા છે જેમનામા ક્ષત્રિયની સપત્તિ નથી તે ક્ષાત્ર ધર્મનુ પાલન કરી જગતનુ હિત કરવા રણસંગ્રામમાં કેસરીયાં કરીને પડયા છે, બ્રાહ્મણોને કેદ અને કેદી બ્રાહ્મણનુ કર્તવ્ય દર્શાવવામા આવે છે આ પ્રમાણે જગતના કલ્યાણને નામે આજે વિલક્ષણ અને અતર્ક્ય પ્રવૃત્તિ સેવવામાં આવે છે પરિણામ શુ આવશે તેની કલ્પના કરવાની કોઇને જરૂર નથી કારણ કે સઉ કોઇ સર્વસત્ત્ પ્રવૃત્તિ સેવે છે અને અમુક ક્રિયા અથવા અમુક પ્રવૃત્તિનુ ફળ અમુક જ થશે એમ તે માને છે કઇ ક્રિયાનુ કેટલુ ફળ ક્યારે કેવા રૂપમા શુ મળે છે, તે તો એક સર્વજ્ઞ ઈશ્વર કે તેમના જેવા મહાપુરુષો જ જાણી શકે, એમ અમને તો લાગે છે

અસ્તુ અમને તો માન એ જ યોગ્ય જ ાય છે કે પોતપોતાનુ કર્તવ્ય અને સ્વધર્મના અનુષ્ઠાનથી જ આત્મકલ્યાણ અને ઊર્ધ્વગતિ થાય છે તથા અન્યનુ પણ તેથી જ તે થતુ હોય જો કલ્યાણ થાય

ઉન્નતિના પણ ભેદ વા પ્રકાર હોઇ શકે છે કનિષ્ઠ મધ્યમ અને ઉત્તમ એમ ત્રણ પ્રકારની ઉનતિ થઇ શકે છે જે ઉત્તમ ઉનતિ છે તે જ સર્વથી અધિક હિતપ્રદ છે તે જ સર્વોત્તમ ઉન્નતિ છે ક જેને પ્રાપ્ત થતાં મનુષ્યનાં દુ ખમાન ટળે છે અને તેને સુખમાન પ્રાપ્ત થાય છે જે પદ આ વિશ્વમા પરમ અર્થાત્ શિખરનુ હોય અને જેને પ્રાપ્ત થતા પછી પ્રાપ્તવ્ય શેષ રહેતુ ન હોય, એવુ પદ પ્રાપ્ત થઇ રહે, જે જ્ઞાનમાનના અવધિ હોય અર્થાત્ જે જ્ઞાનને પ્રાપ્ત થતા જ્ઞાત ય ગય ન રહે તેવુ જ્ઞાન પ્રાપ્ત થાય તથા જે કર્તવ્ય સર્વોત્કૃષ્ટ હોય અને જે કર્યા પછી કર્તવ્યમાત્રનો અવધિ આવતો હોય અર્થાત્ મનુષ્ય કૃતકૃત્ય થતો હાય એવી કૃતકૃત્ય સ્થિતિને પ્રાપ્ત થવાય તે જ ઉ નતિ સર્વોત્તમ ઉ નતિ છે

જો આ સર્વોત્તમ ઉન્નતિને મનુષ્ય પ્રાપ્ત થાય તો તેનો સર્વોત્તમ અભ્યુદય વા વિકાસ થયો કહી શકાય છે જગત્ આ અભ્યુદય વા વિકાસને જોઇ શકતુ હોય વા ન હોય પણ જગત્મા આ પ્રકારનો સર્વોત્કૃષ્ટ અને પરિણામી અભ્યુદય વા વિકાસ છે, સભવિત છે અને તેને મનુષ્ય પ્રાપ્ત કરી શકે છે

જેમ વસ્તુ દ્રવ્ય તેમ તેના અધિકારી ઓછા હોય છે હીરા મોતીના અધિકારી આ જગત્માં કેટલા હોય છે ? અને જેમ જેમ તેનુ મૂલ્ય વધતુ જાય છે તેમ તેમ અધિકારીની સ ખ્યા ઓછી થતી જાય છે, તથા તેને પ્રાપ્ત કરવા ઇચ્છનારની સ ખ્યા પણ ન્યૂન થતી જોવામાં આવે છે

આ સર્વોત્તમ ઉન્નતિના સ બધમા પણ તેમ જ બને છે તે પ્રતિ આ જગતના બહુ જ ઓછા મનુષ્યોનુ લક્ષ્ય હોય છે અને તે છતાં જેમનુ જે પ્રતિ લક્ષ્ય હોય છે તને તે સર્વોત્તમ ઉન્નતિ જ સમજે છે આ પ્રમાણે થવુ સ ભવિત છે દેડકુ કૂવાને મહાસાગર માને તેમા આશ્ચર્ય શુ છે ?

જે આ જગતમાં પ્રજ્ઞ પુરુષોથી સર્વોત્તમ ઉન્નતિ ગણાઇ છે તેને અધિકારી મનુષ્યો પ્રાપ્ત થઇ રહે તો તે સ પૂર્ણ સુખી થાય, તથા તેમનાં દુ ખમાત્ર ટળે, એ અમારો કહેવાનો આશય છે

આજે દેશના ઉદ્ધારની સઉ કોઇ વાત કરી રહ્યા છે ઠીક છે પ્રયત્ન સ્તુત્ય છે, તેની ના નથી પર તુ અન્યનુ કલ્યાણ કરવા જતા પોતાના પ્રતિ કોઇ દ ષ્ટિ જ કરતુ નથી સઉ કોઇ પોતે કૃતકૃત્ય હોય વા શિખરની સ્થિતિને પ્રાપ્ત હોય તે પ્રમાણે માનીને અન્યનુ કલ્યાણ કરવાને રણસ ગ્રામમાં ઉતરી પડયા છે અને તેમની સ ખ્યા પ્રતિદિન વધતી જાય છે

આ પ્રકારનો પ્રયત્ન આપણા દેશમા ઘણા વર્ષોથી ચાલે છે અને તેનો પરિણામ શુ આવ્યો છે અર્થાત્ તેથી દેશને કેટલો લાભ થયો છે તેને જોવાને માટે નેત્રે ચશ્મા ચઢાવવા પડે તેમ નથી

જ્યાં પોતાને વિસારીને માત્ર અન્યના કલ્યાણ અર્થે પ્રયત્ન કરવામા આવે છે ત્યાં એમ જ થાય છે બીજાનુ કલ્યાણ કરવા પ્રચ્છનારે પ્રથમ પોતાનુ કલ્યાણ સાધી લેવુ પડે છે, અને તો જ તે અન્યનુ કલ્યાણ કરી શકે છે

પણ આજે બીજાનુ કલ્યાણ કરવા ઇચ્છનારને સ્વકલ્યાણ કરવાજેવુ જણાતુ નથી તેમ જ પોતાના પ્રયત્નથી બીજાનુ કેટલુ કલ્યાણ થઇ શકશે, આ પ્રકારના પ્રયત્નથી જે ઇષ્ટ ધ્યેય છે તે પ્રાપ્ત થશે કે કેમ અથવા તો એથી પણ વધારે સારો માર્ગ જગતમા છે કે કેમ તે સબધમાં કોઈ વિચાર જ કરતુ નથી સત્ય કહીએ તોઆથી સારામાર્ગનુ તેમને અજ્ઞાન છે

અમારૂ એમ માનવુ છે, કે મનુષ્યે પ્રથમ પોતાની ઘણી ઉન્નતિ કરવાની છે અને પછી જ તેણે બીજાના કલ્યાણ માટે રણસગ્રામમાં ઉતરવાનુ છે જો મનુષ્યો પોતે જ પ્રથમ ઉન્નત થાય તો આખો દેશ સહજ ઉન્નત થઇ રહે છે

અને તેને માટે એ જ સર્વોત્તમ માર્ગ છે કે મનુષ્યના આત્મામા રહેલી અનત શક્તિઓ તથા તેમાં રહેલા અનત જ્ઞાનને જાગ્રત કરવાં અથવા તો તેમને તે પોતે જાગ્રત કરી શકે તેવી સ્થિતિમાં સ્થાપવાં

## હાલના સુધારકોના સિદ્ધાન્તો



૧ આ જગત સત્ય અને નિત્ય છે

૨ જીવિત નાશ પછી મરણ નથી જ થવાનુ અથવા થયે મોક્ષ થવાનુ છે

૩ ઐહિક સુખભોગ એ પરમ પ્રાપ્તવ્ય છે

૪ પ્રારબ્ધ, દેવ દેવ, યોગ, ચમત્કાર જપ, સમાધિ, મત્ર, જ્ઞાન ઇત્યાદિ ખોટી વાતો છે

૫ ઈશ્વર પણ કલ્પનામાત્ર છે જગત જડવસ્તુઓમાથી પ્રકૃતિના નિયમે થયુ છે

૬ પ્રકૃતિને સપૂર્ણ વશ કરવાથી માણુસ તે જ ઈશ્વર થાય છે સાયન્સનો સપૂર્ણ અભ્યાસ કરવાથી પ્રકૃતિ વશ થઇ શકે છે

૭ ઉદ્યાગ સાવધાનતા ધૈર્ય, આત્મ સ્વમાન કીર્ત્યાદિનો લોભ ખ્યાતિની લાલસા, આ ગુણો આદરણીય છે

૮ કીર્તિ ખ્યાતિ માન મિજાજ ઇત્યાદિની પ્રાપ્તિ માટે થોડાક ઐહિક સુખનો ભોગ અપાય

૯ ગમે તે રીતે કીર્ત્યાદિ અને સુખાદિ મેળવાતાં હોય તો તે સાધન ગ્રાહ્ય ગણાય છે તેમ પરોપકારના નિમિત્તથી ખ્યાતિ અને સ્વાર્થસાધના કીર્ત્યાદિના નિમિત્તથી

કીર્તિ, પરદેશગમન અને સ્વાર્થસિદ્ધિ લોકપ્રિયતાને માટે વાકપટુતા અને પાંડિત્યદર્શન દ્રવ્યપ્રાપ્તિને માટે પાંડિત્યદંભ અને જગતહિતૈષણા ૪૦

૧૦ સ્વેચ્છાચાર સિદ્ધ કરી આપનાર શાસ્ત્ર લોકપ્રિય થાય છે માટે ધર્મશાસ્ત્રાદિનો યથેષ્ટાચરણાનુકૂળ અર્થ કરવો વેદાદિ કૃત્રિમ અને મનુષ્યબુદ્ધિજન્ય માનવા, શાસ્ત્રાદિ લોકપ્રીત્યનુકૂલ બદલી નાખવા ઇત્યાદિ સુધારો ગણાય છે

૧૧ વ્યભિચારનું આવરણ સ્ત્રીસ્વાતંત્ર્ય, અનિગ્રહનું આવરણ વિધવાવિવાહાદિ, મોહનું આવરણ પ્રેમલગ્નાદિ, એ લોકપ્રિય બાબતો છે

૧૨ મારો દેહ, મારાં સગાં મારૂં ગામ, મારો દેશ, મારી ભાષા ઇત્યાદિનો અભિનિવેશ રાખવો મારી જ્ઞાતિ એમ માનવાની જરૂર નથી

૧૩ કપડાંમાં વિદેશીય ફેશન રાખવી, ભાષા રાજકીય ભણવી પેપરો ખૂબ વાંચવાં, સત્ય ન બોલાય તો અડચણ નહિ પણ તે અસત્ય છે એમ પુરવાર ન થવા દેવા સાવધાનતા રાખવી સભાઓમાં જવું ને બોલવું, તથા જે તે રીતે પ્રસિદ્ધ થવું

૧૪ વખત મળે તો બિઝિકના પત્તાં રમવાં, ક્રિકેટની રમત રમવી ફરવા જવું, મિત્રમંડળમાં ગપ્પાં મારવાં આવી રીતે ગાળેલો વખત મનને આરામ આપવાના નિમિત્તે સાર્થક ગણાય છે, પણ દેવપૂજા કરવામાં ધ્યાનાદિ કે ભક્તિ કરવામાં કે ભાગવતાદિ વાંચવામાં વખત મળતો નહિ, કેમકે તેથી કાંઇ પોતાનું કે પારકું હિત જોવામાં આવતું નથી

૧૫ ઇતિહાસ, ગણિત, યંત્રશાસ્ત્ર વ્યાકરણ લોજિક કાયદાના પુસ્તકો સાયન્સ ઇત્યાદિનો અભ્યાસ કરવો, પણ ન્યાય, વેદાન્તાદિ દર્શનશાસ્ત્રો, ધર્મશાસ્ત્રો પુરાણો, ગૃહ્યસૂત્રો, વેo ઇત્યાદિનો અભ્યાસ કરવામાં વખત ગાળવો એ નકામો છે

૧૬ ઉદ્યોગી થઇને દોડધામ કરો, પણ ઈશ્વરપરાયણ, નિવૃત્ત કે પ્રક્ષીણ થઇને બેસી રહેશો નહિ.

અમારા આવા ને આવા અનેક સિદ્ધાન્તો છે બીજાઓ અમારા સિદ્ધાંતોને એકદેશીયપણાના, લોહાવર્ત દંભયુક્ત આત્માનું અહિત કરનાર આસુરી સંપત્તિવાળા, વગેરે ગમે તેવા કહેતા હોય તેની અમને દરકાર નથી અમે તો આજનું સુખ એ જ નિત્ય સુખ માનીએ છીએ અમારામાં અમે સર્વોપરિ થયા છીએ એ અમારો શ્રેષ્ઠ અભિમાન છે, મૂઆ પછીનો વિચાર કરીને અથવા વિષયસુખમાં દુઃખ છે માટે તેનું સુખ ન ભોગવવા જેટલા અમે મૂર્ખ નથી, અથવા એ બાબતમાં એક પ્રાચીન પંડિતનો શ્લોક કહીને હવે વધારે વખત આવી બાબતમાં ગુમાવવા ઇચ્છા નથી તે શ્લોક આ પ્રમાણે છે —

'त्याज्यं सुखं विषयसंगमजं नृणां
दुःखोपसृष्टमिति मूर्खविचारणैषा ।
व्रीहीन् जिहासति सितोत्तमतण्डुलाढ्यान्
को नाम भो तुषकणोपहितान् हितार्थी'

भावार्थ —विषयसंगजन्य सुख दुःखथी युक्त छे माटे तेनो त्याग करवो

ભાવાર્થ —વિષયસંગજન્ય સુખ દુઃખથી યુક્ત છે માટે તેનો ત્યાગ કરવો એ મૂર્ખ મનુષ્યનો વિચાર છે કારણ કે ઉત્તમ ચોખા ઊંડાં યુક્ત હોય છે તો પણ કયો બુદ્ધિમાન્ તેનો ત્યાગ કરે છે ?

કઈ જરૂર નથી એમ આ લોકો કહે છે સ્નાન કરીને અને કે જે અશુદ્ધ છે તેને અડકવાથી કઈ જ હાનિ નથી એમ તે માને છે વળી તે એમ પણ કહેતા જોવામાં આવે છે કે અમે આ ઢેડને અડીએ છીએ તો અમને હાની થઈ જતી હોય તો તે પ્રત્યક્ષ બતાવો આ પ્રમાણે આય શાસ્ત્રના અને શૌચ વ્રતના રહસ્યને નહિ સમજનાર મૂર્ખની પેઠે ગમે તેમ પ્રલાપ કરે છે

મનુષ્યના અતરમાં અતર્યામી ઈશ્વર અથવા તો આત્મા રહેલો છે આ અતર્યામી ઈશ્વરનો અથવા આત્માનો પ્રકાશ ક્યાં ક્યાં કારણોથી નથી પ્રકટતો વા નથી પ્રકાશતો, એ આર્ય દેશના ઋષિ મુનિઓએ જોયુ હતુ અને તેથી તેમણે તે કારણોને દૂર કરવાનો જેમને તે પ્રકાશ જોવાની ઇચ્છા હોય તેમને ઉપદેશ કરેલો છે

આહારની મન ઉપર કેટલી બળવાન અસર થાય છે એ જે સમજી શકતા હોય તે જ સમજી શકે છે વેશ્યા જેમ કહે કે લો, મને શી હાનિ થાય છે તે બતાવો, અને મારામા અને પતિવ્રતા સ્ત્રીમા શુ ફેર છે તે દર્શાવો, તેમ આ અશૌચને અને શૌચને નહિ સમજનારા પણ કહે છે, કે તમારામા અને અમારામા શુ ભેદ છે તે બતાવો પણ જે જોઈ જાણી શકે છે કે વેશ્યા અને પતિવ્રતા સ્ત્રીવચ્ચે અમુક અતર છે તેમ શુદ્ધિ અને અશુદ્ધિ પાળનારવચ્ચે પણ અતર હોય છે, તે જ તેના માહાત્મ્યને સમજી શકે છે અસ્તુ આ સબધમા અધિક ચર્ચા કરવાનો આ પ્રસગ નથી

શ્રીમાન્ વિવેકાનદ કહે છે કે We must use that food which brings us the purest mind—આપણે એવો ખોરાક ખાવો જોઈએ કે જે મનને અત્યત પવિત્ર કરનાર હોય

ઘણા મનુષ્યો એમ પણ કહેતા જોવામા આવે છે કે અમુક ખોરાકથી શી હાનિ છે તે પણ તેમનુ અજ્ઞાન જ છે તે બિચારા આ સબધમાં તદ્દન બાળકજેવા છે યોગાભ્યાસીને આહારનો વિવેક કરવાની અનિવાર્ય જરૂર છે

અતઃકરણમા રહેલા રાગ દ્વેષ ઈર્ષ્યા અસૂયા, મદ વગેરે દોષોને નિર્મૂલ કરીને તેમા કરુણા, મૈત્રી શુદ્ધ પ્રેમ, નિરાભિમાનતા, વગેરેને સ્થાન આપવુ અને તેમને પોષવા, એ અતઃકરણની અથવા મનની પવિત્રતા છે, અને જેને આપણે આંતર શૌચ અથવા આંતર શુદ્ધિ કહીએ છીએ

શરીરને શુદ્ધ જળવડે પવિત્ર રાખવુ, સ્નાન કર્યા પછી શુદ્ધ ધોએલાં વસ્ત્ર પહેરવાં તથા માસ, મદિરા આદિ પદાર્થોને તથા અન્ય અપવિત્ર મનુષ્યથી રધાએલા તથા તેમના અડકેલા પદાર્થો ન ખાતા પવિત્ર સાત્વિક આહાર ખાવો તે બાહ્ય શૌચ છે - ઈર્ષ્યા અસૂયા વગેરેનો ત્યાગ કરીને પવિત્ર વિચારો કરવા, એ આંતર શૌચ અથવા આંતર શુદ્ધિ છે

યોગનું લક્ષણ ચિત્તનિરોધ એવુ કહેલુ છે આ ચિત્ત નિરોધમાં આ શૌચ ઉપયોગી છે જેથી તેને યોગના અગોમાં સ્થાન આપેલુ છે જો આ યમ નિયમની જરૂર ન હોત તો પતજલિ ભગવાન્ આ અગોની આવશ્યકતા સ્વીકારત જ નહિ

શુદ્ધિના નિયમોનું પાલન કરનાર અને નહિ કરનાર એમ બે પ્રકારના મનુષ્યો વચ્ચે જે મતભેદ જોવામાં આવે છે તેનું કારણ એ છે કે જે શુદ્ધિનું પાલન કરે છે તે તેના મહત લાભને સમજે છે, કારણ કે તેઓ તે સ્વાનુભવ કરે છે, જેથી તે તેનું પાલન કરવાનો આગ્રહ સેવે છે અને જે તેનું પાલન કરતા નથી તે તેમની ઉપેક્ષા કરે છે અને જે મનુષ્યો શુદ્ધિના નિયમોનું પાલન કરતા નથી તેમને તેના માહાત્મ્યનું જરા પણ ભાન નથી, જેથી તે તેની આવશ્યકતા જોતા નથી અને તેમનો તિરસ્કાર કરે છે અસ્તુ આ પ્રસંગ આ સંબંધમાં વિસ્તારથી ચર્ચા કરવાનો નથી

(અપૂર્ણ)

---

# મંત્રોપાસના×



મંત્રોપાસનામાં મંત્ર શું ઉપાસના શું મંત્રનો અર્થ શું ઉપાસનાનો અર્થ શું મંત્રમાં શાની આવશ્યકતા રહેલી હોય છે ઉપાસના કોની કરવી કેવા ક્રમથી કરવી એ વગેરે જાણવાની જરૂર રહે છે અને તો જ તે યથાર્થ ફળને યોગ્ય સમયમાં પ્રકટ કરે છે નહિ તો કાં તો તે ઉપાસના વંધ્યા સ્ત્રીની પેઠે અફળ રહે છે અથવા ઘણા લાંબા સમયે ન્યૂન ફળને પ્રકટાવે છે અથવા પ્રસંગે ગમે તેમ મનસ્વીપણે ગુરુની સહાયવિના કરેલી ઉપાસના ઉન્માદ આદિ વિપરીત ફળને પણ પ્રકટાવે છે

મંત્રોપાસનામાં પ્રથમ આનુપૂર્વીની જરૂર છે જેમ કે મારું નામ જગન્નાથ પ્રભાશંકર છે તેને બદલે ફેરવીને કોઈ પ્રભાશંકર જગન્નાથ કહે તો તે નામ દઈને બોલાવનારનો અર્થ સરતો નથી અથવા તે જગન્નાથ શબ્દમાં જે જે અક્ષરો કાયમ રાખીને અક્ષરોને ફેરવીને ગજન્નાથ કે એવા બીજા ક્રમમાં ગોઠવે તો તેથી પણ તે નામ દઈને બોલાવનારનો અર્થ સરતો નથી કારણ કે હું તેવા નામથી બોલતો નથી અથવા ટપાલમાં તેવા શિરનામાવાળો કાગળ મારા નામના બધા જ અક્ષરો તેમાં છતાં નાખે છે તો પણ તે મને મળતો નથી અથવા મને મળે છે તો પણ તે કાગળને બીજાનો જાણીને હું પાછો ટપાલમાં નાખી દેવરાવું છું

તે જ પ્રમાણે મંત્રોપાસનામાં મંત્રમાં જે ક્રમથી અક્ષરો ગોઠવાએલા હોય છે તે જ ક્રમ કાયમ રાખવાની જરૂર છે તેમાં અક્ષરોનો ક્રમ ફેરવી નાખવામાં આવે અથવા તો પ્રણવને

---

× આષાઢ શુદિ પૂર્ણિમાને દિવસે નડીઆદમાં શ્રીનૃસિંહાશ્રમમાં ગુરુપૂજનનિમિત્તે એકત્ર થએલા શ્રેયસ્સાધકોસમીપ શ્રીયુત નર્મદાશંકર દેવશંકર મહેતા એમણે આપેલા વ્યાખ્યાનનો સાર—

પ્રથમ સ્થાનેથી લેઇને વચર્મા કે છેવટે મન્ત્રમા આવે તો તેમા, અક્ષરો તેના તે જ મધ્યમ છતા આનુપૂર્વીમા ફેર પડવાથી તે મન્ત્ર અર્થને સાધતો નથી આવા આનુપૂર્વીવિનાના મન્ત્રો જીવત મન્ત્રો નથી પણ મૃત મન્ત્રો છે આનુપૂર્વી સાથેના મન્ત્રમા શબ્દો જીવત હોય છે જ્યારે તે વિનાના મન્ત્રોમા શબ્દોનો મરી ગએલો સમૂહ જ માત્ર હોય છે, જે અર્થ સિદ્ધિને કરતો નથી.

મન્ત્ર શબ્દનો અર્થ મનન કરનારનુ, જપ કરનારનુ જે ત્રાણ-રક્ષણ કરે તે, એવો થાય છે આનુપૂર્વીવાળા મન્ત્રો મનન કરનારનુ ત્રાણ કરે છે અને તે વિનાના મન્ત્રો-સાધકનુ ત્રાણ કરતા નથી જેથી નિરર્થક છે

વળી જે સદ્ગુરુના મુખથી દીક્ષાના ક્રમથી મેળવાય તેજ મન્ત્ર છે મન્ત્ર દૃષ્ટાને જે પ્રમાણે મન્ત્ર દૃષ્ટ થયો હોય તે આનુપૂર્વી પ્રમાણે જ તે મન્ત્ર હોવો જોઇએ, અને તે પ્રમાણે હોય તો જ તે સાધકનુ ત્રાણ કરે છે પરિષ્ટ સાધકના પાપોનુ ઉપદિષ્ટ મન્ત્ર ક્ષાલન કરે છે (અને તેને સત્વર નાશ કરીને જોડે છે) જેથી તેને દીક્ષા કહેવામાં આવે છે

વળી દીક્ષા આપતી વખતે સદ્ગુરુની દૃષ્ટિ જેવી હોય, જેવી તેઓશ્રીની ભાવમુદ્રા હોય તેને સાધક વ્યક્ત કરી વટે છે અને ત્યાર જ તે મન્ત્ર તેનુ ત્રાણ કરે છે

મન્ત્રરહસ્ય યોગ્ય સમયમા અને યોગ્ય રૂપમા પ્રકટ થવાને માટે ઋષિ, છન્દ, દેવતા, અને વિનિયોગ એટલાની જરૂર રહે છે ઋષિમા ઋષ ધાતુનો લેઇ જવુ એવો અર્થ છે જેને જે મન્ત્ર વ્યક્ત થયો હોય તે તેના ઋષિ કહેવાય છે જેમકે ગાયત્રી મન્ત્રના ઋષિ વિશ્વામિત્ર છે, કારણ કે તેમને તે વ્યક્ત થયો હતો ગાયત્રી મન્ત્રના દૃષ્ટા વિશ્વામિત્ર ઋષિ હતા અને તે મન્ત્રને તેમણે તપ દમ અને પરાક્રમવડે વ્યક્ત કર્યો હતો તે પ્રમાણે સાધક અથવા ઉપાસકને પણ તપ, દમ અને પરાક્રમની જરૂર રહે છે, અને ત્યારે જ તે તેને સિદ્ધ કરી શકે છે छन्दस् અથવા છન્દનો અર્થ छादयति देवतात्मानम् દેવતાના આત્માને જે બરાબર ઢાંકે છે તે છન્દ છે મારો કોટ જેમ મને જ બરાબર બધબેસતો આવે છે અને બીજાને આવતો નથી તેમ જે મન્ત્રનો જે છન્દ છે તે જ તે દેવતાના આત્માને બરાબર આચ્છાદન કરે છે ઢાંકે છે, માટે તેને છન્દ કહેવાય છે શબ્દમાત્રાના સ્વરના અમુક પ્રકારની રચનામા જે બરાબર ઢાંકે છે તે છન્દ છે ગાયત્રી મન્ત્રનો છન્દ ગાયત્રી છન્દ છે જે મન્ત્રના ઉચ્ચારવડે મનનના તાત્પર્યને જે સદોદિત ધારણ કરીને રહેના છે તેને અનુભવમાં લાવે જે દ્યોતન કરાવે જે પ્રકાશ કરાવે તે દેવતા છે ગાયત્રી મન્ત્રના દેવતા સવિતા પરમાત્મા દેવતા છે સ્થાવર જંગમ પદાર્થ માત્રને જે ઉત્પન્ન કરે તે સવિતા દેવતા છે સૂ એટલે જન્મ આપવો સવિતા પરમાત્મા દેવતા છે નહિ કે સૂર્યાત્મા દેવતા છે વિનિયોગ એટલે કેવી રીતે ઉપયોગમા લેવુ તે દેવતાની પાસે લેઇ જવામા જેનો ઉપયોગ થાય છે તે વિનિયોગ છે ધન ઐશ્વર્ય પ્રાપ્ત થવુ તે તેનો વિનિયોગ પ્રયોગ નથી પણ દેવતાની નિકટ લાવવુ તે જ તેનો વિનિયોગ છે આ જ તેનુ પરમ ફલ છે ઉપાસ્ય દેવતાના ગુણધર્મો ઉપાસકમાં ક્યારે પ્રકટ થાય છે કે જ્યારે તેમની પાસેના પાસે નિકટમાં નિકટ જવાય છે ત્યારે -

ત્રૈવર્ણિ। ગાયત્રીને ગાયત્રી, સાવિત્રી અને સરસ્વતી એ ત્રણ નામથી ઓળખે છે બુદ્ધિપ્રદામ્ શારદામ્—એટલે જડતામાંથી બહાર કાઢનારી બુદ્ધિનો વિકાસ કરનારી શારદા ગાયત્રી શબ્દના પણ આ પ્રમાણે જુદા જુદા અર્થ થાય છે ગાનાત્ ત્રાયતે ગાન કરવાથી જે ત્રાણ અર્થાત્ રક્ષણ કરે છે તે જપ કરનારથી જે સાધકનું ત્રાણ કરે છે તે

ગચ્છન્તિ યાતીતિ ગયા—પ્રાણ અપાન વગેરે પંચ પ્રાણની શક્તિઓને જે વ્યવસ્થામાં રાખે છે તે પુરાણમાં ગયશિરસિ ન્યસ્તં વિષ્ણુના ગયાશિર ઉપર વિષ્ણુભગવાને પગ મૂક્યો એમ કહેલું છે વિષ્ણુ એટલે સવિતા દેવતા તેમણે પ્રાણોના મસ્તક ઉપર પગ મૂક્યો વિષ્ણુએ અર્થાત્ સવિતા દેવતાએ પ્રાણોના મસ્તક ઉપર પગ મૂક્યો તેનો શું અર્થ ? મગ એ કપોલકલ્પિત પદાર્થ નથી કે તેનો કંઈ અર્થ ન હોય પ્રણવ ( ૐ ) શબ્દના ઉચ્ચારથી આ પગ મૂક્યો છે ગયાશિર નામના રાક્ષસના મસ્તક ઉપર વિષ્ણુએ પદલાંછન કર્યું છે પ્રાણીના જન્મથી મરણપર્યંત શ્વાસ પ્રશ્વાસનો જે ધ્વનિ તે આરોપિત નહીં પણ નૈસર્ગિક છે જ્યારે આપણે શ્વાસ લઈએ છીએ ત્યારે સોઽહમ્ વાચક ઉચ્ચાર થાય છે શ્વાસ લેતી વખતે પ્રાણતત્ત્વ હૃદયગુહામાં એકત્રિત થઈને બિંદુ ( ० ) આમાં રૂપાંતર થાય છે અને પ્રાણને વિસર્જન કરતી વખતે સ વાચક ઉચ્ચાર થાય છે આ સ વિસર્ગાત્મક છે આ અહમ્ સઃ અર્થાત્ સોઽહમ્ એ કલ્પિત આરોપણ નથી પણ નૈસર્ગિક છે હું શરીર આત્મા નથી પણ હું સૂર્યભગવાન છું તે હું એ મહાવાક્ય છે આ વાક્ય ચાર એકાક્ષરી ભાવને પામે છે ત્યારે ૐ શબ્દનો ઉચ્ચાર થાય છે વ્યંજન પોતાની મેળે ઊભા રહી શકતા નથી માત્ર સ્વર જ ઊભા રહે સોઽહમ્ માંથી સ અને હ કાઢી લેવામાં આવે તો પછી ઓમ્ ( ૐ ) ઉચ્ચાર જ રહે છે આને મંત્રશાસ્ત્રકારો હંસમંત્ર કહે છે પ્રણવના ચાર નામ છે ૧ પ્રણવ ૨ વેદબીજ ૩ વેદાદિ, તાર

પ્રણવ શબ્દનો અર્થ પ્રકર્ષણ નૂયતે એવો થાય છે જેટલા અંશમાં તેનું ચિંતન કરો તેટલા અંશમાં તે નિરંતર નવો જણાય છે આજે વિષ્ણુ કાલે બ્રહ્મા વગેરેનું સ્ફુરણ થાય છે આ એનો મહિમા છે અહમ્ એ વડે તમારું તારણ કરે છે તેનું નામ તાર છે

શબ્દ બે રૂપમાં હોય છે ધ્વનિ અને આકૃતિ શ્રવ્ય અને દૃશ્ય નાદના રૂપમાં શબ્દ શ્રવ્ય છે આકૃતિના રૂપમાં દૃશ્ય છે આકૃતિથી ૐને અપરબ્રહ્મ કહે છે કારણ કે તે પરબ્રહ્મનું ભાન કરાવે છે દૃશ્ય એટલા માટે ૐ અહમ્ એ ત્રણ અવયવો જોઈ શકાય છે

બધા શબ્દોમાં ૐ વિના કોઈ શબ્દ મૂર્ધભેદી નથી માત્ર એક પ્રણવ જ મૂર્ધભેદી છે કારણ કે તે મસ્તકને ભેદી અનુરણન કરે છે અર્ધમાત્રા મર્વામાં બિંદુરૂપ ( ० ) થાય છે અ ઉ મ એ ત્રણ માત્રામાં ૮ અર્ધમાત્રા અને બિંદુ અનાવ્ય છે તે ઉચ્ચાર્ય છે પણ અશ્રાવ્ય નથી તે અનાવ્ય છે કારણ કે આપણે બીજાને તે સંભળાવી શકતા નથી માત્ર આપણે જ

તેનો અનુભવ કરી શકીએ છીએ જેમ બીજક વાવવાથી પલ્લવિત થાય છે તેમ મંત્રબીજ પણ પલ્લવિત થાય છે અને તો જ તે ખરૂ છે વેદત્રયીનું દોહન કરતાં ત્રણ સારરૂપ પદાર્થો ભૂ ભુવ , અને સ્વ નીકળ્યા એ આ કલ્પના નથી પણ સંકલ્પના છે hypothis ત્યારે verity થાય ત્યારે તે સંકલ્પના મ્હેનાય છે અ કારનો ઉચ્ચાર જ્યાંથી થાય છે ત્યાંથી બીજે કોઇ અક્ષર ઉદય થતો નથી અ કારનો ઉચ્ચાર કંઠના મૂળમાંથી ઉ નો ઉચ્ચાર કંઠના મધ્યમાંથી અને મ નો ઉચ્ચાર કંઠના અંતમાંથી થાય છે

ભૂ શબ્દ સત્ત, અસ્તિત્વનો વાચક છે બાળકને ગર્ભમાંથી નીકળવાના સમયે આશ્રય આપે છે, તે પછી જીવનપર્યંત જે ધારણ કરી રાખે છે, અને મરણસમયે પણ જે આશ્રય આપે છે તે ધરિત્રી છે ભૂ એ તેનુ, અસ્તિત્વનુ ભાન કરાવે છે જેમ અ શબ્દ ઉચ્ચારમાં આદિ છે તેમ ભૂ બીજા લોકમાં આદિ છે પ્રણવના અ બીજમાંથી ભૂ નો જન્મ થાય છે

પ્રણવના ઉ બીજકમાંથી ભુવર્ નો જન્મ થાય છે ભુવર્ અંતરિક્ષનો વાચક છે ભુવમ્ વસ્તીતિ પૃથ્વીને આવરણ કરે છે તે પૃથ્વીને કોણ આવરણ કરે છે ? ભૂતત્ત્વને કોણ આવરણ કરે છે પાણી

મ માત્રામાંથી સ્વર્ જાગે છે સ્વ ઇરણે પોતાના સ્વરૂપને આ લોક જગવે છે આ તેજ માત્રા છે પૃથ્વીમાત્રા, જલમાત્રા અને તેજોમાત્રા એ ત્રણ માત્રા છે

આ ત્રણ લોકમાં વ્યાપેલો આપનો વૈભવ અમને દેખાડશો ? આ ત્રણેની દેવતા સવિતા દેવતા છે અને તેમાંથી ત્રણે લોક ( ૐ આ પ્રમાણે ) જન્મ પામે છે

+

एषा त्रया विद्या तपति—દેહના પૃથક્કરણથી જો વૈરાગ્ય ન જાગે તો સૂર્યના કિરણના પૃથક્કરણથી જો પરમાત્મા દેવતાનો વૈભવ ન જાગ્યો તો બીજાથી જાગતો નથી

જેમ ભૌતિક સૂર્યના કિરણજાળને પકડવા માટે કાચનો આશ્રય લેવો પડે છે તેમ આ સવિતાના કિરણને પકડવાને માટે સુષુમ્ણાનો આશ્રય લેવો પડે છે સુષુમ્નન્ એટલે સુખ સુખને આપનારી તે સુષુમ્ણા છે આ નાડીનો એક છેડો સૂર્યમંડળ સાથે છે

આ નાડીને સરસ્વતી પણ કહે છે સરસ એટલે સરોવર સરસ —રસથી ભરપૂર પદાર્થ તે અથવા સરળતાથી ઝટ ફરે તે શક્તિ તે સરસ્વતી છે

જેનો રસરૂપ પરમાત્માને આપણા હૃદયમાં ઝટ જાગ્રત્ કરવાનો સ્વભાવ છે તે સરસ્વતી સુષુમ્ણા છે તે નાડી અનાહત ચક્રપર્યંત આવી કેડ અને ડાબીની રચના ભાગને ભેદે છે અને ત્યાં વર્તુલ કરે છે અને તે કેમણે અનાહત ચક્રને અથડાયાવિના ત્યાં સ્વર ઉત્પન્ન થાય છે આ કેમણે શબ્દબ્રહ્મ અથડાયાવિના ઉત્પન્ન થાય છે જ્યારે બીજા ચક્રોમાં અથડાઇને ઉત્પન્ન થાય છે

પશ્યંતીમાં જપ દેખાય છે જો આ અ ચક્રમાં મંત્રનો ધ્વનિ બેસે તો તે સાંભળવામાં આવે છે દાક્તર દવનાગ આ ચક્ર જે સાંતે સ્ફુટ થાય છે આકાશના તારાની પેઠે પશ્યંતીમાં મંત્રનું દર્શન થાય છે

આ અનાહત ચક્રમાં ત્રણેય પ્રતિબિંબિત થાય છે ગાયત્રીમંત્ર પશ્યંતીમાં સ્પષ્ટ થતાં શું થાય છે ?

ગાયત્રીમંત્રમાં ધ્યાન કરાવયોગ્ય પદાર્થનું નામ ભર્ગ છે તત્ તે (મોટા) વરેણ્યમ્—વરવાયોગ્ય, પ્રાર્થના કરવાયોગ્ય દુનિઆનું તેજ ત્રણ પ્રકારનું છે સૂર્ય, ચંદ્ર અને અગ્નિ. આથી આ તેજ જુદું છે ભર્ગ—ભ્ ર્ ગ્ ત્ર્—૧ ભ્ ભાસનાત્—ભરણાત્ ૨ ર્ રમણવાચક છે ૩ ગ ગતિવાચક છે અર્થાત્ જેનાથી ભરાય છે, રમે છે અને ગતિ કરે છે તે ભર્ગ છે

ધિયઃ અર્થાત્ બુદ્ધિઓ બુદ્ધિઓને પ્રેરો અર્થાત્ યોગ સાંખ્ય વગેરે સર્વ શાસ્ત્રોના રહસ્યને સમજી શકે તેવી વ્યુત્પન્ન કરો

આ પ્રમાણે ભર્ગ મૂર્તિને જે ઉપાસક પોતાના આત્મામાં જગવે છે તેનામાં તુરીય પદ પરોરજસે સાવદોમ્—અર્થાત્ ત્રિગોડીની ધુનિથી પર ચૈતન્ય જે સૂર્યમાં છે તે મારામાં છે, એ ભાવ જાગ્રત્ થાય છે અને તેને સાક્ષાત્કાર કરવાનો અધિકાર પ્રાપ્ત થાય છે

---

# પ્રસંગાનુરૂપમ્.



——સંધ્યાવંદનનું લઘુ પુસ્તક લોકોને અધિક રુચિકર થતું જણાય છે બીજી આવૃત્તિ હવે સત્વર કાઢવી પડશે બીજી આવૃત્તિની પાંચ હજાર પ્રત કાઢવાનો વિચાર છે જો થોડી સહાય્ય મળે તો પછી તે પ્રમાણે સાહાય્ય નહિ મળી આવે તો બે જ હજાર પ્રત કાઢીશું

——આ પુસ્તકમાં પ્રાતઃસંધ્યાના વિધિમાં ભસ્મધારણને માટે જે શ્લોક આપવામાં આવ્યો છે, તેમાં यद्द्यु त्र्यायुषम् છે તેને ઠેકાણે यद्देवेषु त्र्यायुषम् એ પ્રમાણે સુધારી લેવું વે અક્ષર તેમાં રહી ગયો છે વળી કોઈ કોઈ સજ્જનો તરફથી સંધ્યાવંદનના સંબંધમાં કેટલીક સૂચનાઓ પણ આવી છે તેનો બીજી આવૃત્તિમાં ઉપયોગ કરીશું

——ઘણા સજ્જનો તરફથી सन्ध्यावन्दरहस्य ને માટે પણ માગણી આવી છે પણ તત્કાળ તે પુસ્તક લખવાનો કંઈ યોગ જણાતો નથી

——આફ્રીકાથી એક સજ્જન સંધ્યાવંદનના સંબંધમાં નીચે પ્રમાણે શંકાઓ કરે છે જેનું યથામતિ ઉત્તર અમે નીચે પ્રમાણે સંક્ષેપમાં આપીએ છીએ

૧ પ્રશ્ન——મેં હજીસુધી ઉપવિત ધારણ કરેલું નથી, અને હાલમાં તેવો યોગ પણ જણાતો નથી પણ ત્યાં આવીશ ત્યારે ઉપવિત ધારણ કરવા વિચાર છે તો હાલ સંધ્યા કરવા કંઈ અડચણ છે કે કેમ ?

ઉત્તર—હા જ્યાં-થી તમે ઉપવિત ધારણ કર્યું નથી ત્યાં સુધી તમારાથી સંધ્યા વદન થઈ શકે નહિ એમ મારું માનવું છે સધ્યાનો અધિકાર દ્વિજને જ છે અને બ્રાહ્મણ ક્ષત્રિય અને વૈશ્ય એ ત્રણ દ્વિજ ગણાય દ્વિજ એટલે બે વખત જન્મ જેના એમ એક વખત જન્મ માતાપિતાદ્વારા મળે છે અને બીજો જન્મ જ્યારે ઉપવિત ધારણ કરવામાં આવે છે ત્યારે થાય છે

હું તમારા પ્રથમ પ્રશ્નનું અંગે મારો ઉત્તર આપું છું તે વખતે મને આપણી પ્રજાનું જ્ઞાતિ સબંધમાં શું મતવ્ય હશે તે સબંધમા સ્ફુરણ થાય છે અને તે ઉપયોગી હોવાથી હું અત્ર જણાવું છું આપણા ઋષિ મુનિઓએ એકલા જ નથી કે એકલા સસ્કારથી જ્ઞાતિ માનેલી નથી એમ જણાય છે જે જન્મથી ઉત્તમ વર્ણમા જ જન્મ્યો હોય છતા તેને સસ્કાર ન થાય તો તે દ્વિજ ગણાતો નથી તેની સાથે તેણે પ્રાપ્ત વર્ણાશ્રમના ધર્મનું પણ પાલન કરવાની અગત્ય રહેલી છે

આર્યસમાજીઓ જેવા તથા બીજા સુધારાવાળાઓના આગેવાનોના મતને નહિ સમજનાર મનુષ્યો માત્ર સસ્કાર કર્મથી જાતિ માને છે, તે ગભીર ભૂલ કરે છે લોઢાને ગમે તેટલા તમે સસ્કાર આપો પણ તે જેમ સુવર્ણ થતું નથી, તેમ શૂદ્રનો ગમે તેટલા પ્રયત્ને પણ બ્રાહ્મણ થતો નથી અને તેવો પ્રયત્ન કરનાર મૂર્ખ જ ગણાય છે અને તેનો પ્રયત્ન વ્યર્થ જાય છે પૂર્વે કોઈ અપવાદ રૂપ વશ્ય કે શૂદ્રમાંથી બ્રાહ્મણત્વ પામ્યો હોય તેવી તે કંઇ સામાન્ય નિયમતરીકે ગણી શકાય નહિ અને તે નિયમ જ સમમાનો સર્વ આમામાં રીતે લગાડી શકાય નહિ જેમ ચાંદીનું સુવર્ણ કરવાનો પ્રયત્ન કરવામા આવે છે તો તે ઓછા પ્રયત્ને અને ઓછા ખર્ચે સુવર્ણ થઈ શકે છે તેમ ક્ષત્રિયમાંથી બ્રાહ્મણ સુગમતાથી થઈ શકે છે અને તે જ પ્રમાણે જન્મથી જ જેની જે જાતિ હોય છે તે જાતિ તરીકે તેને સસ્કાર કરવાથી તે અધિક દીપી નીકળે, એમ તેની જરૂર છે જાતિ અને સસ્કાર જે લોકો એકલી જાતિ ઉપર જ ભાર મૂકે છે તે યોગ્ય નથી, અને જે લોકો કેવળ કર્મથી જ જાતિ માને છે, તે પણ બરાબર નથી જ જન્મથી જે જાતિ પ્રાપ્ત હોય, તે જાતિની અનુસાર તેને સસ્કાર કરવામાં આવે અને તે પશ્ચાત્ સ્વવર્ણાનુસાર કર્તવ્યને કરે તો તે ઉત્તમ રીતે પોતાનો ધર્મ બજાવી શકે છે પોતાની ઊર્ધ્વગતિ કરી શકે છે અને અન્યનું પણ તેટલા અંશમાં તે કલ્યાણ કરી શકે છે આ સબધમા સસ્કારસુધારો, એ વિષયમા વિસ્તારથી અમે ચર્ચા કરનાર છીએ જેથી અત્ર અધિક ચર્ચા કરતા નથી

જે જન્મથી દ્વિજ છે અર્થાત્ જેમને ઉપવિતનો અને સધ્યાનો અધિકાર છે, છતાં પતિતાવસ્થા પ્રાપ્ત થવા જેમણે સ્વકર્મ ધર્મનો ત્યાગ કર્યો છે, તેમણે પુન યોગ્ય વિધિથી ઉપવિત ધારણ કરવું જોઇએ અને પુન દ્વિજત્વને પ્રાપ્ત કરવું જોઇએ આવા લોકોને શાસ્ત્રમા વ્રાત્ય કહે છે અને તેમને ઉપવિતસસ્કાર આપીને પુન દ્વિજમા લાવી શકાય છે તે પ્રમાણે તમારાજેવાએ પ્રથમ યોગ્ય વિધિથી ઉપવિત સસ્કાર ધારણ કરવો જોઇએ અને શિખાસૂત્રને ધારણ કર્યા પછી જ સધ્યાવદનનો અધિકાર પ્રાપ્ત થાય છે જેથી જ્યાંસુધી તમે ઉપવિતને ધારણ ન કરો ત્યાંસુધી સધ્યાવદન નહિ કરો તોપણ અડચણ નથી

વૈષ્ણવ ધર્મમાં પ્રધાનપણે વાણીઆઓની જ સંખ્યા જોવામાં આવે છે આ લોકો દ્વિજ હોવાથી તે સર્વેને ઉપવિતનો અને સંધ્યાનો અધિકાર છે પરંતુ પોતાની દુકાન ચાલતી બંધ પડી જાય તેથી કે મ તો પોતાને મૂળીને બ્રાહ્મણોને પૂજે તેથી કે ગમે તે એવા કોઇ કારણથી વૈષ્ણવ ધર્મના આચાર્યો પોતાના શિષ્યોને ઉપવિત પહેરાવતા નથી અને માત્ર કંઠી જ બાંધે છે આ લોકોને એકપક્ષથી ઓછી હાનિ નથી વૈષ્ણવોના આચાર્ય પોતે ઉપવિત ધારણ કરીને સંધ્યાવંદન આદિ દ્વિજને અનુકૂળ એવા નિત્ય કર્મને કરે છે ત્યા તે પોતાના શિષ્યોને ઉપવિત આપતા નથી એ ઓછો અન્યાય નથી ! મહાપુરુષોની મહત્તા સ્પર્શમણિની પેઠે બીજાને યોગ્ય બનાવવામાં જ રહેલી છે, કે નહિ કે તેમને ગુલામગીરીમાં રાખવામાં

આર્યસમાજીઓ જેમ ઢેડભંગીને પણ લાગતા જ ઉપવિત ધારણ કરાવીને સંધ્યા હોમહવન વગેરે તેમની પાસે કરાવે છે તેમ કરાવવુ એમ મારા કહેવાનો આશય નથી બીજો કંઇ ધંધો કરી શકવાની અયોગ્યતા હોવાથી આવા ધંધા કરીને, કે આવા ખાતામાં નોકરી કરીને પ્રજાના કલ્યાણને નામે કે ખોટી કીર્તિના લોભથી આ લોકો આવી પ્રવૃત્તિ સેવે છે જે તદ્દન શાસ્ત્રથી પ્રતિકૂળ અને કેવળ હાનિ જ કરનાર છે અસ્તુ.

મારા કહેવાનો ભાવ તો છે કે જે લોકો દ્વિજ છે એવા બ્રાહ્મણ ક્ષત્રિય અને વૈશ્યને જનોઇનો અધિકાર છે અને તેમને સંધ્યાવંદનનો અધિકાર છે આ લોકો ઇચ્છા હોય તો યોગ્ય વિધિથી ઉપવિતસંસ્કારને કરીને સંધ્યાવંદન આદિ કર્મને કરી શકે છે

૨ પ્રશ્ન—તમે તમારા પુસ્તકમાં અર્ઘ્યને દંડવત્ કરવાનું લખો છો તે સૂર્યોદય પહેલા કરીએ કે પછી ચાલી શકે ?

ઉત્તર—મારા લખવાનો ભાવ એ છે કે અર્ઘ્ય આપવા તે મારા પુસ્તકમાં જણાવ્યાપ્રમાણેના સમયમાં આપવા તે વિનાની બીજી દંડવત્ જેવી ક્રિયાઓ તમે સૂર્યોદય પૂર્વે કે પછી કરો તેનો બાધ નથી બનતા સુધી અર્ઘ્યનો સમય સચવાય તો સારૂં

૩ પ્રશ્ન—ગાયત્રીનુ આવાહન કર્યા પછી ચંદન વગેરેથી પૂજન કોનુ કરવુ ? પોતાના ગુરુની છબીનુ પૂજન કરીએ તો ચાલે કે કેમ ?

ઉત્તર—ના પોતાના ગુરુનુ પૂજન તે વખતે ન ચાલે ગુરુશ્રીનુ પૂજન આગળ પાછળ કરી લેવુ પણ ત્યાં ગાયત્રીનુ આવાહન કર્યું તો તો તેમનું જ પૂજનઅર્ચન કરવુ તેમની છબી રાખી હોય તો તેનુ પૂજનઅર્ચન કરવુ તે ન હોય તો માનસ ધ્યાન કરીને તેનું કરવુ

૪ પ્રશ્ન—મધ્યાહ્ન સંધ્યાસબંધમા પુછવાનો કે નોકરીનો સમય સવારના આઠથી બપોરના એક સુધીનો તથા ફરી બેથી ચાર સુધીનો છે એટલે મધ્યાહ્ન સંધ્યા સવારમાં જ કરવી પડે તેમ છે તો તે પ્રમાણે ચાલી શકે કે કેમ ?

उत्तर—મે તેમા જણાવ્યુ યુ જ છે કે હાલમા ઘણાખરા તે જ પ્રમાણે કરે છે અને તે પ્રમાણે કરવાને અડચણ નથી મધ્યાહ્ન સંધ્યાનો સમય સૂર્યોદય પછીથી બારવાગ્યા સુધીનો સાધારણ રીતે સમજવો

૫ પ્રશ્ન—ગાયત્રીમંત્રના જપ કમીમાં કમી કેટલા કરવા તે જણાવશો

उत्तर—મારા વિચારપ્રમાણે કમીમા કમી પ્રાત સંધ્યા વખતે દશ માળા ગાયત્રી મંત્રની થવી જોઇએ એટલે એક હજાર જપસંખ્યા થવી જોઇએ, પછી તેટલો પણ વખત ન જ બચાવી શકાય તો પછી છેવટે ૩૬૦ જપ કરવા મધ્યાહ્ન અને સાયંસંધ્યા વખતે એકએક માળા માત્ર કરે તો ચાલી શકે જે કઇ થવુ જોઇએ તે પૂર્ણ શાંતિથી ધ્યાનપૂર્વક થવુ જોઇએ વાચક જપ કરતા કરતા આપણે પરિણામે ધ્યાન જપમા જઇ શકીએ તેવી રીતે શાંતિથી અને પ્રેમથી જપ થવા જો-એ ધ્યાનજપ એ આપણુ લક્ષ્ય હોવુ ઘટે

૬ પ્રશ્ન—બ્રહ્મયજ્ઞ તથા વૈશ્વદેવ કેવી રીતે કરવા તે સંક્ષેપમા બની શકે તો સૂચવશો

उत्तर—હવે પછી બીજી આવૃત્તિમાં બનશે તો વૈશ્વદેવ વગેરેનો વિધિ પ્રસિદ્ધ કરીશુ તત્કાળ તમારે મધ્યા જ કરવાની નથી જેથી આ સંબંધમાં અધિક લખતો નથી

૭ પ્રશ્ન—આવાહન પછી માર્જન આચમન વગેરે હુ કરુ છુ તો તે વિશેષ ક્રિયા કરવામા કઇ અડચણજેવુ હશે તો જણાવશો

उत्तर—ના તેમા કઇ જ અડચણ નથી મે જણાવ્યુ છે જ, કે વિસ્તારથી જે સંધ્યાવંદન કરતા હોય તેમણે તે પ્રમાણે કરવુ તેથી કઇ હાનિ નથી પણ લાભ જ છે

× × × × ×

——જેષ્ઠના અંકમાં સાહિત્યની ગતિ એ વિષય પ્રસિદ્ધ થયો હતો તે લેખ રા ચીમનલાલ મગનલાલ શાહ-તવરા એમનો લખેલો હતો ભૂલથી એમનું નામ વિષયાનુક્રમણિકામાં લખવુ રહી ગયુ હતુ

× × × × ×

——તા ૧૦-૭ ૨૧ ના ગુજરાતીના અંકમા પ્રાત કાલ-મંદિર તરફથી પ્રસિદ્ધ થએલા વેદાંતમાર્ગોપદેશિકા એ નામના પુસ્તક સંબંધમાં નીચેપ્રમાણે લખે છે

'આ પુસ્તક પ્રાત કાલ નામના માસિક પત્રના છઠ્ઠા ઉપહારતરીકે પ્રકટ કરવામા આવ્યુ છે એમા ચર્ચેલો વિષય ઉત્તમ છે અને તે વેદાંતજ્ઞાનના માર્ગમાં પ્રવેશ કરનારે અવશ્ય વાચવાયોગ્ય છે પુસ્તક ગુજરાતીમા લખાયુ છે કેટલોક ભાગ પ્રશ્નોત્તરરૂપે લખાયો છે અને હીંદી ભાષામાં સ્વ પંડિત પિતાંબરદાસજીએ રચેલા "વિચાર ચંદ્રોદય" નામના ગ્રંથનુ મોટે ભાગે અનુકરણ કરવામા આવ્યુ છે માત્ર 'જ્ઞાનીના કર્મની નિવૃત્તિસંબંધમાં વિચાર,' એ પ્રકરણમાં સહજ ફેરફાર છે જો કે

એ પુસ્તકને મોર્ગિફરેથિંગ એવું નામ આપવામાં આવ્યું છે પણ જો બરાબર અભ્યાસ કરવામાં આવે તો એ પુસ્તક વેદાંત જ્ઞાનમાં વધારે પ્રકાશ આપે તેવું છે પ્રકાશકે પ્રસ્તાવનામાં વેદાંતને સમજીને આચારમાં ઉતારવા માટે જે સમજ આપી છે તે યોગ્ય છે આ પુસ્તકની બીજી આવૃત્તિ જો થાય તો કેટલીક અશુદ્ધિ સુધારવા જેવી છે, અને કેટલોક ભાગ વેદાંતસાર જેવા પુસ્તક ઉપરથી વિશેષ સમજણ માટે લેવા જેવો છે

સંસ્કૃત પારિભાષિક શબ્દો તેમના તેમ વાપરવા સાથે તેના અર્થની ગુજરાતી શબ્દોમાં પહેલીવાર સમજ આપવાની ઘણી જરૂર છે આશા છે કે આવી બાબતો ઉપર લેખક લક્ષ આપશે અને સારા સુંદર ટાઈપમાં છપાવશે તો આ પુસ્તક વિશેષ ઉપયોગી થઈ પડશે '

આ અવલોકનમાં કરેલી સૂચનાઓ યોગ્ય છે અને તે સ્વીકારવા જેવી છે એમ અમને જણાય છે તેમાં લખેલું છે કે સ્વ પંડિત પિતાંબરદાસજીના પુસ્તકનું તેમાં મોટે ભાગે અનુકરણ કરવામાં આવ્યું છે પણ સત્ય વાર્તા એ છે કે તે તેનો અનુવાદ જ છે માત્ર જ્યાં યોગ્ય જણાયું ત્યાં સહજ ફેરફાર કરેલો છે સારા કાગળ ઉપર છપાવવાનો વિચાર હતો જ પરંતુ આ પ્રમાણે આ આવૃત્તિને હલકા કાગળો ઉપર એટલા માટે છપાવી હતી કે તેને સસ્તી કિંમતે વેચી શકાય ઈશ્વરે ચાહ્યું તો બીજી આવૃત્તિમાં સુધારો કરીશું

\+ + + + + +

——પ્રાત કાલના એક ગ્રાહકે પ્રાતઃ મનનના ચાલુ વર્ષ પૂર્વની સાલના ખુટતા અંકો માગ્યા હતા તેમને અમે તે અંકો શોધીને મોકલી આપ્યા હતા અને તેનું મૂલ્ય તેમને જણાવ્યું હતું તે મૂલ્ય મોકલવાને બદલે તે સજ્જન અમને નીચે પ્રમાણે પત્ર લખે છે

'આ પત્ર પ્રાત મનનના વ્યવસ્થાપકને નહિ પણ શ્રીયુત જગન્નાથને જ લખાય છે મનો જાતી સંબંધ છે પણ પ્રાત મનનનો નથી ખુટતા અંક પુરા પાડવાની જવાબદારી મારે માથે નથી, એ તો સર્વત સિદ્ધ જ છે જો હોય તો તે સારુ વિનંતિ કરી ન જ કે પ્રાત કાલના ગ્રાહક થયા ત્યારથી અત્યાર સુધીમાં કેટલીવાર ખુટતા અંક આપ્યા ? પહેલીવાર જ માગણી ! તેમાંનો એકાદ સમક્ષ આપ્યો અને બાકીના પાછા મોકલ્યા કહેવું છતાં અભળાઈ ગયા ને સરવૈયાને નુકશાન આવ્યું મોંઘવારીનો વખત હવે આવ્યો તે હવે નવા છાપીને આપવાના નથી પણ આગળના છપાએલામાંથી જ આપવાના ને તે સસ્તા ભાવ વખતના છે એટલે હાલ અમારી માગણીથી તમને નુકશાન જતાતું થી વળી તમારે પણ સમજવું જોઈએ કે અંકો નિયમસર કાઢવા જોઈએ અને અનિયતતાને લીધે અમે પણ ચોક્સ રહેતા નથી મળે તોએ ઠીક અને ન મળે તોએ ઠીક તેવા રહેવાથી અમારા અંકોની ગેરવ્યવસ્થા થઈ છે કદાચ વખતસર ન મળે તો ઉઘરાણી કરવું જો કહો તો વધારાનો પોસ્ટેજ ખર્ચ કરવાને પ્રાત કાલની આર્થિક સ્થિતિ જોવાની ?

અમારી તે પણ જરા જણાવિજો અમને ખોટી રીતે ખોટું લાગવાનો સભવ નથી પણ આપને સમજણ પડવાનો સવાલ છે અંકોની કિંમત મોકલવામાં નહીં આવે, પણ લખશો તો અંકો પાછા મોકલાશે "

——પ્રાત કાલ આજ ૧૯ વર્ષથી નીકળે છે અને કેટલી કાળજીથી અંકો ગ્રાહકોને બીડવામાં આવે છે, તે અમે સારી રીતે જાણીએ છીએ ભાગ્યેજ બીજું કોઇ પત્ર અમારા જેટલી કાળજી અંકો બીડવામાં તથા પત્રવ્યવહારમાં રાખતું હશે હશે, તેમ છતાં અમે એમથી અનેક વાર કહી ગયા છીએ કે ભાઇ! પ્રાત કાલ અનિયમિત નીકળે છે અને નીકળશે જેને એકસો અને એકવાર ૫ વડે તો તેણે ગ્રાહક રહેવું

——બે મહિનાથી અધિક વિલંબ ભાગ્યે જ આટલાં વર્ષોથી થાય છે છતાં અમે બે ત્રણ મહિનાના ન મળેલા અંકો આપીએ બહુ તો સીલક હોય તો બાર મહિનાની અંદરના અંકો આપીએ પણ વર્ષ દિવસ ઉપરના અંકો અમે શી રીતે આપીએ? બીજા પત્રોનો શું નિયમ છે તે અમને સારી રીતે ખબર છે સર્વ ગ્રાહકોને નિયમપ્રમાણે અંકો બીડયા પછી ન મળે તો ગ્રાહકોને પોસ્ટ ખાતામાં અરજી કરવાની રહે છે અને અંક જોઇતા હોય તો ત્રીમાસ મોખની મગાવી લેવો જોઇએ જ્યારે સર્વને કાળજીથી અંકો બીડવામાં આવે છે તો પછી કોઇને પોસ્ટની અવ્યવસ્થાથી રસ્તામાં ચોરાઇ જવાથી કે ગ્રાહકનું ઠેકાણું બદલાયું હોય છતાં પોતે જણાવે નહિ એવા કારણથી અંકો ન મળે તો પણ તે અંકો તની આપવાને બંધાએલા છે શું ?

——છતાં અમે આજ ઓગણીશ વર્ષથી ઉદારતાથી અંકો આપ્યા છે, તેનો જ આ પરિણામ છે અમારો ત્રણ આનાનો એક અંક પુન અમે આપીએ તેની બરાબર નહિ પણ એક પૈસો માન ગ્રાહકને બગાડવો પડે તો તેની અમને સમજણ પાડવાને પત્ર લખવામાં આવે, એ પણ આ વર્તમાન જમાનાનો જ ન્યાય હોવો ઘટે છે! બાર મહિના પૂર્વના અંકો અમારે આપવા, એ શું અમારી ફરજ છે ?

——આજસુધી અમે અમારા ગ્રાહકોની એટલી શુશ્રૂષા કરી છે કે કઇ કહેવાની વાત નહિ ઘણા ગ્રાહકો તો એમ જ સમજે છે કે આપણે ગ્રાહક છીએ તેથી જ પ્રાત કાલ નીકળે છે, નહિ તો બંધ પડી જાય અથવા ઘણા તો એમ સમજે છે કે અમે બે ત્રણ રૂપૈયા લવાજમ આપીએ છીએ તે તંત્રી ઉપર ઉપકાર કરીએ છીએ અને તેમનો નિર્વાહ કરીએ છીએ? અમારા લેખોની તો જાણે કંઇ કિંમત જ નથી! આવો કાળ **न भूतो न भविष्यति**

——બીચારા આવા પ્રાત કાલના ગ્રાહકો શું સમજે, કે જો પ્રાત કાલનું લવાજમ એક હજાર રૂપૈયા આપે તો પણ ઓછું છે અમૂલ્ય જ્ઞાનની કિંમત આજે બે ત્રણ રૂપૈયાથી અંકાય છે, એ પણ કાળમહિમા જ છે!

——ઘણા સમજતા હશે કે પ્રાત કાલ બીજા પત્રોની પેઠે પૈસાને માટે એક વ્યાપાર કે ધધાતરીકે કાઢવામાં આવે છે, પણ આ બીચારા જાણતા નથી, કે પવિત્ર

જગન્નાથ તો ગુરુ, ઈશ્વર અને અંતર્યામી પરમાત્માના અનુગ્રહથી શ્રીમાનોના પણ શ્રીમાન્ થઈને બેઠા છે. પરંતુ ઈશ્વરે અનુગ્રહ કરીને જે કંઈ જ્ઞાનરશ્મિનો તેમના અંતઃકરણમાં ઉદય કરેલો છે, તે જ્ઞાનરશ્મિનો પ્રકાશ અધિકારીના અંતઃકરણમાં કરવાના ઉદ્દેશથી જ તેને કાઢવામાં આવે છે અને જેમને બંધ થવું હોય તે આ ક્ષણથી જ ગ્રાહકમાંથી સુખેથી બંધ થઈ જાય મારે જો તે કાઢવું હશે તો હું અધિકારી જનોને મફત આપીશ કારણ મારે મારી પ્રાપ્ત ભૂમિકાનું કર્તવ્ય કરી આગળની ભૂમિકા ચઢવી છે અને જ્યારે મને લાગશે કે, મેં મારું કર્તવ્ય કર્યું છે, પરમાત્માએ અનુગ્રહ કરી મને આપેલા જ્ઞાનનો મેં સદુપયોગ કર્યો છે, ત્યારે હું તરત જ પ્રાતઃકાલ બંધ કરી દઈશ.

——અનેક કારણોથી મારી નિંદા મારો દ્વેષ ઈર્ષા કે અસૂયા કરનાર મનુષ્યો કહેશે, કે ભાઈ ! તમે તો શ્રીમાનોના શ્રીમાન્ થઈને બેઠા છો તો પછી તમે મહાલયમાં કેમ રહેતા નથી, તમે મોટર કે ઘોડા ગાડીમાં કેમ બેસતા નથી તમે અમારી પેઠે શા માટે વ્યવહાર કરો છો, અને શા માટે બેસી રહેતા નથી વગેરે

— આ પ્રશ્નોનો ઉત્તર હું હાલ નહિ આપું પણ કોઈ અન્ય સમયે અન્ય પ્રસંગમાં આપીશ. પણ આપીશ એ નક્કી હાલમાં તો માત્ર એટલું જ કહું છું, કે ભિન્ન ભિન્ન ભૂમિકાના મનુષ્યો એક બીજાના સ્વરૂપને સમજી શક્વાનાં અનધિકારી છે. હું નથી કહેતો કે તમારી ભૂમિકા નીચી છે ભલે મારા કરતાં તમારી ઉચ્ચ હો પણ મારું કહેવાનું એ છે, કે તમારી ઉચ્ચ ભૂમિકા હોય, અને મારી નીચી હોય તો પણ આપણે એક બીજાના જીવનને સમજી શકતા નથી. इत्यलम्




# લઘુ પિંગળ.

અથવા

## વૃત્તનિરૂપણ

### ઉપજાતિ

સુવર્ત્ત[1] જેમા મહુગોળ રાજે, મનુષ્ય આદિ ગણ[2] જ્યા વિરાજે,
પ્રપચ[3] ગ્રથે વિધવિધ રૂપે, જાણો લખ્યુ પિગળ સૃષ્ટિભૂપે 1

### દોહરો

અતિ પ્રસિદ્ધ છ દોતણો, બોધ થવાને બેશ,
પ્રણમીને પરમેશને આ લઘુ પિગળ લેશ, ૨

### દોહરો

પર કવિતા તો ભણુ પ્રથમ, ગુરુ, લઘુ, ગણુનો ભેદ,
[કેમકે] નિયમ જાણિ કવિતા ભણે, તો નવ ઉપજે ખેદ ૩

### લઘુગુરૂ

હ્રસ્વ લઘુ એક માત્રનો, દીર્ઘ ગુરુ બે માત્ર
જોડાક્ષરથી થડકતો, હ્રસ્વ તોય ગુરુપાત્ર ૪
અનુસ્વાર, પદાત કદિ, વિસર્ગ, પણ ગુરૂ તેમ
લઘુ જેવો બોલાય તો ગુરૂ પણ લઘુ છે એમ ૫

### ઉદાહરણ—ઇંદ્રિવજ્રા

જો નિત્ય ગાખો ભણવાનુ લક્ષ તો કેમ રે'શે પછી દુ ખ લક્ષ,
ઓ બોલ નાખો એક વાર યાદ, છોડો તમે અતરનો પ્રમાદ ૬

આ ઉદાહરણમા 'નિત્ય' માની 'નિ' હ્રસ્વ છતા પછીના જોડાક્ષરથી થડકાય છે માટે ગુરૂ છે છેલ્લો 'ક્ષ' તથા 'દ' લઘુ છે છતા પાદ (ચરણ) ને અતે છે માટે ગુરૂ ગણાયા છે 'દુ ખ' અને 'અ તર' શબ્દના પ્રથમ અક્ષરમા વિસર્ગ અને અનુસ્વારથી ગુરૂતા આવી છે 'એકવાર' એ શબ્દમા 'એ' ગુરૂ છે છતા લઘુ જેવો બોલવો પડે છે, માટે તે લઘુ છે બાકીના અક્ષરોમા હ્રસ્વ તે લઘુ અને દીર્ઘ તે ગુરૂ છે

---

૧ સારું વૃત્ત (છદ) અથવા સારો ગોળાકાર ૨ 'મગણ' વગેરે અથવા સમુદાય
૩ સૃષ્ટિ અથવા પ્રસાર

## છંદના પ્રકાર

દ્વિવિધ છંદજાતિ દિસે, ગણુ લક્ષણુ સુચિ કર્ણ,
માત્રા માત્રામેળમા, વર્ણ મેળમા વર્ણ ૭

## અક્ષરગણુ

ત્રણ અક્ષરનો એક ગણુ, એવા બધા મળીને આઠ ગણુ છે **મયરસ તજભન** એવા આઠના નામ છે તેના લક્ષણુ

મગણુ બધા ગુરુ માનવા, યગણુ આદિ લઘુ હોય,
રગણુ મધ્ય લઘુ રાખિયે સગણુ અંત ગુરુ હોય ૮
તગણુ અંત લઘુ તાણુવો, જગણુ મધ્ય ગુરુ જાણુ,
ભગણુ આદિગુરુને ભણો, નગણુ બધા લઘુ આણ ૯

## અક્ષર ગણુનુ ઉદાહરણુ

અનુષ્ટુપ્

य विश्वासी, र वॅदॅनॅ, त वेदातॅ, स व दॅना
म वीराशा, ज वॅनिॅता न वॅ७रॅ, भ वारिॅदि ૧૦

(1) અથવા (‿) આ ચિન્હ લઘુનુ છે અને (ડ) અથવા (—) ચિન્હ ગુરૂનુ છે ગણુબોધક અક્ષર ઉદાહરણુમા હોવાથી બાળકો ગણબોધક અક્ષર જેમા હોય તેવા શબ્દોને મગણ વગેરે માનીને ભને છે તે ન થવા માટે ઉદાહરણોનો આદિ અક્ષર જૂદો લીધો છે

## માત્રાગણુ

ચાર ચાર માત્રા તણા, માત્રા ગણ છે પાચ,
ગુરુ લઘુકેરા ભેદથી, આ રીતે તે વાચ ૧૧
બે ગુરુ મગણુ, નગણુવિષે, ચાર લઘુ કહેવાય,
સગણુ, જગણુ, ને ભગણ, તે અક્ષરગણુસમ થાય ૧૨

## માત્રા ગણુનુ ઉદાહરણુ

'રાજા' એ મગણુ છે, કેમકે તેમા બન્ને ગુરૂ છે, અને ચાર માત્રા છે 'ન લઁ ધઁ રઁ' એ નગણુ છે, કેમકે તેમા ચાર લઘુ છે, અને તેથી ચાર માત્રા છે બીજા માત્રાગણો અક્ષરગણુમાના જ છે અને તેમની પણ ચાર ચાર માત્રાઓ છે માત્રાનુ બીજુ નામ 'કળા' હોવાથી ચાર ચાર માત્રાના ગણોને ચતુષ્કળ ગણ પણ કહે છે

સંજ્ઞા

ગણને ઠેકાણે મ ય ર સ ત જ ભ ન, લઘુને બદલે લ અને ગુરૂને બદલે ગ લખીશુ તેમજ જરૂર પડશે તો એજ અક્ષરો દીર્ઘ સ્વરયુક્ત એટલે મા યા રા લા ગા વગેરે લખીશુ

ચરણને પ૦ કહે છે પહેલાને ત્રીજા ચરણને વિષમપદ કહે છે, તથા બીજા અને ચોથા ચરણને સમપદ કહે છે

## * અક્ષરમેળછંદના લક્ષણ

### પ્રમાણિકા * વિ ૪, ૪

પ્રમાણિકા થશે ત્યહા, જ, રા લ ગા હશે જ્યહા,
ગણાય આઠ અક્ષરો, ન પાપ ભારને ભરો ૧

### ૨ સમાનિકા છંદ વિ ૪, ૪

તે સમાનિકા વદાય, રા જ ગા લ જ્યા લખાય,
પાદ પાદ વર્ણ આઠ, ધ્યાન રાખી વાચ પાઠ ૨

### ૩ અનુષ્ટુપ છંદ વિ ૪, ૪

અનુષ્ટુપ્ પાચમો હ્રસ્વ, ગુરુ છઠ્ઠો બધે ગણો
સાતમો સમમા હ્રસ્વ, વિષમે દીર્ઘ તે ભણો ૩

### ૪ મણિબંધ વિ ૫, ૪

તે મણિબંધ પ્રાજ્ઞ લખે, જ્યા ગણ ભા મા સા નિરખે
અક્ષર સંખ્યા અંક (૯) મિતા, જ્યા ધ્વનિ દીસે રમ્ય કવિતા ૪

### ૫ કામદા છંદ વિ ૫, ૫

કામદા તણૂ કામ હોય જે, રા ય જા ગ તો ચર્ણમા સજે,
અક્ષરો દિયા જેટલા ગણો, ભાઇ ભાવથી ખતખે ભણો ૫

### ૬ લલિતછંદ વિ ૬, ૫

* છંદ વાંચતી વેળાએ અમુક અક્ષર આગળ તે વિરામ જણાવવાને આ અક્ષરો મૂક્યા છે છંદનાં ચરણોમા ક્રમે નામ, માપ વર્ણસંખ્યા તથા ઉદાહરણ છે

લલિત નામ તે છંદ જાણજો, ન ર ર લા ગં નો ચર્ણમા સજો
વરણુ ચર્ણમા રુદ્ર (૧૧) તુલ્ય છે, ગઇ જુવાનિ આ શું થયો જઠો! ૬

૭ ઇંદ્રવજ્રા છંદ. વિ ૫, ૬

તે ઇંદ્રવજ્રા કવિલોક કે'છે, તા તા જ ગા ગા ગણુ યત્ર રે' છે
પાદે વસે છે અગિયાર વર્ણો, લીલા પ્રભુની સુખકારિ વર્ણો ૭

૮ ઉપેંદ્રવજ્રા છંદ વિ ૫, ૬

ઉપેંદ્રવજ્રા વૃત તે લખે છે, જ તા જ ગા ગા ગણુ જ્યા ટકે છે,
દરેક ચર્ણે (૧૧) શિવવર્ણ આણો, સુબુદ્ધિ આપી ફળ તેનુ જાણો ૮

૯ ઉપજાતિ છંદ વિ ૫, ૬

તેને કહે છે ઉપજાતિ ભાવે, ઉપેંદ્રવજ્રા પ દૈન આવે,
જ્યા ઇંદ્રવજ્રા પદ કોઇ ઠામે, કર્ત્તાનિ ઇચ્છા સમ કાર્ય જામે ૯

૧૦ દોધક છંદ વિ ૬, ૫

દોધક છંદ કવીજન કે'છે, જના ગણુ ભા, ભ ભા, ગા, ગ, વસે છે,
અક્ષર તો અગિયાર ગણે છે, કામ ત્યહા લગી યાર ગણે છે ૧૦

૧૧ સ્વાગતા વિ૦ ૩, ૪ ૪,

સ્વાગતા વૃત સદૈવ ઉચારો, રા, ન, ભા, ગ, ગં, જ્યહા ગણ ધારો,
અક્ષરો દર પદે અગિયાર, સૃષ્ટિ આખર નથી સંગિ યાર ૧૧

૧૨ દ્રુતવિલંબિત વિ૦ ૪, ૩, ૫

દ્રુતવિલંબિત તે વૃત માનિયે, ન, ભ, ભ, રા, ગણ જના ગણિ આણિયે,
પ્રતિપદે પણુ અક્ષર બાર છે, વિનય લોકવિષે અતિસાર છે ૧૨

૧૩ ભુજંગી છંદ વિ ૬, ૬

ભુજંગી ભલો ભાખવા હોય પ્રીતિ, ય ચારે ગણે એ ભુજંગીનિ રીતિ,
લખો ચર્ણમા અક્ષરો બાર મિત્રો, સ અંતર નીતિનુ ચિત્ર ચિત્રો ૧૩

### ૧૪ તોટક છદ. વિ ૬, ૬

શુભ તોટક છદ લખાય ત્યહા, ગણુ અક્ષર ચાર સકાર જ્યહા
દર પા વિષે રવિ (૧૨) વર્ણ દિસે, નહિ શર્ણ જતા શુભ વર્ણ હસે ૧૪

### ૧૫ મોતીદામ છદ. વિ ૭, ૫

કહે કવિયો શુભ મૌકિતકદામ, કરો જગણો ગણિ ચાર તમામ,
ગણો પદમા પછિ અક્ષર બાર, ભરો નહિ ભૂતળમા અઘભાર ૧૫

### ૧૬. સ્રગ્વિણી છદ વિ ૬, ૬

સ્રગ્વિણી નામ તે છદને જાણિયે, રા જ્યહા ચાર ફેરા ગણો આણિયે
અક્ષરો પાદ પ્રત્યેકમા બાર છે, ચિતમા આદર્યુ તો કશી વાર છે ? ૧૬

### ૧૭ પ્રમિતાક્ષરા છદ વિ૦ ૬, ૬

પ્રમિતાક્ષરા રુચિર ઉચ્ચરજો, સ, જ, સા, સ, ત્યા ક્રમવડે કરજો
પ્રતિપાદ બાર વરણો ધરવા, ન વિચાર પાપ કરવા ઠરવા ૧૭

### ૧૮ વસતતિલકા છદ વિ ૮, ૬

તેને વસતતિલકા કવિલોક કે છે,
તા ભા જ જા ગ ગ ગણો ક્રમ જ્યા લહે છે
એકેક પાદમહિ અક્ષર ચોદ આવે,
ક્રમાનુક્રમ સુખ દુખ સદા કહાવે, ૧૮

### ૧૯ માલિની છદ વિ ૮, ૭

દર કવિવર તેને માલિની છદ કે'છે,
ગણ ન ન મ ય યા જે વૃત્તમા જૈ ઠરે છે
તિથિ સમ દર પાદે અક્ષરો જૈ વસે છે,
અસમ્ય નર વિચારી હાથ અતે ઘસે છે ૧૯

### ૨૦ ચામર છદ. વિ૦ ૮, ૭

ચામરાખ્ય છદ પૂર્ણકે, કવિન્દ્ર તેહને,
રા જ રા જ રા ત્યહા દરેક ચર્ણમા બને

અક્ષરો તિથી (૧૫) સમાન માન પાદ એકમા,
જો વિચારી વાવરે ન તો વધે નહીં જમા, ૨૦

### ૨૧ નારાચ છંદ વિ૦ ૮,૮

**નરાચ** છંદ મંદ લોક જો ન આ પ્રમાણશે,
જ રા જ રા જ ગા ગણોઘ ચર્ણમાથિ ક્યા જશે ?
જણાય સોળ અક્ષરો ણાય જો ગણી જુએ,
ન પુત્રના મરી જવાથી વાઝિયો જરા રૂએ ૨૧

### ૨૨ શિખરિણી વિ૦ ૬,૬,૫

વિલોકીને તેને કવિ શિખરિણી સત્ત વદતા,
જ્યહા પાદે પાદે ય મ ન સ ભ લા ગા ગણ થતા,
અકેકુ પોતામા ચરણ વરણો સત્તર ધરે,
કુદા કીધા કામો, હરિવણ હને કો ખ હરે! ૨૨

### ૨૩ મંદાક્રાન્તા છંદ વિ ૮,૬,૭

**મંદાક્રાન્તા** કવિવર લખો છંદ જાણી રૂપાળો,
**માભાનાતાતગગ** ગણ જ્યા ચર્ણમધ્યે નિહાળો;
પાદે પાદે મુનિ શશિ ધરો વર્ણ જાતે ગણીને,
શાતી જેણે અનુભવિ નહીં, શુ કર્યું તો ભણીને ૨૩

### ૨૪ શાર્દૂલવિક્રીડિત. વિ ૧૨, ૭

જો જો, કાવ્યરૂપા પ્રવીણ કવિઓ, શાર્દૂલવિક્રીડિતે,
**મા સા જા સ ત તા ગ** એ ગણ ભવા આવી શકે આ રિતે
આખા અક્ષર ઓગણીશ ગણવા ત્યા પ્રત્યેકમા,
રાખીને અભિમાન પૂર્વજતણુ રે સર્વદા ટેકમા ૨૪

### ૨૫ સ્રગ્ધરા વિ ૭, ૭, ૭

તેને જોતા વિચારી, વિબુધ જન ભલા સ્રગ્ધરા વૃત્ત કે'છે,
**મા સા ભા ના ય યા યા** ગુણિજન ગણજો એ ગણો જ્યા રહે છે,
સાતે ને સાત સાતે, વિરતિ, ચરણમા અક્ષરો એકવીશ,
વિદ્યા તો તુ ભણ્યો છે, પણ વિનયવિના, માન શાનુ લહીશ ? ૨૫

## ૨૬ ઇંદ્રવિજય છંદ વિ૦ ૬,૬,૬,૫

ઇંદ્રવિજે જ । લોકવિષે કવિ કોઠ લખે શુભ છંદ ગણીને,
નાત ભ બે ગુરૂ જે સ્થળમા, યતિ શાસ્ત્ર, છ, દર્શન, પાચ લહીને,
અક્ષર ત્રેવિશ એક પદે, ઘટતો કદિ એક ગણાય ન પૂરૂ,
જ્ઞાનવિના જન ગાન લહે પણ માન બધ સનમાન અધૂરૂ ૨૬

## ૨૭ દુમીલા છંદ વિ૦ ૧૨,૧૨

દુમિલા કવિ લોક લખે મનથી, જનથી કદિ જો પરખાઇ શકે,
તવ આઠ ગણો સગણો યતિ દ્વાદશમે વરણે જઈ છેક ટકે,

હર ચર્ણવિષે કવિ વર્ણ ગણે તવ ચોવિશથી નહિ ન્યન થશે,
જન ભોજન જાય દલાર પરતુ ગળે લખ્યુ જે નિજ ભાગ્યવિષે ૨૭

## ૨૮ વૈતાળિય છંદ વિ૦ ૩,૪,૩ વિષમપદે, ૪,૩,૪ સમપદે

વિષમે સ સ જા ગ ત્યા વસે, સમ માંને સ ભ રા લ ગા દિસે
દશ ને અગિયાર અક્ષરો, કવિ ! વતાલિયમા ક્રમે ધરો ૨૮

## ૨૨ મનહર છંદ વિ૦ ૮,૮,૮,૭

કેક મનહર છંદ, વાપરે કવિના વૃંદ,
વદતા આનંદ કંદ વ્રજચંદ દેવને,
લઘુ ગુરૂ ગણ કેરો, નિયમ નથી કરેલો,
લઘુ ગુરૂ પણ છે લો અક્ષર ત્યહા બને,
આઠ આઠ આઠ સાતે, ધરવો વિરામ ખાતે,
ગણવા પછી નિરાતે કુલ એકત્રીશને,
રક્ષણ ન થાય તો ન લક્ષણ રખાય,
રાજકેરૂ હણ કાય ધ । ૧ન કોટિ ત્રીશને ૨૯

## માત્રામેળ છંદો

### દોહરો.

ગણના અક્ષરથી ગણ્યો, માત્રાગણ આ ઠામ,
કહિશ સુગમતાથી કંઈક, લક્ષણ ત્યમ વિશ્રામ ૧

### ૧ ચોપાઇ તાળ ૧,૫,૯,૧૩

ત્રેણ ચતુષ્કળ તૂ ગણ આણ, અંતે ગુરૂ લઘુ અક્ષર જાણ
જો માત્રા બધી પંદર થાય, તો તેને ચોપાઇ લખાય ૨

### ૨ ચરણાકુલ છંદ

ત્રણ ચતુષ્કળ જો ગણ હોયે, અંતે બે ગુરૂ અક્ષર તોયે,
જો માત્રા કુલ સોળ ગણાયે, તો ચરણાકુલ નિશ્ચય થાયે ૩

### ૩ પ્લવંગમ છંદ

માત્રા કર વિશએક પ્લવંગમ છંદમાં
એકાદશ પર અટક, ગુરૂ આદ્ય તમાં,
એક ઊપર પછી ચાર, ચાર પર તાળ છે,
ઇશ્વર આ જગતનો સદા પ્રતિપાળ છે ૪

### ૪ અહીદીપ છંદ

જો અહીદિપાખ્ય, છંદ નદીને વખાણો,
ત્રિકળ ષટ્ક અંતે બે ગુરૂ તહાં પ્રમાણો,
સૂર્ય ને દિશા વિશે વિરામ આવિ માત્રા,
શું કરે અસાધ્ય રોગિને ભિષકની માત્રા ૫

### ૫ હરિગીત છંદ

લઘુ પાંચમી થકી સાતમાતે, તે રીતે કળ જાણજો,
કર વિરતિ દર ગણિ માતમી, આખર રગણ પણ આણજો
ધર તાળ ત્રણ થકી સાત, સાતે હોંસથી હરિગીતમાં,
અઠાવિ માત્રા કુ [illegible]રો, મનને ધરો હરિગીતમાં

### ૬ ચોપાયા છં

અઠ્ઠાવિશ માત્રા પ્રતિપદમા, સોળે વિરતી કરવી,
પ્રથમ ઉપર પછિ ચાર ચાર પર, સાત તાળ પણ ધરવી,
અ તે ગુરૂ અક્ષર આદરવો, છ દ થશે ચોપાયા,
ભણી ગણી નિજ હિત નવ જાણ્યુ, તો શુ કહો કમાયા ? ૭

### ૭ સવૈયા એકત્રીસા

સાત ચતુષ્કળ ગણિને કર ગણ, આખર પણ ગુરૂ લઘુને આણ,
કુલ એકત્રિશ માત્રા ધરવી એજ સવૈયા સારા જાણ,
સોળે ને પછી બારે વિરતી કરવી, કે'છે કવિ પુરાણ
જો ન ભજે જગનાયક, લાયક નર ! તુ તો પછી થાશે હાણ ૮

### ૮ ત્રિભ ગી છ દ

બે માત્રા આગળ પછી ચતુષ્કળ, સાત ગણો ધર ગુરૂ છેન્તો,
દિગ, વસુ, વસુ, છોએ, જો યતિ હોવે, ત્રિભ ગી તો એ, ગણિ એતો
જ્યા જ્યા યતિ આવે, પ્રાસ બતાવે, જો કવિ ભાવે, ગુણશાળી,
તો કવિયો પામે, માન ગણાશે, કવિતા થાશે, સુરસાળી ૯

### ૯ ઝુલણા છ દ

વન્હિથી પાચમી હર કળા કર લઘુ, ધર ગુરૂ અ ત બે ભાઇ ભાવે,
કુલ કળા ત્રીસને સાત, હર પાચમી તેમ વળિ ચોત્રિસે તાળ આવે,

ધર જતી હર દસે, છ દ ઝુલણા થશે, શોક તુજ નાસશે તર્ત ગાતા,
શાતિ સ સારમા ચાર તેવી દિશે, નીર જ્યમ ઝાંઝવાના જણાતા ૧૦

### ૧૦ દોહરા છ દ તાળ ૧,૫,૯

દો'રામા વિષમે કળો તેર સમે અગિયા ,
વિરતિ કરી કળ આઠમી, લઘુ અગિયારમિ ધાર ૧૧

### ૧૧ સોરઠા છ દ

દો'રો અવળો થાય, તો થાયે શુભ સોરઠો,
પહેલો ત્રીજે પાચ, જો બીજે ચોથો બને ૧૨

### ૧૨ કાવ્ય છંદ

પાદ તણું પૂર્વાર્ધ પૂર હોહરા સમપદથી,
ત્રણ ભુજ વળી આઠથી ઊત્તરાર્ધ આણુ મનથી,
કર કળ શિવ ને તેર મળી ચોવિશ દર પાદે,
મોહિત જન જૈં મરે વિષયવિષ ને સ્વાદે ૧૦

### ૧૩ કુંડળીયા છંદ

કરવો દો'રો પ્રથમ પછી, તેનું ચોથું પાદ,
ઊલટ વી કર એક ત્યા કાવ્ય છંદ ધરિ યાદ,
કાવ્ય છંદ ધરી યાદ, ચરણ દર ચોવીશ કળ લે,
પ્રથમ પાદના પ્રથમ શબ્દને પણ આખર લે
કુંડળીયો એ રીત છંદ મનથી આદરવો,
વળનો કરવો કાવ્ય, પ્રથમ તો દો'રો કરવો ૧૪

### ૧૪ છપ્પો

કાવ્ય છંદ કરી એક, ચાર પદ એમ પતાવો,
દો'રા ના પદ વિષમ બે પછી સાથે લાવો,
પણ બે માત્રા પ્રથમ કરો તેમને વધારે,
તો છેલ્લા બે પાદ છપયના તે જ સુધારે,
દર ચાર પાદ તો કાવ્ય સમ, અઠ્ઠાવિશ દર આખરે,
જે જન સમજણ નહિ કેળવે, તે પશુસમ જનમી મરે ૧૫

### ૧૫ આર્યા તાળ—૧ થી ચાર ચાર માત્રાએ

સાત ચતુષ્કળ ગણ પછિ, ગુરૂ છે લો, બારમે વિરામ કરો,
છઠ્ઠો જગણ નગણ વા, જગણ ન વિષમે કદાપિ ધરો ૧૬
પ્રથમ ત્રિજે દ્વાદશ કળ, પદર ચોથે, અઢાર બીજામા,
રસવંતિ અને અલકૃત આર્યા શોભે નહી શામાં ૧૭

### ૧૬ ગીતિ (તાળ આર્યાપ્રમાણે)

વિષમે બાર ચતુષ્કળ, સમમા તેવી અઢાર જામે છે,
આર્યા જેવી ગીતિ, સાંભળતા મન વિનોદ પામે છે ૧૮

## ઉપસંહાર

### વસંતતિલકા

વિસ્તારિ પૂર્ણ કરિ પિંગળ કૈં રચ્યા છે,
યુક્તિ, પ્રયુક્તિરૂપી રત્ન થકી ખચ્યા છે;
તે પાસ આ ન લઘુ પિંગળ કૈં વિખ્યાત,
(પણ) આરંભમાં સુગમ છે ભણવાનું ખ્યાત,
તે માટ યત્ન થકિ આ ક્રમ આદર્યો છે,
પ્રખ્યાત વૃત્ત લઇ સંગ્રહ મેં કર્યો છે
તેમાં કદી અધિક ન્યૂનપણું જણાય,
ત્યાં ત્યાં સુધારિ સુજને કરજો ક્ષમાય

છોટાલાલ નરભેરામ ભટ્ટ
૨૫-૧૦-૧૮૭૯






पुस्तक १९ ] संवत् १९७७ श्रावण कृष्ण० १४ [ अंक १०

॥ ॐ श्री ॥

# तृष्णा त्यजवा मनने प्रबोध

૫૬ ( ગુરૂવરરે, શિશુને કરો સદ્ય સ્વરૂપાકાર, એ લય )

હવે ત્યજને, મનવા ! તારી તૃષ્ણા આ ઉરની અપાર,
તેથી સુખી નહી તું થનાર, કહું કેટલું વારવાર રે —
પાચ જોઇએ ત્યા પચીશ દીધા, પ્રભુએ પણ તૃપ્ત ન થાય,
જલને ઠેકાણે દુધ દીધું પણ, હજી શું મેળવવા ધાયરે?—
તૃપ્તિ થતી નથી આટલે જો તને તૃપ્તિ હવે ન થનાર,
ઇંદ્રના વિભવ મેળવ તું ભલે કરીને અનંત હજાર રે,—
દૃશ્ય પદાર્થોથી અજસુધી કાંઈ, પામ્યું ન તૃપ્તિ લગાર
તો પછી તારી અંતરની અતૃપ્તિ, કહે શી રીતે ટળનાર રે,—
આ મેળવું, તે મેળવું, લહીને, ધાતો હજી શું ગમાર,
પદાર્થો મળે પણ આયુષ્ તારૂં, અમૂલ્ય થતું જો પસાર રે —
અમર્ય કરી ફરી આયુષ્ ખોઇ, પામે મૃત્યુ નિર્ધાર,
દુર્લભ માનવ જન્મ તું ખોઇ રહે, કાં ન કરે તું વિચાર રે, —
જે પ્રભુએ દીધું ઓછું તુજને, કાં ન દેશે તે અધિક,
જે ક્ષણે જેની જરૂર હશે તે, દેશે પ્રભુ થા નિશ્ચિંત રે —
રહી પ્રભુના વિશ્વાસે હવે ત્યજ, ચિંતા ઉરેથી સમૂલ,
શાંતિથી સ્મરી શ્રીનરહરિ નાથને, ટાળ આ જનિમૃતિશૂલ રે,—

# आत्मज्ञानशिवाय मनुष्यजीवन व्यर्थ छे,



योदेवाना प्रभवश्चोद्भवश्च विश्वाधियो रूद्रोमहर्षि ॥
हिरण्यगर्भं जनयामास, पूर्व स नो बुध्या शुभयासयुनक्तु ॥ १ ॥

પૃથિવી જળ, તેજ વાયુ અને આકાશાદિ પંચ મહાભૂતોની ઉત્પત્તિ તથા શક્તિના કારણ વિશ્વના અધિપતિ અચળ અને સર્વજ્ઞ ઈશ્વરે પ્રથમ બ્રહ્માને જ જન્મ આપ્યો તે પરમ બ્રહ્મ પરમાત્મા અમો સારી બુદ્ધિ આપો.

× × × × × ×

મનુષ્યમાત્ર દિન રાત મોહપાશમાં ગુંથાઇ કામ ક્રોધાદિને વશ થઇ આમ તેમ અનેક ઉથલ પાથલો કર્યા કરે છે હું ક્યારે અગણિત ... પ્રાપ્ત કરીશ સૌન્દર્યવાન મનોરમા મને ક્યારે મળશે સામ્રાજ્યસત્તા સંપાદન ક્યારે થશે સંપૂર્ણ સુખનો આનંદ ક્યારે આવશે આના અપરંપાર વિચારો વારંવાર કર્યા કરે છે પરંતુ તે અવિનાશી, અખંડ આત્માને ઓળખવા સારૂ કંઇ પણ પ્રયાસ કરી શકતા નથી પ્રાચીન કાળમાં આપણા ભરતખંડમાં ઘણા તત્ત્વવેત્તાઓ થઇ ગયા છે કે જેમણે આત્માને ઓળખવા માટે ઘણી સારી રીતે વિચાર કરેલો છે માટે કામ ક્રોધાદિ ષડ્‌રિપુને અંતઃકરણમાંથી દૂર કરી તેને નિર્મળ બનાવી મન રહિત બની શાન્ત વૃત્તિને સ્વસાધ્ય કરી આત્મવિચાર તરફ લક્ષ લેઇ હું કોણ એની ઓળખાણ અવશ્ય કરવી જોઇએ

## આત્મવિચાર એટલે શું ?

મનુષ્યો નાના પ્રકારનાં લૌકિક સુખ સાધ્ય કરવાને સમુંમંથન કરી રહ્યા હોય છે તેમને આત્મવિચાર એટલે શું, એ પ્રશ્ન તો સહજ ઉત્પન્ન થેઇ શકે તેથી તે સબંધી ઉહાપોહની આવશ્યકતા જણાય છે

ઘણા મનુષ્યો કોઇપણ પ્રકારનો પ્રયત્ન કરવાની ઇચ્છા કરતા નથી પણ ફળ મેળવવાની અપેક્ષા બહુ જ રાખે છે શ્રમશિવાય સાર્થકતા થતી નથી

મનુષ્ય જન્મ પામ્યા પછી નિદ્રા મૈથુન અને આહારમાં આયુષ્ય બધું ગુમાવી નાંખ્યું તો પછી પશ્વાદિકમાં અને મનુષ્યમાં ભેદ શું રહ્યો ? એટલા માટે અહર્નિશ આત્મવિચાર કરવો જોઈએ ચોરાશીલક્ષ યોનિમાં મનુષ્ય જન્મ પ્રાપ્ત થવો તે પરમાત્માની પૂર્ણ કૃપાથી થાય છે તેથી સર્વોત્કૃષ્ટ મનુષ્ય દેહ પામ્યા પછી જે જગતનો આધાર છે, જે આનંદરૂપ છે સત્ છે ચિત્ છે નિત્ય છે વ્યાપક છે વિભુ છે સર્વને પ્રકાશ કરવા વાળા છે, અવિકારી છે, અને બુદ્ધિથી જે જાણી શકાતા નથી તે બ્રહ્મ તે હું છું એવું જ્ઞાન પ્રાપ્ત કરવું તેનું નામ આત્મવિચાર

## ચિત્તશુદ્ધિશિવાય આત્મવિચાર થતો નથી

જ્યાસુધી ચિત્ત શુદ્ધ થયુ નથી ત્યા સુધી આત્મવિચાર થતો નથી માટે શ્રેયસમ પાદકે અ ત કરણમા રહેલા ર જોગુણ અને તમો ગુણુના પ્રભાવવડે ઉત્પ ન થતા વિકારોને વેગળા કરી ખરેખરી સાત્વિક વૃત્તિ રાખવી જોઇએ

વગળવાળા સોનાને તેજાબમાં નાખવાથી તે શુદ્ધ સુવર્ણ થાય છે અને તેમાં રહેલી મિશ્ર ધાતુઓ પ્રથક્ થઇ જાય છે તે જ પ્રમાણે ચિત્તમા પ્રતીત થતા રજોગુણ અને તમોગુણ સદ્ગુરુના વચનામૃતરૂપી તેજાબનો સ્પર્શ થવાથી દૂર થઇ મૂળ શુદ્ધ સત્વ ગુણ પ્રતીત થાય છે

——કામરૂપ દુષ્ટ શત્રુ હૃદયમા વાસ કરોને રહતા છે તેનો નાશ કરવામા આવે છે ત્યારે જ ચિત્ત શુદ્ધ થાય છે અને ચિત્ત શુદ્ધ થયુ એટલે આત્મવિચાર ને વિલ બ લાગતો નથી સસારના માયાવી મનુષ્યો વિષયસુખમાં આસક્ત થઇ ચિતામણિરૂપ આત્મસુખને ખુએ છે એ ખરેખર શોકજનક છે.

## ચિત્તશુદ્ધિમાટે નીચેના નિયમો લક્ષમા રાખવા

— આહાર સાત્વિક અને અલ્પ રાખવો. બ્રહ્મચર્ય સાવધાનતાપૂર્વક પાળવુ નેત્ર વાણી અને હાથ વગેરે સર્વ ઇન્દ્રિઓ વશ રાખવી પ્રયોજનવગરના વચનો બોલવા નહિ અર્થવગરની વાર્તા શ્રવણ કરવી નહિ આળસનો ત્યાગ કરવો અહંબુદ્ધિ અને મારાપણુ રાખવુ નહિ વ્યવહાર શી રીતે ચાલશે એવી ચિતા કદાપિ કરવી નહિ સર્વત્ર નામ રૂપનો બાધ કરી જ્ઞાનાંજનવડે આત્મસ્વરૂપનો અનુભવ કરવો

## સ્વરૂપાન દનો આભાસ ક્યારે થાય છે ?

આત્મવિચારથી જે મનુષ્યની બુદ્ધિ ઉત્કટ હોય તેને અનેક વિષય સાધ્ય કરવાની ઇચ્છા થાય વિષય એ શબ્દમાં ભોગ અને ધન પુત્રાદિકના સાધનોનો સમાવેશ થઇ શકે છે એટલે તે પ્રાપ્ત કરવાની ઇચ્છા થાય પણ તે ઇચ્છાથી બુદ્ધિ આકુળ વ્યાકુળ થવાથી સ્વરૂપાન દનો આભાસ થતો નથી સ્વરૂપાનંદનો આભાસ તો સ્થિર બુદ્ધિ થવાથી થાય છે

## વિષયમા આન દ છે જ નહિ

એક શાહુકારનો પુત્ર પરદેશ વ્યાપાર સારુ ગએલો હતો, પરતુ ઘણા વ્યવસાયન લીધે તેણે પિતાને પત્ર લખ્યો નહોતો પિતાની પ્રબળ ઇચ્છા પુત્રને જોવાને થઇ રહી હતી એટલામા કામ આટોપી કરી પુત્ર પરદેશથી ઘેર આવ્યો તે વખતે પુત્રના દર્શનથી પિતાને અત્યાનંદ થયો અને વૃત્તિ સ્થિર થઇ. પરતુ થોડી જ વારમા બીજી વાતોમાં વૃત્તિ જવાથી થએલા આનંદમાં ભગાણ પ ડ્યુ આ ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે વૃત્તિની સ્થિતિ એ આન દ છે, અને પદાર્થ અગર વિષયમાં આન દ છે જ નહિ

## ભ્રાન્તિને લીધે મિથ્યાની સત્યરૂપે પ્રતીતિ થાય છે

અજ્ઞાનીને વિષયમાત્રથી ભ્રાન્તિ થાય છે જગત્ જે પ્રતીત થાય છે તે ખરેખરી રીતે નથી જ પણ ભ્રાન્તિથી જ પ્રતીત થાય છે જેમકે સ્વપ્નામાં જોએલા અનેક પદાર્થ આકાશની નીલતા, દોરીમાં સર્પ અને શુક્તિમા રજતની પ્રતીતિ ભ્રાન્તિથી થાય છે તે જ પ્રમાણે જગત્ મિથ્યા છે છતાં ભ્રાન્તિના બળથી તેની પ્રતીત થાય છે ભ્રાન્તિ એટલે ખરાને બદલે ખોટાની પ્રતીતિ તે મનુષ્યને જે જગતની પ્રતીતિ થાય છે તે ભ્રાન્તિથી થાય છે આ મસ્વરૂપના અજ્ઞાનથી મિથ્યા ભેદ ઉત્પન થાય છે તત્ત્વદર્શનની ચર્ચા કરનાર પુસ્તકોમા કહ્યુ છે, કે ' હુ તો સત્ ચિત્ અને આનદ રૂપ બ્રહ્મ છુ, મારા સ્વરૂપમાં જગત્ છે જ નહિ, કારણુ કે જગત્ સત્ય નથી

## મોક્ષનુ સાધન જ્ઞાન છે

ઝાંઝવાનુ જળ તૃષા નિવારવાને શક્તિમાન્ નથી તે પ્રમાણે મિથ્યા જગત્ સુખી કરવાને સમર્થ નથી એવો નિશ્ચય થવો તેનુ નામ જ્ઞાન છે માટે મોક્ષનુ સાધન જ્ઞાન જ છે, અને તે જ્ઞાન અજ્ઞાનનો નાશ થવાથી પ્રાપ્ત થઇ શકે છે

## આત્માના બે સ્વરૂપ મુકરર થએલા છે

સામાન્ય અને વિશેષ એવા બે સ્વરૂપ આત્માના મુકરર થએલાં છે જે સત્ય સ્વરૂપ છે તેને સામાન્ય કહે છે, અને જેને અસગ, કૂટસ્થ, તથા નિત્યમુક્તાદિ કહેવામાં આવે છે તેને વિશેષ કહે છે જ્યાં જ્યાં ભ્રાન્તિ સ્થાન છે ત્યાં ત્યાં સામાન્ય રૂપને આધાર કહે છે અને વિશેષ રૂપને મુખ્ય સ્થાન કહે છે પ્રત્યેક મુખ્ય સ્થાનો જે જડ હોય તેમાં મુખ્ય સ્થાન સિવાય જોનાર ખરેખર જુદો જ હોય છે પરતુ જે ઠેકાણે મુખ્ય સ્થાન ચેતન હોય છે તે જગ્યાએ જોનાર ચેતન જ હોય છે જગતનુ મુખ્ય સ્થાન આત્મા છે, તે જ જગતને જોનાર છે એ ઉપરથી વિચાર કરીશુ તો નિશ્ચય થશે કે દુખરૂપ સસાર ભ્રાન્તિથી થાય છે માટે તે મિથ્યા હોવાથી તેની નિવૃત્તિ માટે યત્ન કરવાની જરૂર નથી જ્યારે જાદુગર જાદુના બળથી ઘરને આગ લાગેલો પ્રકાર દેખાડે છે ત્યારે તે પ્રકાર મિથ્યા છે એમ જાણી કોઇપણ મનુષ્ય તેને ઓલવવાને કઇ પણ યત્ન કરતો નથી, અથવા જાદુગર પોતાની વિદ્યાથી ફેંકી દે છે ઘડીક ગમે ભાગી ભુકો કરી નાખે છે ત્યારે તેનો માલીક શોક કરતો નથી, ગભરાતો નથી દીલગીરી દર્શાવતો નથી, તે પ્રમાણે મિથ્યા વસ્તુની નિવૃત્તિમાટે અપેક્ષા રાખવાની જરૂર નથી

## ચેતનના ચાર પ્રકાર છે

ચેતનના ચાર પ્રકાર છે કૂટસ્થ જીવ ઈશ્વર અને બ્રહ્મ

કૂટસ્થ જન્મ અને ઉત્પત્તિથી રહિત છે તથા જીવાત્માનો સાક્ષી છે અવિદ્યામાં જે ચેતનનો આભાસ છે તેને જીવ કહે છે અને માયામાં જે ચેતનનો આભાસ તેને ઈશ્વર કહેવામાં આવે છે ઈશ્વરના સ્વરૂપમાં અજ્ઞાન નથી, નથી તે નિત્ય છે, મુક્ત છે, અને સર્વજ્ઞ

છે ઈશ્વરની માયા બીલોરી કાચના ઘર જેવી હોવાથી તેમાંથી તે સર્વ જોઇ શકે છે, તથા જાણી શકે છે જીવની માયા માટીના ઘર જેવી છે તેથી તેમાંથી કઇ જોઇ શકાતુ નથી અને કઇ જાણી પણ શકાતુ નથી જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લય ઈશ્વર પોતે જ કરી શકે છે અને ચેતન અંશ જે જીવ છે તેનાથી કઇ થઈ શકતુ નથી આકાશની પેઠે બ્રહ્માંડમા ભિતર અને બહાર જે વ્યાપી રહેલો છે તેને બ્રહ્મ કહે છે બ્રહ્મ છે તે કઇપણ કર્મ કરતો નથી વ્યાપકતાનુ નામ બ્રહ્મ છે બ્રહ્મ શબ્દ ઉપાધિવાળો છે તોપણ તેનો વાસ્તવિક અર્થ તો અસંગત અને ઉપાધિ વગરનો છે એવો થાય છે

આ ઉપરથી ખાત્રી થાય છે કે ચેતન અંશ કઇપણ કરતો નથી પરંતુ આભાસ અંશ પુણ્યપાપ કરે છે અને સુખદુઃખ ભોગવે છે તથા ફળ આપે છે અને લે છે જીવના અને ઈશ્વરના ચેતન અંશમા કંઇ ભેદ નથી કર્મ આભાસ અંશ કરે છે અને ફળ પણ આભાસ અંશ ભોગવે છે માટે ચેતન સાથે કર્મો અથવા ફળનો કોઇ પણ સંબંધ નથી તેથી હુ પોતે જ બ્રહ્મ છુ એમ માનવાને હરકત નથી જો પરમાત્માને પોતાનાથી જુદો માનવાનો આવે તો દીનતા અને દુઃખીપણુ દૂર થતુ નથી

વિદ્વાનોએ એકંદર સાત અવસ્થા આભાસની મુકરર કરી છે અજ્ઞાન, આવરણ, ભ્રાન્તિ, પરોક્ષજ્ઞાન, અપરોક્ષજ્ઞાન, શોકનાશ અને અતિ હર્ષ એ રીતે સાત અવસ્થા વિદ્વાન લોકોએ આભાસની મુકરર કરેલી છે પરંતુ એ સાતે અવસ્થાઓમાંથી એક અવસ્થાપણ ચેતનની નથી એ સાતે અવસ્થામા હુ કેવલ રહેલો છુ અર્થાત્ સાતે અવસ્થામા જે ચેતનપણુ છે તે અવસ્થાની શક્તિનુ નથી પણ બ્રહ્મની શક્તિનુ છે સાત અવસ્થાની પૃથક્ પૃથક્ વ્યાખ્યા નીચે મુજબ છે

**અજ્ઞાન**—એટલે હુ બ્રહ્મને જાણતો નથી એવુ કહેવુ તે

**આવરણ**—એટલે બ્રહ્મ નથી અને બ્રહ્મનુ ભાનપણ થતુ નથી તે

**ભ્રાન્તિ**—એટલે પોતાના સ્વરૂપમા સંસારની પ્રતીતિ થાય છે તે

**પરોક્ષજ્ઞાન**— બ્રહ્મ નથી એવા પ્રકારના આવરણનો નાશ થઈ સત્યજ્ઞાન અનંત રૂપ બ્રહ્મ છુ એવુ જ્ઞાન થાય છે તે

**અપરોક્ષજ્ઞાન**—એટલે હુ બ્રહ્મ છુ એવુ જે જ્ઞાન થાય છે તે અપરોક્ષજ્ઞાન થવાથી પુણ્ય પાપ કરવાવાળો સુખદુઃખ ભોગવનારો હુ જીવ છુ એવી ભ્રાન્તિ થતી નથી

**શોકનાશ**—એટલે મને જન્મ મરણ નથી લેશમાત્ર પણ સુખદુઃખ મને નથી સંસારના ધર્મો મને બાધ કરી શકતા નથી હુ તો સત્, ચિત્, અને આનંદ રૂપ જે કૂટસ્થ છે તે છુ, એ પ્રકારે જે જ્ઞાન ઉપજે છે તે

**અતિહર્ષ**—એટલે કર્તા અને ભોક્તા હુ નથી અને આત્મ સ્વરૂપમા કોઇ પણ પ્રકારનો સંશય નથી હુ તો અદ્વિતીય બ્રહ્મ છુ એવા જ્ઞાનનો પ્રાદુર્ભાવ થવાથી જે હર્ષ થાય છે તે

ઉપર પ્રમાણે સાતે અવસ્થામા અદ્વૈત પરમાત્માનુ શુદ્ધ જ્ઞાન થાય છે, એ વિષે વિચારસાગર નામના ગ્રંથમા સારી સમજુતી ઘણા પ્રમાણથી વર્ણન કરવામાં આવી

કે માટે અમારા લેખથી અપસ્સપાદને યોગ્ય સમજણ ન પડે તે। વિશેષ જીજ્ઞાસા તા વિચાર સાગર વાચી સદ્ગુરુદ્વારા બોધ મેળવવો શ્રયસ્કર છે

## સુખદુખના જ્ઞાનની પેઠે બ્રહ્મનુ જ્ઞાન પણ પ્રત્યક્ષરૂપ છે

સુખદુખનુ જ્ઞાન ઇન્દ્રિયદ્વારા થતુ નથી પણ પ્રત્યક્ષ જ્ઞાન થાય છે કાઇ વેળા ઇન્દ્રિયદ્વારા વૃત્તિનો સબધ થાય છે અને કોઇ જગ્યાયે શબ્દથી વૃત્તિનો સબધ થાય છે શબ્દથી વૃત્તિનો સબધ થાય છે તેને માટે નીચે મુજબ એક દ્રષ્ટાંત આપવામાં આવે છે કોઇ મામલતદારના ગામમાં તે દેશના મહારાજા સાહેબની સવારી આવી ત્યારે તેમને રહેવા સારૂ મહાન્ વિશાળ મકાનમાં સર્વ પ્રકારની વ્યવસ્થા કરવામાં આવી હતી તે મકાનમા દશ ઓરડા હતા થોડા દિવસ પછી મહારાજા સાહેબ પાછા પોતાને સ્થ પધાર્યા મામલતદાર સાહેબ ઘણા મદ બુદ્ધિ હતા તેથી તેમના મનમા વિચાર થયો કે રખેને રાજા સાહેબ એક ઓરડો ચોરી તો ગયા નથી ? આમ સશય થવાથી તેઓએ તે મકાનના દશ ઓરડા ગણવા માડયા પરતુ જે ઓરડામાં પોતે ઉભા રહ્યા હતા તે ઓરડાને ગણત્રીમાં ન લે અને બાકીનાને ગણે તેથી એક દર ગણત્રીમા નવ થવા લાગ્યા તેથી મામલતદાર સાહેબના મનને નિશ્ચય થયો કે આપણા અહીંનો એક ઓરડો મહારાજા સાહેબ લેઇ ગયા સબબ મહારાજા સાહેબની સ્વારી જે દિશા તરફ થઇને ગઇ હતી તે રસ્તે થઇને તેમની પાસે જઇ ને નમ્ર વિનતિ કરી કે મહેરબાન સાહેબ ! આપ જે મકાનમા રહ્યા હતા તે મકાનમાથી એક ઓરડો કેમ લેઇ જાઓ છો ? આ સાભળી રાજા તો ચકિત થઇ ગયા અને કહ્યું તમે શુ બોલો છો ? એમ કહી તેમની સાથે પોતાના મત્રિને મોકલ્યા અને સાબજેકી હકીકતનો ખુલાસો કરવા સૂચના કરી

મત્રિએ આવી ઓરડા ગણી જોયા ત્યારે દશના દશ જ હતા તેથી મામલતદાર સાહેબને પુછ્યુ તમે આ ઓરડા કેવી રીતે ગણ્યા છે ? મામલતદાર સાહેબ કહે છે જુઓ એમ કહી પોતે જે ઓરડામા ઉભા હતા તે વગરના ગણી બતાવ્યા

મત્રિ—તમે જે ઓરડામાં ઉભા છો તેને ગણત્રીમાં કેમ લેતા નથી ? તે સાથે દશ થાય છે

મામલતદાર સાહેબ—બરાબર કે તે હીસાબે તો દશ જ થાય છે તાત્પર્ય એ છે કે તમે ઉભા છો તે ઓરડો દશમો છે એવુ પ્રત્યક્ષ જ્ઞાન કરાવ્યુ માટે દશમાનુ જે જ્ઞાન થયુ તે શબ્દજન્ય જ્ઞાન થયું કહેવાય

અતઃકરણની વૃત્તિમા જે સુખદુખ થાય છે તે તે વૃત્તિમા રહેલો સાક્ષી છે તે સુખદુખને પ્રકાશ કરે છે, તેથી તેને સુખદુ આદિ ભાસ્ય કહેવામાં આવે છે બહારની વસ્તુઓ સાથે જે અતઃકરણની વૃત્તિનો સબધ થાય છે તે નેત્રાદિઇન્દ્રિયદ્વારા થાય છે માટે બહારની વસ્તુનો સાક્ષી ભાસ્ય થતો નથી તે જ પ્રમાણે બ્રહ્માકાર અતઃકરણની વૃત્તિ બહાર જતી નથી પરતુ શરીરના અતરમા જ થાય છે તે વૃત્તિની સાથે બ્રહ્મનો સબધ છે, તેથી બ્રહ્મનુ જ્ઞાન પણ સુખદુખના જ્ઞાનની પેઠે પ્રત્યક્ષ રૂપ છે

## આખુ જગત્ નાશવંત છે

આ અપાર સંસારમાં સ્થાવર જંગમ જડ ચૈતન્ય જે કંઈ જણાય છે તે તમામ અસ્થિર છે, નાશ પામનાર છે જ્યાં ખાડીઓ હતી ત્યાં આગળ મોટા સમુદ્રો થયા છે અને સમુદ્રો હતા ત્યાં ખાડીઓ થઈ છે, જ્યાં સુંદર બાગબગીચા હતા ત્યાં ઉકરડા થયા છે અને ઉકરડા હતા ત્યાં હવેલીઓ બંધાઈ છે જ્યાં શહેર હતા ત્યાં રાન થયા છે અને રાન હતા ત્યાં ગામ વસ્યાં છે આ પ્રમાણે અતિશય કથન પાથન થાય છે કર્ણ અર્જુન, ભિષ્મપિતામહ, દ્રોણાચાર્ય અશ્વત્થામા કૃપાચાર્ય, રાવણ, કુંભકર્ણ વિશ્વામિત્ર, વસિષ્ઠ પરશુરામ, સહસ્રાર્જુન, અને ગૌતમ આદિ તેજસ્વી વીર્યવાન્ અને સામર્થ્યવાન્ હતા તેઓ પણ મરણને શરણ થયા છે તો આપણા જેવાની વાતો જ શી ? કોઈને આજ કોઈને કાલ, કોઈને છ મહિને વર્ષે પાંચ વર્ષે પચાસ વર્ષે સો વર્ષે કે હજાર વર્ષે પણ જવુ છે એ નિર્વિવાદ છે

## આત્માનો સાક્ષાત્કાર જ્ઞાનથી થાય છે.

આત્મા નિત્ય છે ચૈતન્યરૂપ છે એનો સાક્ષાત્કાર જ્ઞાનવગર થઈ શકતો નથી વાયુસ્વરૂપ નિરાકાર છે છતા ઝાડના ડાળા પાંદડા હાલવાથી તેનો સાક્ષાત્કાર થાય છે અને વાયુ વિષે લેશમાત્ર પણ સંશય રહેતો નથી તે જ પ્રમાણે આત્મા નિરાકાર છે તેનો સાક્ષાત્કાર જ્ઞાનવડે જ થઈ શકે છે

## આત્મજ્ઞાન એટલે શુ ?

પરમાત્માની નજરથી જગત્‌ની ઉત્પત્તિ થઈ છે તેમા ક્રમવાર આકાશ વાયુ અગ્નિ, પાણી પૃથ્વી, ઔષધી વીર્ય, અને પુરુષ ઉત્પન્ન થયો છે શરીરની ઉત્પત્તિ પંચમહાભૂતથી છે તે બધાને ચેતન આપનાર જે આત્મા છે તે દ્રષ્ટા છે દેહના વિકાર છ છે જેમ ગર્ભ રહેવો, જન્મ થયા પછી છે પણુ જન્મ થયા પછીથી વૃદ્ધિને પામવુ, યુવાવસ્થા પ્રાપ્ત થવી વૃદ્ધાવસ્થા આવવી અને મરણ પામવુ આ છ પ્રકારના વિકાર શરીરના છે પરંતુ આત્માના નથી

અહમ્બ્રહ્માસ્મિ " હુ બ્રહ્મ છુ હુ એટલે શુ ? હુ એટલે શરીરના પંચભુત સમજવા, અથવા તેના છ વિકાર જાણવા ના એમ નથી હુ એટલે ચેતનરૂપ આત્મા જ સમજવો જોઈએ

' હુ મને જાણતો નથી " એવુ જે કહેવામા આવે છે તે અજ્ઞાનનો દ્રષ્ટા છે અને તેજ દ્રષ્ટા હુ છુ હુ જાડો છુ, પાતળો છુ કાળો છુ ગોરો છુ વગેરે જે માનવામા આવે છે તે મોટી ભૂલ છે મરવુ " અજ્ઞાને કરીને મનુષ્ય પોતે એ પ્રમાણે બોલે છે વિચાર, રીતે અનુભવથી જોવામા આવે તો તે અજ્ઞાનને જાણવાવાળો છે તે બધાથી ન્યારો છે જો તે જૂદો ન હોય તો ' હુ અજ્ઞાની છુ એ કહેવુ અથવા જાણવુ કદાપિ બને નહિ માટે નવુ જેહ ત્રણ અવસ્થા પંચકોશ ભોક્તા, અને ભોગાદિ વગેરેનુ વારંવાર વિવેચન કરીને તે દેહાદિ સર્વ દૃશ્ય છે અને હુ તેનો દ્રષ્ટા છુ એમ જે નિશ્ચય

છે માટે આમાગ લેખથી શ્રેયસ્સપાદકને યોગ્ય સમજણ ન પડે તો વિશેષ જીજ્ઞાસા સારૂ વિચાર સાગર વાચી સદ્ગુરુદ્વારા બોધ મેળવવો શ્રયસ્કર છે

## સુખદુખના જ્ઞાનની પેઠે બ્રહ્મનુ જ્ઞાન પણ પ્રત્યક્ષરૂપ છે

સુખદુખનુ જ્ઞાન ઇન્દ્રિયદ્વારા થતુ નથી, પણ પ્રત્યક્ષ જ્ઞાન થાય છે કોઇ ઠેકાણે ઇન્દ્રિયદ્વારા વૃત્તિનો સબધ થાય છે અને કોઇ જગ્યાએ શબ્દથી જ વૃત્તિનો સબધ થાય છે શબ્દથી વૃત્તિનો સબધ થાય છે તેને માટે નીચે મુજબ એક દ્રષ્ટાંત આપવામાં આવે છે કેએક મામલતદારના ગામમાં તે દેશના મહારાજા સાહેબની સવારી આવી ત્યારે તેમને રહેવા સારૂ મહાન વિશાળ મકાનમા સર્વ પ્રકારની વ્યવસ્થા કરવામાં આવી હતી તે મકાનમાં દશ ઓરડા હતા થોડા દિવસ પછી મહારાજા સાહેબ પાછા પોતાને દેશ પધાર્યા. મામલતદાર સાહેબની ઘણા મદ બુદ્ધિ હતા તેથી તેમના મનમા વિચાર થયો કે રખેને રાજા સાહેબ એકાદ ઓરડો ચોરી તો ગયા નથી? આમ સશય થવાથી તેઓએ તે મકાનના દશ ઓરડા ગણવા માડયા પરતુ જે ઓરડામા પોતે ઉભા રહ્યા હતા તે ઓરડાને ગણત્રીમાં લે નહિ અને બાકીનાને ગણે તેથી એકદર ગણત્રીમા નવ થવા લાગ્યા તેથી મામલતદાર સાહેબના મનને નિશ્ચય થયો કે આપણા અહીંનો એક ઓરડો મહારાજા સાહેબ લેઇ ગયા સબબ મહારાજા સાહેબની સ્વારી જે દિશા તરફ થયેલ ગઇ હતી તે રસ્તે થઇને તેમની સામે જઇ તે નમ્ર વિનતિ કરી કે મહેરબાન સાહેબ! આપ જે મકાનમા રહ્યા હતા તે મકાનમાથી એક ઓરડો કેમ લેઇ જાઓ છો? આ સાભળી રાજા તો ચકિત થઇ ગયા અને કહ્યું કે તમે શુ બોલો છો? એમ કહી તેમની સાથે પોતાના મત્રિને મોકલ્યા અને સાભળેલી હકીકતનો ખુલાસો કરવા સૂચના કરી

મત્રિએ આવી ઓરડા ગણી જોયા ત્યારે દશના દશ જ હતા તેથી મામલતદાર સાહેબને પુછ્યુ તમે આ ઓરડા કેવી રીતે ગણ્યા છે? મામલતદાર સાહેબ કહે છે જુઓ એમ કહી પોતે જે ઓરડામા ઉભા હતા તે વગરના ગણી બતાવ્યા

મત્રિ—તમે જે ઓરડામાં ઉભા છો તેને ગણત્રીમાં કેમ લેતા નથી? તે સાથે દશ થાય છે

મામલતદાર સાહેબ—બરાબર છે તે હીસાબે તો દશ જ થાય છે તાત્પર્ય એ છે કે તમે ઉભા છો તે ઓરડો દશમો છે એવુ પ્રત્યક્ષ જ્ઞાન કરાવ્યુ માટે દશમાનુ જે જ્ઞાન થયુ તે શબ્દજન્ય જ્ઞાન થયુ કહેવાય

અતઃકરણની વૃત્તિમા જે સુખદુખ થાય છે તે તે વૃત્તિમાં રહેલો સાક્ષી છે તે સુખદુખને પ્રકાશ કરે છે તથા તેને સુખદુખાદિ ભાસ્ય કહેવામા આવે છે બહારની વસ્તુઓ સાથે જે અતઃકરણની વૃત્તિનો સબધ થાય છે તે નેત્રાદિઇન્દ્રિયદ્વારા થાય છે માટે બહારની વસ્તુનો સાક્ષી ભાસ્ય થતો નથી તે જ પ્રમાણે બ્રહ્માકાર અતઃકરણની વૃત્તિ બહાર જતી નથી પરતુ શરીરના અતરમાં જ થાય છે તે વૃત્તિ સાથે બ્રહ્મનો સબધ છે તેથી બ્રહ્મજ્ઞાન પણ સુખદુખના જ્ઞાનની પેઠે પ્રત્યક્ષરૂપ છે

## આખુ જગત્ નાશવત છે

આ અપાર સસારમાં સ્થાવર જગમ જડ ચૈતન્ય જે કઈ જણાય છે તે તમામ અસ્થિર છે, નાશ પામનાર છે જ્યાં ખાડીઓ હતી ત્યા આગળ મોટા સમુદ્ર થયા છે અને સમુદ્રો હતા ત્યાં ખાડીઓ થઇ છે, જ્યા સુદર બાગબગીચા હતા ત્યાં ઉકરડા થયા છે અને ઉકરડા હતા ત્યા હવેલીઓ બધાઇ છે જ્યા શહેર હતા ત્યાં રાન થયા છે અને રાન હતા ત્યા ગામ વસ્યાં છે આ પ્રમાણે અતિશય ઉથલ પાથલ થાય છે કર્ણ અર્જુન ભિષ્મપિતામહ, દ્રોણાચાર્ય, અશ્વત્થામા કૃપાચાર્ય રાવણ, કુભકર્ણ વિશ્વામિત્ર વસિષ્ઠ પરશુરામ, સહસ્રાર્જુન, અને ગાતમ આદિ તેજસ્વી વીર્યવાન્ અને સામર્થ્યવાન્ હતા તેઓ પણ મરણને શરણ થયા છે તો આપણા જેવાની વાતો જ શી ! કોઇને આજ કોઇને કાલ, કોઇને છ મહિને વર્ષે પાચ વર્ષે પચાસ વર્ષે સો વર્ષે કે હજાર વર્ષે પણ જવુ છે એ નિર્વિવાદ છે

## આત્માનો સાક્ષાત્કાર જ્ઞાનથી થાય છે.

આત્મા નિત્ય છે ચૈતન્યરૂપ છે એનો સાક્ષાત્કાર જ્ઞાનવગર થઇ શકતો નથી વાયુનુ સ્વરૂપ નિરાકાર છે છતા ઝાડના ડાળાં પાદડા હાલવાથી તેનો સાક્ષાત્કાર થાય છે અને વાયુ વિષે લેશમાત્ર પણ સશય રહેતો નથી તે જ પ્રમાણે આત્મા નિરાકાર છે તેનો સાક્ષાત્કાર જ્ઞાનવડે જ થઇ શકે છે

## આત્મજ્ઞાન એટલે શુ ?

પરમાત્માની નજરથી જગત્‌ની ઉત્પત્તિ થઇ છે તેમા ક્રમવાર આકાશ વાયુ અગ્નિ, પાણી પૃથ્વી, ઔષધી વીર્ય, અને પુરુષ ઉત્પન્ન થયો છે શરીરની ઉત્પત્તિ પચમહાભૂતથી છે તે બધાને ચેતન આપનાર જે આત્મા છે તે દૃષ્ટા છે દેહના વિકાર ૭ છે જન્મ થવો જન્મ થયા પછી છે પણુ જન્મ થયા પછીથી વૃદ્ધિને પામવુ, યુવાવસ્થા પ્રાપ્ત થવી વૃદ્ધાવસ્થા આવવી અને મરણ પામવુ આ ૭ પ્રકારના વિકાર શરીરના છે પરંતુ આત્માના નથી

"अहब्रह्मास्मि" હુ બ્રહ્મ છુ હુ એટલે કો ? હુ એટલે શરીરના પચભુત સમજવાં અથવા તેના ૭ વિકાર જાણવા ના એમ નથી હુ એટલે ચેતનરૂપ આત્મા જ સમજવો જોઇએ

'હુ મને જાણતો નથી," એવુ જે કહેવામા આવે છે તે અજ્ઞાનનો દૃષ્ટા છે અને તેજ દૃષ્ટા હુ છુ હુ જાડો છુ, પાતળો છુ કાળો છુ ગોરો છુ વગેરે જે માનવામા આવે છે તે મોટી ભૂલ છે કારણ કે અજ્ઞાને કરીને મનુષ્ય પોતે એ પ્રમાણે બોલે છે વિચાર કરીને અનુભવથી જોવામાં આવે તો તે અજ્ઞાનને જાણવાવાળો છે તે કેવાથી ન્યારો છે જો તે જૂદો ન હોય તો હુ અજ્ઞાની છુ એ કહેવુ અથવા જાણવુ કદાપિ બને નહિ માટે ત્રણ દેહ ત્રણ અવસ્થા પચકોશ ભોક્તા અને ભોગ વગેરેનુ વારવાર વિવેચન કરીને તે દેહાદિ સર્વ દૃશ્ય છે અને હુ તેનો દૃષ્ટા છુ એમ જે નિશ્ચય

કરીને જાણવું તેનું નામ આત્મજ્ઞાન છે આત્મજ્ઞાન થવાથી જન્મ મરણ આદિક અનેક દુઃખો નાશ પામે છે

## જીવકર્મને આધીન સૃષ્ટિ છે.

જીવ માયાના આવરણના આડંબરથી કર્મ કરે છે અને ફળની પણ ઇચ્છા રાખે છે પરમેશ્વર જીવોના કર્મને અનુસાર ઉંચા નીચા ભોગનિમિત્ત સૃષ્ટિની રચના રચે છે આ રચના કરોડો યુગથી ચાલતી જ આવે છે, માટે આ સૃષ્ટિ જીવકર્મને આધીન છે જીવ જેવા પ્રકારની ઉપાધિનું કર્મ કરે છે તેવા પ્રકારનું ફળ ભોગવે છે તેટલા સારૂ મોક્ષ મેળવી પરમાત્માની પ્રાપ્તિ કરવાની ઇચ્છાવાળાએ પ્રપંચનો ત્યાગ કરીને "શુદ્ધ અદ્વૈત બ્રહ્મનું" અપરોક્ષજ્ઞાન સંપાદન કરવામાટે યત્ન આદરવો, એ જ શ્રેયસ્કર છે

## સઘળું જગત્ મિથ્યા છે.

જગત્ મિથ્યા છે તેને સત્ય માનવાથી પ્રાપ્તવ્ય વસ્તુમાં વિઘ્ન આવે છે જગત્ જો સત્ય હોય તો સુષુપ્તિ અવસ્થામાં જણાવું જોઇએ પણ તે તો કાંઇ જણાતું નથી માટે જગત્ સ્વપ્નાવસ્થાની પેઠે મિથ્યા છે એમ સિદ્ધ થઇ શકે છે જગતની જે સત્તા છે તે પરમાત્માથી કંઇ ભિન્ન નથી માત્ર તેની પ્રતીતિ ભિન્ન થાય છે અંધારાના દોષથી દોરડામાં સર્પની પ્રતીતિ થાય છે પરંતુ તે પ્રતીતિ સત્ય નથી, મિથ્યા છે તે જ પ્રમાણે જગતની પણ પ્રતીતિ મિથ્યા સમજવી આરોપિત કોઇ પણ પદાર્થની સ્વતંત્ર સત્તા હોતી જ નથી તેથી ભ્રાન્તિને લીધે અધિષ્ઠાન જ આરોપિત રૂપે પ્રતીત થાય છે એમ માનવું જોઇએ છીપમાં રૂપાની પ્રતીતિ થાય છે તે રૂપું છીપથી જુદું હોતું નથી તે પ્રમાણે ભ્રાન્તિ પામેલા મનુષ્યને જે કંઇ ભ્રમથી પ્રતીતિ થાય છે તે અધિષ્ઠાનથી જુદું હોતું નથી ભ્રાન્તિની વખતે "આ રૂપું છે" એ વાક્યમાં 'આ' અક્ષર જેમ છીપ છે તેમ આ "જગત્" છે એ વાક્યમાં 'આ' એ સર્વદા બ્રહ્મરૂપ છે. છીપમાં પ્રતીત થએલું રૂપું જેમ નામનું જ છે તેમ બ્રહ્મમાં આરોપિત થએલું જગત્ નામ માત્ર જ છે

જીવ અને ઈશ્વરની વાચ્યરૂપે એકતાનથી પણ લક્ષ્યરૂપે એકતા છે વાચ્યમાં તો સૂર્ય તથા પતંગીઆની પેઠે, રાજા તથા સીપાઇની પેઠે, સમુદ્ર તથા કૂવાની પેઠે, મેરૂ તથા પરમાણુની પેઠે, ઉપાધિઓની પરસ્પર વિરુદ્ધતા જણાય છે પણ તે ઉપાધિ વાસ્તવિક રીતે નથી મહત્તત્ત્વ આદિની કારણરૂપ માયા ઈશ્વરની ઉપાધિ છે અને માયાનાકાર્યરૂપ જીવની ઉપાધિ છે ઈશ્વર અને જીવની આ બન્ને ઉપાધિઓનો સારી રીતે ત્યાગ કરીએ તો ઈશ્વર રહેતો નથી અને જીવ પણ રહેતો નથી કારણ કે રાજ્યરૂપ ઉપાધિઓથી રાજા કહેવાય છે અને તરવારરૂપ ઉપાધિથી સીપાઇ કહેવાય છે એ બન્ને ઉપાધિઓને ત્યાગ કરીએ તો રાજા રહેતો નથી તેમ સીપાઇએ રહેતો નથી તે જ પ્રમાણે ઈશ્વર તથા જીવની ઉપાધિઓનો ત્યાગ કરી વિચાર પૂર્વક બ્રહ્મ ધ્યાનમાં લેવામાં આવે તો અદ્વિતીય, વિશુદ્ધ વિજ્ઞાનમય, નિરંજન, આદિ અંતથી રહિત, ક્રિયાઓથી રહિત, નિત્ય સુખરૂપ અંગરહિત નિરાકાર, પ્રમાણોથી જણાય નહિ એવો મન અને વાણી વિગેરેથી અગમ્ય નામરહિત ગોત્રરહિત તથા નિરંતર આનંદરૂપ સ્વરૂપ

તત્ત્વ સ્વયંપ્રકાશ પરમ બ્રહ્મ છે, એવો નિશ્ચય થાય છે માટે મિથ્યા પદાર્થનો ત્યાગ કરીને હું પોતે જ બ્રહ્મ છું એમ જાણવું જોઇએ માટીના માર્ગરૂપ ઘડો કોડીઆં, કુંડા વગેરે માટીનાં જ છે તેમ બ્રહ્મથી ઉત્પન્ન થએલું જગત્ બ્રહ્મ જ છે અને સઘળું જગત્ મિથ્યા છે

## બ્રહ્મ અને જગતનો અપરોક્ષ ભેદ

કસ્તુરી પોતાની નાભિમાં છતાં મૃગ કસ્તુરીનો ગંધ લેવા તરણાંને સુંઘે છે આમ તેમ ફાંફાં મારે છે તેવી જ રીતે પોતાના આત્મામાં જે સુખ છે તે જીવ જાણતો નથી અને અવિદ્યાના આવરણને લીધે અનાત્મસુખ પ્રાપ્ય મેળવા ભમ્યાં માર્યા કરે છે. ઉત્તમ અને સ્વાદિષ્ટ પદાર્થો મોંમાં મુકતાં જ તેને જીભનો સ્પર્શ થાય છે તેથી તે અતિશય સારા લાગે છે પદાર્થ જડ છે, જીહવા પણ જડ છે અને જડમાં તો કોઇપણ પ્રકારનો સ્વાદ હોતો નથી કદાપિ તેમાં સ્વાદ હોય છે તો તે જડને સમજાતો નથી માટે સ્વાદ માત્ર તો ચૈતન્યમાં જ છે એમ નિર્વિવાદપણે સમજાય છે પદાર્થ ઉપરથી મૂળના સ્વાદનું જે ભાન થાય છે તે ચૈતન્ય અવસ્થામાં જ થાય છે, તેથી નિશ્ચય થાય છે કે તે ચૈતન્ય અવસ્થામાં જે સુખ થાય છે, જે જ્ઞાન થાય છે તે આત્માનું જ છે તેથી સ્થિર વૃત્તિથી ચૈતન્ય યથાર્થ અભ્યાસ કરવામાં આવે તો અલ્પજ્ઞાન નાશ પામે છે અને સર્વરૂપ પ્રાપ્ત થાય છે

આત્માનો વિચાર યથાર્થપણે કર્યા વગર "બ્રહ્મવિદ્ બ્રહ્મૈવ ભવતિ" એ શ્રુતિ વચનની સાર્થકતા થતી નથી ઘડા, કોડીઆ કુંડા વગેરે વાણીથી થતા નામોચ્ચાર માત્ર છે પણ તેમાં સત્ય તો માટી જ છે તેમ યાવત્ વસ્તુમાત્રનું કારણ બ્રહ્મ છે આ પ્રમાણે એકાગ્ર ચિત્તે વિચાર કરવાથી બ્રહ્મ અને જગતનો અપરોક્ષ ભેદ સમજાય છે

## અનુભવ કરે છે તેમને નિત્ય સુખની પ્રાપ્તિ છે.

અવિદ્યા, અસ્મિતા, રાગ દ્વેષ અભિનિવેશ અને કર્મવિપાક એવા દોષો જ્યારે જીવ ત્યાગ કરે છે ત્યારે જીવ બ્રહ્મરૂપ થાય છે

અવિદ્યા એટલે સત્યને અસત્ય માનવું અને અસત્યને સત્ય માનવું તે

અસ્મિતા એટલે જીવાત્મા અંતઃકરણને હું કહે છે, પરંતુ અંતઃકરણથી આત્મા તો જુદો છે કારણ કે અંતઃકરણ માયાનું છે

રાગ એટલે મિથ્યા સુખમાં પ્રીતિ થાય છે તે

દ્વેષ એટલે પ્રિય પદાર્થનો નાશ થાય ત્યારે જીવ ક્રોધ કરીને બેભાન થઇ જાય છે તે

અભિનિવેશ એટલે જીવને આ શરીર છોડતી વખતે ભારે દુઃખ થાય છે અને બેભાન બની વલોપાત કરે છે તે

કર્મવિપાક એટલે કરેલાં કર્મ ભોગવવાં પડે છે તે

ત્યારે એક સુખી અને બીજાને દુખી કેમ બનાવે છે એ શંકા થાય એ તો સ્વાભાવિક છે માટે સમાધાન એટલું જ આપવામાં આવે છે કે પરમેશ્વરને કોઈ પણ પ્રકારનો પક્ષપાત નથી પોતે તો અદલ ન્યાય આપનારા છે આ ઉપરથી નિશ્ચય થાય છે કે પ્રાણીમાત્ર પોતાના પૂર્વના કર્માનુસાર ઉત્પન્ન થઈ સુખદુખને ભોગવે છે અને અવશેષ રહેલાં કર્મોનું ફળ ભોગવવા સારૂ જ જન્મ લેવાની જરૂર છે કર્મોનું ફળ ભોગવ્યા વગર જીવનો છુટકો નથી એટલે પુનર્જન્મની સમાપ્તિ આવતી નથી અને મોક્ષની પ્રાપ્તિ થતી નથી માટે કર્મોનો નાશ કરવા જ્ઞાન ગ્રહણ કરવા સારૂ પ્રવૃત્તિ કરવી યોગ્ય છે

## જ્ઞાન પ્રાપ્ત થવાથી કર્મો નાશ પામે છે.

પંચદશીમાં કહ્યું છે કે " अवश्य भावि भावाना प्रतिकारो भवेद्यदि, तदा दुःखैर्नलिप्येत् नलरामयुधिष्ठिराः -ભાવી મિથ્યા થતું નથી, જો તેમાં ફેરફાર થઈ શકતો હોત તો નળરાજા રાજા રામચંદ્ર અને યુધિષ્ઠિરસરખા ધર્માત્માઓને દુખ ભોગવવું પડત નહિ માટે વખતે વખતે સુખ દુખ ભોગવ્યા વગર છુટકો નથી એમ સમજી ભોગેચ્છાથી રહિત થઈ આત્મ સન્મુખ વૃત્તિ કરવી આત્માભિમુખ વૃત્તિ થવાથી જ્ઞાનનો ઉદય થાય છે અને જ્ઞાનોદય થવાથી કર્મો બાધ કરી શકતા નથી તેથી પરમાનંદ સ્વરૂપને પામી અજ્ઞાનરૂપ સમુદ્રમાં આથડવું પડતું નથી

પ્રિય વિવેકી વર્ગ ! જ્ઞાન સંપાદન કરવું પુનરાવર્તન ટાળવું આનું નામ જ આત્મવિચાર છે માટે અંતરમાં શ્રેયસ્સંપાદનની ઈચ્છાના વિચારો અંતઃકરણમાં આવતા હોય તો તો વિવેકી થઈ અહંતા મમતાનો ત્યાગ કરી શમ દમાદિને સાધ્ય કરી સદ્‌ગુરૂના ચરણને શરણ થઈ ઉત્સાહપૂર્વક આત્મજ્ઞાન પ્રાપ્ત કરવા પ્રયત્ન કરો, એ જ મનુષ્યજન્મની સાર્થકતા છે इतिशिवम्





# સંસારસુધારો.

( અનુસધાન વત માન વર્ષનો પૃષ્ઠ ૨૬૪ થી )

## પ્રકરણ ૫

### રાજકિય પ્રવૃત્તિ

આ જે દશે દિશાએ રાજકિય પ્રવૃત્તિ ચાલી રહી છે અને એમ માનવામા આવે છે કે તે પ્રકારની પ્રવૃત્તિ જ દેશનુ સાચુ અને પરમકલ્યાણ કરનાર છે મનુષ્યના દુખમાત્ર આ પ્રકારની પ્રવૃત્તિથી જ ટળશે એમ માનવામા આવે છે અને આ પ્રવૃત્તિમા જેમ ભાગ લેનારની સખ્યા વિશેષ તેમ વધારે સારૂ એમ માનવામાં આવે છે એક વખત બીજુ બધુ છોડીને માત્ર આ જ પ્રવૃત્તિમા આખો દેશ જોડાય તો દેશનો ઉદય તરત જ થઈ જાય અને પ્રજાને કોઇ વાતે દુખ રહે નહિ આ પ્રમાણે દેશના અગ્રણી ગણાતા મનુષ્યોનુ આજે મતવ્ય હોવાથી તેવા પુરષો જ દેશનુ સાચુ કલ્યાણ કરનાર મનાય છે અને જે પુરુષો આ પ્રવૃત્તિમાં ભાગ લેતા નથી તે દેશદ્રોહી દેશનુ અહિત કરનાર અથવા મૂર્ખ ગણાય છે

આ સબધમાં સ્થિરતાથી દીર્ઘ વિચાર કરવાની જરૂર જણાય છે જેટલા વિસ્તારથી આ સબધમા ચર્ચા થવી જોઇએ તેટલા વિસ્તારથી તો આપણે ચર્ચા નહિ કરી શકીએ પરતુ યથામતિ સ્વલ્પમાં આ સબધમાં આપણે અત્ર ચર્ચા કરીશુ

સૌ પ્રથમ એ નિર્ણય થવાની જરૂર છે કે વાસ્તવ હિત અથવા વાસ્તવ સુખ એ શી વસ્તુ છે, અને આ વાસ્તવ હિત અથવા સુખ આજની રાજકિય પ્રવૃત્તિથી સધાય તેમ છે કે તેને માટે અન્ય કઇ પ્રયત્નની જરૂર છે વળી વર્તમાન રાજકિય પ્રવૃત્તિથી પ્રજાના દુખમાત્ર દૂર થઇ રહેશે કે દુખો અવશેષ રહેશે, અને જો અવશેષ રહે તો તેને માટે બીજા કયા પ્રયત્નની અપેક્ષા રહે છે આ રાજકિય લાભથી પ્રજાને સર્વ લાભ થઇ શકશે કે અમુક જ લાભ થશે દેશના બધા મનુષ્યો તેમાં ભાગ લે તો જ આવી પ્રવૃત્તિ સિદ્ધ થાય કે કોઇ એક વીરનર પણ આ માર્ગ કરી શકે અથવા આ પ્રકારની પ્રવૃત્તિમાં જે ભાગ ન લેતા હોય પણ બીજા પ્રકારની પ્રવૃત્તિ કરતા હોય તે દેશનુ હિત કરનાર ગણી શકાય કે કેમ સુખ અને દુખ એ શી વસ્તુ છે અને તે કયા કારણોથી આવે છે તથા કયા કારણોથી તેમનો વિનાશ થાય છે સાચી ઉન્નતિ એ શી વસ્તુ છે અને તે માત્ર વર્તમાન રાજકિય પ્રવૃત્તિથી જ સધાય તેમ છે કે તેને માટે અન્ય પ્રકારની અપેક્ષા રહે છે આ વગેરે અનેક બાબતોનો આ સબધનો નિર્ણય કરવામા વિચાર કરવાની જરૂર રહે છે જેની અમે યથામતિ આજે આ પ્રકરણમાં તે સબધમાં સ્વલ્પમાં વિચાર કરીશુ

આ બધી બાબતોમાંથી એક બાબતના સંબંધમાં આપણે પ્રથમ વિચાર કરી લેઈએ, પછી બીજી બધી બાબતોના સંબંધમાં વિચાર કરીશું તે એ કે મનુષ્યને સુખદુઃખ શાથી આવે છે? તેના સુખદુઃખનું કારણ તે પોતે જ છે કે અન્ય છે?

હવે જો આપણે એમ માનીએ કે આપણી પ્રજાના દુઃખનું કારણ અંગ્રેજો છે, અને તે જાય અથવા તેમનું રાજ્ય જાય તો આપણી પ્રજા સુખી થઈ રહે બહુ સારું પણ હું પુછું છું કે અંગ્રેજો તે આપણી પ્રજાના દુઃખનું મુખ્ય કારણ છે કે નિમિત્ત કારણ છે? અને અંગ્રેજો વા અંગ્રેજી રાજ્ય ન હોય તો આપણી પ્રજાને કાંઈ દુઃખ જ રહેશે શું?

તત્ત્વદૃષ્ટાઓનો એ નિશ્ચય છે કે મનુષ્યના સુખદુઃખનું કારણ તે પોતે જ છે, તેનાં પોતાનાં કર્મ છે. જો તેનાં કર્મ તેને દુઃખ લાવે એવાં હોય છે તો તેને દુઃખ આવે છે અને જો તેનાં કર્મ તેને સુખ આપે તેવાં હોય છે તો તેને સુખ આવે છે આ જ એક પ્રકૃતિનો બળવાન્ અને સત્ય નિયમ છે

પૂર્વે અંગ્રેજો ન હતા ત્યારે જો આપણે તે વખતની પ્રજાને સુખી ગણીએ તો તેનું કારણ એ હતું, કે તે વખતની પ્રજાનાં કર્મ એવાં હતાં કે તેમને આ પ્રકારનું દુઃખ ન આવે આજની પ્રજાને દુઃખ આવ્યું છે તો તેનું કારણ વાસ્તવ કારણ એ છે કે તેનાં કર્મ તે પ્રકારનાં છે અંગ્રેજો પ્રથમ વ્યાપારનિમિત્તે આપણા દેશમાં આવ્યા પછીથી ધીમે ધીમે આપણા દેશમાં તેમણે સત્તા જમાવી આપણી પ્રજામાં [illegible] ક્રમશઃ થતો, અને પરિણામે તેમની સત્તા જામી અને આજે છે તેવી પરતંત્રતા થઈ રહી છે એ બધું થવામાં નહિ, કે તે અંગ્રેજો વા અંગ્રેજી રાજ્ય વાસ્તવ કારણરૂપ છે, પણ ખરું કારણ એ છે કે આ પ્રકારનાં દુઃખ પરિણામે આપનાર જ્યારે પ્રજાનાં કર્મનો પરિપાક થયો ત્યારે તે પ્રકારનું દુઃખરૂપ ફળ મળી શકે તેવી સ્થિતિ પ્રકટ થાય તો આ અંગ્રેજો આપણા દેશમાં આવ્યા તથા તેમનું રાજ્ય થયું કર્મસત્તા એટલી બળવાન છે કે તે જીવોને એવી પરતંત્ર સ્થિતિમાં મૂકે છે કે તે સ્થિતિમાં રહીને પરસ્પર તેમને પોતાના કર્મનું ફળ ભોગવવું જ પડે તે નવીન કર્મનું ફળ ભોગવી શકે તેવી સ્થિતિમાં તેમને મૂકે છે, તેવી સ્થિતિને તેટલા માટે પ્રથમ ઉત્પન્ન કરે છે, કે જેમાં રહીને સુખ વા દુઃખ વિના તેમને પોતાના કર્મનું ફળ ભોગવવું જ પડે આ પ્રમાણે હોવાથી જો તે પોતાનાં કર્મને સુધારે અને જે કર્મોના પરિણામમાં સુખ આવે તેવાં કર્મ કરે તો તેનાં દુઃખ એની મેળે અલોપ થઈ જાય છે અને તેને સુખ જ આવે છે આ જ દુઃખનો સાચો પ્રતિકાર છે અંધકારનો સાચો પ્રતિકાર પ્રકાશ છે અંધકાર ટાળવાને બીજો પ્રયત્ન કરવાની શી જરૂર છે? દીપ પ્રકટાવો એટલે પ્રકાશ એની મેળે મળશે તે પ્રમાણે દુઃખને દૂર કરવાને બીજા ઉપાયોની શી જરૂર છે? સુખને આપનાર કર્મો કરો એટલે દુઃખ ક્યાંથી આવશે? કારણ વિના કાર્ય થતું જ નથી દુઃખનું કારણ દુઃખરૂપ ફળને ઉત્પન્ન કરનાર કર્મો છે અને સુખનું કારણ સુખરૂપ ફળને ઉત્પન્ન કરનાર કર્મો છે સુખ જોઈએ તો સુખ ઉપજાવનાર કર્મો કરો અને દુઃખ ન જોઈએ તો તે પ્રકારના ફળને આપનાર કર્મોમાંથી નિવૃત્ત થાઓ જ્યાં તમે સુખને ઉપજાવનાર કર્મો કરવાનું શરૂ કરો છો ત્યાં કર્મફળપ્રદાતા સત્તા તમારી આસપાસ એવી સ્થિતિ ઉપજાવે છે,

તમને એવી પરિસ્થિતિમાં મુકે છે કે તેથી તમને સુખ જ મળે. આ જ નિયમ એક વિશ્વમાં બળવાનપણે પ્રવર્તે છે।

આ ણે આ દેશમા આ સ્થિતિમાં જ જન્મ્યા છીએ, અંગ્રેજ યૂરોપ તે દેશની સ્થિતિમા જન્મ્યો છે અને એક અમેરીકન તે દેશમા ત્યાની સ્થિતિમાં જન્મ્યો છે, અને સઉ પોતપોતાના કર્માનુસાર સુખ દુ ખ ભોગવી રહ્યા છે તેમાં અન્ય કઇ જ કારણ નથી, પણ કર્મ જ કારણ છે જેનાં જેવા કર્મ હોય છે, તે કર્મનુ ફળ તેને જે સ્થાનમા અને જે સ્થિતિમા રહેવાથી મળે તે સ્થાનમાં અને તે સ્થિતિમાં કર્મફળપ્રદાતાસત્તા તેને મૂકે છે, તે સત્તા સત્ય છે હવે જો જે કર્મો સુખને આપનાર છે, અને જે દુ ખને આપનાર નથી તેવા કર્મોનુ પ્રજા અનુષ્ઠાન કરે તો દેશની વર્તમાન સ્થિતિ કર્મસત્તાના બળે બદલાઈ જાય, અને પ્રજા સુખી થાય.

એક મનુષ્યે પોતાના આંગણામાં કડુચનુ ઝાડ વાવ્યુ હતુ અને તેને તે રોજ પાણી પાને પોષણ આપતો હતો. આથી તેને અને તેના કુટુબને ઘણું દુ ખ થતું હતુ આ દુખ ટાળવાનો તેને માટે એજ સર્વોત્તમ ઉપાય છે કે તેણે તેને પાણી પાઇને પોષણ આપવુ બધ કરવુ તે જો તે પોષણ આપવાનુ બધ કરે છે તો તે ઝાડ એની મેળે સુકાઇ જાય છે તે જ પ્રમાણે હાલની દુષ્ટ અને જુલમી રાજ્યનીતિને પોષણ આપનાર આપણી પ્રજાનાં દુષ્કર્મોરૂપી પાણી છે જો આ પાણીને તે બધ કરી દે છે તો તે રાજ્યનીતિ એની મેળે બદનાઈ જાય છે કે સુકાઈ જાય છે આપણાં મ્મ બ નાના, અગ્રેજો એની મેળે જતા રહેશે અથવા કદાચ રહેશે તો પણ તે એવી રીતે રહેશે કે જેથી તે આપણને દુ ખરૂપ નહિ થાય પણ સુખરૂપ જ થશે સુખદુ ખનુ વાસ્તવ કારણ કર્મ જ છે સુખને આપનાર કર્મ કરો એટલે તમને સુખ મળશે અને દુ ખને આપનાર કર્મો કરો એટલે દુ ખ મળશે. આ નિયમ અનુલ્લઘનીય છે

આ જગતમાં દુ ખને દૂર કરવાનો પ્રયત્ન કરનાર મનુષ્યોમાં બે પ્રકારના મનુષ્યો જોવામાં આવે છે એક પ્રકારના મનુષ્યો એવા હોય છે, કે જે દુ ખના નિમિત્તને દૂર કરવાને પ્રયત્ન કરે છે અને બીજા મનુષ્યો એવા હોય છે કે જે દુ ખના સાક્ષાત્કારણને અથવા મૂળ કારણને દૂર કરવા પ્રયત્ન કરે છે ×

દૃષ્ટાંતથી આપણે આ વાર્તાને અધિક સ્પષ્ટ કરીશુ હાલમાં આપણે માનીએ છીએ કે આપણી પ્રજા દુ ખી છે અને તેના દુ ખનુ કારણ અંગ્રેજો વા અંગ્રેજી રાજ્ય છે, જેથી જો આ અગ્રેજો અથવા અગ્રેજી રા ય જાય તો આપણે સુખી થઇએ આ પ્રમાણે માનીને આ અંગ્રેજો અથવા અંગ્રેજી રાજ્યને દૂર કરવાને તે પ્રયત્ન કરે છે અને આ પ્રકારનો પ્રયત્ન કરીને તે સુખી થવાની આશા રાખે છે

× આ સબંધમા અધિક વિસ્તારથી ચર્ચા "આપણી અવનત સ્થિતિ અને તેમાથી ઉદ્ધરવાનો માર્ગ" એ પુસ્તકમાં કરેલી છે મ ૫ ૦–૨–૦

બીજા પ્રકારના મનુષ્યો આ પ્રકારનો વિચાર કરે છે તે વિચારે છે, કે આ અંગ્રેજો અથવા અંગ્રેજી રાજ્ય પ્રજાના દુઃખનું કારણ છે, એ વાર્તા ખરી, પણ તે નિમિત્ત કારણ છે તે માત્ર નિમિત્તભૂત છે અને પ્રજાનાં દુઃખનું ખરૂં કારણ તો તેના આ પ્રકારનું તેને દુઃખરૂપ ફળ આપનાર કર્મો જ છે અંગ્રેજો તો માત્ર નિમિત્ત છે પ્રજા પ્રયત્ન કરીને કદાચ અંગ્રેજોને કાઢી મૂકશે અથવા અંગ્રેજી રાજ્ય દૂર કરશે તો પણ જો પ્રજાનાં દુઃખરૂપ ફળને આપનાર કર્મો વિદ્યમાન હશે તો તેમને સુખ થનાર નથી અને તેમનું દુઃખ ટળનાર નથી આજે જે પ્રવર્તતી સ્થિતિ રચાઈ છે તેનું કારણ પ્રજાના દુષ્કર્મ જ છે જો પ્રજા પોતાનાં કર્મ સુધારે તો તે એવી સ્થિતિમાં મૂકાય કે તેમને સુખ જ મળે આ બીજા પ્રકારના મનુષ્યો દુઃખનું જે મૂળ કારણ તેને જ દૂર કરવાનો પ્રયત્ન કરે છે. અને મૂળ કારણ દૂર થતાં પછી દુઃખ જેવી કોઈ પણ વસ્તુ રહેતી નથી પ્રથમ પ્રકારના મનુષ્યો દુઃખના મૂળ કારણને દૂર કરવાનો પ્રધાનપણે પ્રયત્ન કરતા નથી પણ દુઃખના નિમિત્ત કારણને દૂર કરવાનો પ્રયત્ન કરે છે જેનો પરિણામ એ આવે છે કે જો દુઃખનું મૂળ કારણ વિદ્યમાન હોય છે તો તે નિમિત્ત ટળતાં બીજું નિમિત્ત ઉભું થાય છે અને આ પ્રમાણે તેમને જીવનપર્યંત આ પ્રકારનો પ્રયત્ન કરવાનો જ રહે છે જ્યારે બીજા પ્રકારના મનુષ્યો દુઃખના મૂળ કારણને શોધીને તેને દૂર કરે છે, જેથી તેમના સંબંધમાં આવી સ્થિતિ પ્રવર્તતી નથી, અથવા કદાચ તે આવા રાજ્યમાં રહેતા હોય છે તો પણ તે એવી સ્થિતિમાં મૂકાયા હોય છે, કે તે સુખી જ થાય

આ બે પ્રકારનો પ્રયત્ન કરનાર મનુષ્યોમાંથી સૌ ને પોતાને વધારે ઉત્કૃષ્ટ માને છે અને પોતાનો માર્ગ ખરો સમજે છે પણ બેમાંથી કોનો માર્ગ ઉત્કૃષ્ટ અને વિશેષ હિતકર છે તેની તુલના કરવાનું કાર્ય અમે વાચકોને જ સોંપીએ છીએ

શ્રીમાન્ ગાંધીજી જેવા પ્રજાના દુઃખના નિમિત્ત કારણને દૂર કરવાનો આજે પ્રયત્ન કરી રહ્યા છે. લોકો પ્રધાનપણે માને છે કે આ મહાત્મા જ પ્રજાને દુઃખમાંથી છોડાવનાર સાચા પરોપકારી પુરુષ છે પણ તે બીચારા જાણતા નથી કે અંગ્રેજી રાજ્ય જશે તો પણ જો તેમનાં દુઃખરૂપ ફળને આપનાર કર્મો વિદ્યમાન હશે તો તેમનાં દુઃખ ટળનાર નથી. કર્મસત્તા વળી બીજી એવા પ્રકારની સ્થિતિ ઉત્પન્ન કરશે, કે પ્રજાને તો દુઃખ જ ઉભું રહે

શ્રીમાન્ નૃસિંહાચાર્યજી, શ્રીમાન્ રામકૃષ્ણ પરમહંસ જેવા તત્ત્વવિદ્ પુરુષો પ્રજાને કર્મની બેડી શી રીતે તુટે દુષ્કર્મ કે જે દુઃખને આપનાર છે તેનો ક્ષય શી રીતે થાય, ઇશ્વર કે જે આ વિશ્વના નિયામક છે તેમને શરણે રહેવાથી અને તેમની ભક્તિ કરવાથી દુઃખમાત્ર શી રીતે નાશી જાય એ વગેરે વિચારનો બોધ કરી રહ્યા છે તે પ્રજાના દુઃખનું વાસ્તવ કારણ જે અજ્ઞાન તેને જ ટાળવાનો માર્ગ પ્રધાનપણે દર્શાવી રહ્યા છે, કે જે માર્ગે વર્તતાં દુઃખમાત્રનો આત્યંતિક લય થાય અને સુખની પ્રાપ્તિ થાય પરંતુ આજે આવા પુરુષવરોના બોધપ્રતિ કોઈ જોતું જ નથી! માત્ર રાજકિય પ્રવૃત્તિ વડે જ આજે પ્રજા ઉદ્ધરી જશે, એમ જ સર્વત્ર માનવામાં આવે છે કાળે કરીને સ્વરાજ્ય

ટાગોરની કૃતિનું શું કહેવું ? એના વિદ્વાનનો લેખ વિદ્વત્તાભર્યો હોય એમાં નવાઈ જ શી હોય? અનુવાદ પણ સારો અને સરળ થયો છે અમને આ પુસ્તક ઝંડુફાર્માસ્યુટિકલ વર્ક્સ, ગોખલે સ્ટન રોડ, મુંબઈ, એ કારખાનાના વ્યવસ્થાપક રા ભગવાનલાલ ગિરજાશંકર ભટ્ટ એમણે આપ્યું હતું તે પુસ્તક હિંદુસ્થાન પ્રેસના માલીકે મુંબઈમાં પ્રસિદ્ધ કર્યું છે

---

શ્રી ધોરાજી મહાવીર જૈન પુસ્તક ભંડારનો વાર્ષિક રીપોર્ટ—૧૯૭૩ ના કાર્તિકથી ૧૯૭૫ ના આશો વ ૦ સુધીનો,—તે ભંડારના વ્યવસ્થાપક તરફથી અવલોકનાર્થે મળ્યો છે આ પુસ્તકમાં આ સંસ્થામાં કેટલા પુસ્તકો છે, કેટલું ફંડ છે તેની શી વ્યવસ્થા થાય છે, કોણે કોણે કેટલી આર્થિક સહાય્ય કરી છે, એ વગેરે દર્શાવવામાં આવેલું છે ત્રણ વર્ષમાં કામ ઘણું સંતોષકારક થયું છે, જેનો એક તો શ્રીમાન્ હોય છે, અને તેમાં તેમની ઉદારતા પણ વિશેષ હોય છે, જેથી આવા કાર્યને ઘણી પ્રશસ્ય રીતે કરી શકે છે

---

મહાત્મા ગાંધીજીની રંગીન છબી—૧૫×૨૦ ઇંચના કદની—ચિત્રશાળા પ્રેસ પુના—એમના તરફથી અમને મોકલવામાં આવી છે છબી સારી છે અને તેનું મૂલ્ય માત્ર રૂ ૦-૮-૦ જ રાખવામાં આવેલું છે તે છબી ચિત્રશાળા પ્રેસ, પુના, એ ઠેકાણેથી મળી શકે છે

---



# घरमा रहीने स्वदेशसेवा थई शके खरी ?



પ્રશ્ન —ઘરમા રહીને સ્વદેશસેવા થઈ શકે ખરી ?

ઉત્તર——સ્વદેશ સેવાનુ સ્વરૂપ પ્રથમ સમજવુ જોઈએ, તે પછી આપણે નિર્ણય કરી શકીએ કે ઘરમાં રહીને સ્વદેશસેવા થાય કે નહિ

ત્યાં જો સ્વદેશસેવાનુ સ્વરૂપ આપણે એટલુ જ સમજતા હોઈએ, કે ખાદીનાં કપડાં પહેરવાં, સરકારસાથે અસહકાર કરવો, રાજકીય પ્રવૃત્તિમા ભાગ લેવો આ પ્રકારના લેખો લખવા ભાષણો કરવાં, પ્રજાને બોધ કરવો વગેરે, તો ઘરમા રહીને સ્વદેશસેવા ઉત્તમ પ્રકારે થઈ શકે એમ કહી શકાય નહીં જો, કે આટલા અર્થમાં તો આ પ્રકારની પ્રવૃત્તિમાં પણ ઘરમા રહીને સ્વદેશસેવા થઈ શકે ? તે એ કે ઘરમાં રહીને પણ ખાદીનાં કપડાં પહેરી શકાય, સરકાર સાથે અસહકાર થઈ શકે અને આ પ્રકારની પ્રવૃત્તિ કરનાર મુખ્ય મનુષ્યો જે જે આજ્ઞાઓ કરે તેને અનુસરી શકાય

પ્રશ્ન——પરંતુ પ્રશ્ન એટલોજ છે, કે આગનામા સંપૂર્ણ સ્વદેશસેવા જ આવી જાય છે, એથી વિશેષ કંઈ સ્વદેશસેવામાં રહેલુ છે ?

ઉત્તર——આટલુ જ સ્વદેશસેવાનુ સંપૂર્ણ સ્વરૂપ હોતુ ન ઘટે સ્વદેશસેવાનુ સ્વરૂપ આથી ઘણુ મોટુ અથવા વિસ્તારવાળુ છે આટલાથી જ સ્વદેશસેવાની પૂર્ણતા થતી નથી પણ ઘણી અપૂર્ણતા રહે છે. વળી સ્વદેશસેવા કરવાને સહુ કોઈએ રણસંગ્રામમાં ઝંપલાવવુ, બાળકથી માંડીને અંત્યજપર્યંત સહુ કોઈએ તેમાં ઝંપલાવવુ એ વિશેષ ઉચિત નથી આ એક પ્રકારનો ઉન્માદ જ છે

7 પ્રશ્ન——સ્વદેશસેવામા દેશના સર્વ મનુષ્યો જો ભળે તો જ તે ઉત્તમ પ્રકારે થઈ શકે અને તે અધિક અંશમાં થઈ શકે તો તમે સર્વને આ પ્રકારનો ઉન્માદ પ્રકટ્યો છે, અથવા વા વાયો છે એમ શા માટે કહો છો ?

ઉત્તર——જો ઉપર જણાવ્યાપ્રમાણે માત્ર રાજકીય પ્રવૃત્તિ કરવી અથવા દેશને આર્થિક લાભ કરી આપવો એટલુ જ સ્વદેશસેવાનુ સ્વરૂપ સ્વીકારીએ તો તો તેમાં વધારે મનુષ્યો ભળે તેમાં લાભ જ છે અને તે પ્રમાણે પ્રત્યેકપ્રવૃત્તિમાં ઘણાં મનુષ્યો ભળે તેમ તેમાં વધારે લાભ છે પરંતુ અમારા કહેવાનો એ આશય છે કે, દેશનુ કલ્યાણ કરવા જતાં ઘણા મનુષ્યો અર્થાત ૯૯ ટકા મનુષ્યો પોતાને ભૂલી જાય છે, પોતાના કલ્યાણને અને પોતાની ઊર્ધ્વગતિને ભૂલી જાય છે શ્રીમાન ગાંધીજી જેવા લાખમાં કોઈ એકાદ બે પુરુષો જ સ્વકર્તવ્યમાં અને આત્મઉન્નતિમા સાવધાન રહે છે અને તેને વિસારી દેતા નથી પરંતુ જનસમૂહ તો માત્ર બીજાના કલ્યાણપ્રતિ જ દૃષ્ટિ રાખે છે, પછી પોતે ગમે તેવી

સ્થિતિમા હોય તે બીજાને સુધારવામાં પોતાને સુધારવાની જરૂર જ જોતા નથી આ જ તેમના જીવનનુ કર્તવ્યસર્વસ્વ તેઓ માને છે

પ્રશ્ન——શુ બીજાની સેવા કરતા મનુષ્યની પોતાની ઉન્નતિ નથી થતી અથવા શુ પોતાનુ તેથી કલ્યાણ નથી થતુ ?

ઉત્તર——જો શુદ્ધ બુદ્ધિથી માત્ર બીજાના કલ્યાણની સાચી ઇચ્છાથી જ એ આ પ્રકારની પ્રવૃત્તિ કરવામા આવતી હોય છે તો તે તે વ્યક્તિનુ કલ્યાણ અને ઉન્નતિ કરે છે પણ તે પ્રમાણે થવુ એ સહજ નથી તેમાં ઘણો આત્મભોગ આપવો પડે છે વળી તે ઉપરાંત પણ બીજાનુ કલ્યાણ કરવા નીકળનારે પ્રથમ આત્મકલ્યાણ કરી લેવુ ઘટે છે જેમણે પોતાનુ દારિદ્ર ટાળ્યુ નથી તેવા મનુષ્યો બીજાનુ દારિદ્ર ટાળી શકતા નથી, તેમ જેમણે પોતાની ઉન્નતી કરી નથી તથા જેમણે પોતાનુ કલ્યાણ સાધ્યુ નથી, તે બીજાનુ કલ્યાણ કે ઉન્નતિ કરી શકતા જ નથી. હાલમાં હિંદુસ્થાનમાં અન્યનુ કલ્યાણ કરવાને નીકળી પડેલાં મનુષ્યોમા શુ આત્મકલ્યાણને સાધીને અન્યનુ કલ્યાણ કરવાને બહાર પડ્યા છે? જેટલા અંશમા મનુષ્યે પોતે પોતાની ઉન્નતિ કે આત્મકલ્યાણ કર્યું હોય છે તેટલા અંશમા જ તે અન્યની ઉન્નતિ કે કલ્યાણ કરી શકે છે એ નિશ્ચય સમજવુ શુ આ બધા મનુષ્યો આત્મકલ્યાણને સિદ્ધ કરીને કૃતકૃત્ય થઈ બેઠા છે ? અસ્તુ

પ્રશ્ન - પણ આ દેશસેવા કરનાર આર્થિક અને રાજકિય લાભ નથી કરી શકતા ?

ઉત્તર——કરે છે જ તેની કોણ ના કહે તેમ છે. પણ માત્ર આર્થિક કે રાજકિય લાભ એ જ દેશની સેવાસર્વસ્વ નથી મનુષ્યોના સુખને માટે અને ઉન્નતિને માટે આથી ઘણુ કરવાનુ અવશેષ રહે છે આટલા માટે જ અમે કહીએ છીએ કે આટલુ જ માત્ર કરનાર દેશની સેવા કરે છે એમ નહિ પરતુ બીજા મનુષ્યો પણ દેશની ઘણી સેવા કરી શકે છે

પ્રશ્ન——બીજા કયા મનુષ્યો દેશની કેવી રીતે ઉત્તમ પ્રકારની સેવા કરી શકે છે ?

ઉત્તર——જે મનુષ્યો નીતિને માર્ગે ચાલે છે, જે ન્યાયથી વર્તે છે જે બીજાના અકલ્યાણનો એક પણ વિચાર સેવતા નથી જે પોતાના કામક્રોધાદિ દોષોને જીતે છે, વા જીતવાનો પ્રયત્ન કરે છે, જે ઈશ્વરાભિમુખ હોઇ નિત્ય યથાશક્તિ ઈશ્વરનુ સ્મરણચિંતન તથા ભક્તિ કરે છે, જે તત્ત્વવિચારને સેવે છે આ પ્રમાણે માનસિક અને આધ્યાત્મિક ઉન્નતિને સાધનાર મનુષ્યો દેશની ઉંચામાં ઉંચી સેવા કરી શકે છે તેમના સદ્વિચાર અને સદ્વર્તન તે અખિલ જગતનું નિરંતર ઉત્તમ કલ્યાણ કરે છે આર્થિક ધન વા રાજકિય લાભ એ તો અત્યંત ક્ષુલ્લક વસ્તુ છે સાચો લાભ આ પ્રકારની પ્રવૃત્તિથી જ દેશને થઈ શકે છે

આ વિશ્વ જેમની સત્તાથી રચાયુ છે, જેમની સત્તાને તે વશ વર્તે છે, અને જેમની સત્તાવડે યોગ્ય કાળે તે પ્રલયને પામે છે તે ઈશ્વરનુ સ્મરણ ચિંતન કરનાર, યોગના

પ્રાણાયામ પ્રત્યાહાર, ધારણા ધ્યાનાદિ સાધનો કરનાર, આત્મસાક્ષાત્કાર કરાવનાર વેદાંત વિચારને સેવનાર મનુષ્યો જો કે પોતાના ઘરમાં રહ્યા રહ્યા આ પ્રમાણની ક્રિયાઓ કરે છે અને તેમને કાઇ જગતનું નથી, છતાં તે જ જગતનું સાચું કલ્યાણ કરનાર છે તેમના વિચારના આંદોલનોવડે જગતનું જેટલું સાચું હિત સધાય છે તેટલું બીજા કશાથી સધાતું નથી, એ નિશ્ચય સમજવું આવી ક્રિયાઓ કરનાર એક મનુષ્ય જગતનું કે દેશનું જેટલું હિત કરી શકે છે તેટલું હિત બીજા હજારો કે લાખો મનુષ્યો પણ એકત્રિત થઇને કરી શકતાં નથી. પોતાના અજ્ઞાન અંધકારને ટાળવાનો પ્રયત્ન કરી જે જ્ઞાનપ્રદીપને ઇશ્વરાનુસંધાનવડે કે તત્ત્વાનુસંધાનવડે પોતાના હૃદયમાં પ્રગટાવે છે તે જગતનું જેટલું હિત કરે છે તેટલું હિત કરોડ મનુષ્યો એકત્ર થાય તો પણ કરી શકતાં નથી જગત્ જાણો કે ન જાણો પણ આવા મનુષ્યો જ સ્વપરનું સાચું કલ્યાણ કરનાર છે

પ્રશ્ન—ત્યારે, તમારા કહેવાપ્રમાણે તો એ થયું, કે આવો કોઇ એકાદ મનુષ્ય જ ધારે તો સ્વસંકલ્પવડે જગતનું ઘરના ખુણામાં રહ્યો રહ્યો પણ ઘણું હિત કરી શકે

ઉત્તર—હા, તે જ સત્ય છે પણ જગત્ આજે તેને માનવાને ક્યાં તત્પર છે ? આવા મનુષ્યો આળસુ, અને જગતનું કે દેશનું કંઇ પણ કલ્યાણ કરનાર ગણાતાં નથી કારણ કે તેમને માથે એવો આક્ષેપ મુકવામાં આવે છે, તે promotion પ્રત્યક્ષ કંઈ હિત કરતા નથી એમ ઘરમાં બેસી રહે શું જગતનું હિત થવાનું હતું ? આ પ્રમાણે થવાનું કારણ એ છે કે કોઇ ઉદ્યોગ કોઇ કરે અને એ પૈસા મળે તો જ તેથી જગતનું હિત થયું આજે માનવામાં આવે છે પ્રજાની આ અતિ નિકૃષ્ટ સ્થિતિ છે

જગતનું કોણ કેટલું કેવા પ્રકારનું હિતાહિત કરે છે તેનો નિર્ણય કરવો એ મારી તમારી બુદ્ધિનું કામ નથી આ પ્રશ્ન ઘણો સૂક્ષ્મ છે મનુષ્યના હિતમાં માત્ર આર્થિક વાર્તા રહેલી છે, એમ નહિ પણ બીજી ઘણી વાર્તાઓનો સમાવેશ થાય છે

પ્રશ્ન——પણ આ પ્રકારની પ્રવૃત્તિ કરનારને પણ ખાદી વગેરેનાં કપડાં પહેરી કે આર્થિક લાભ દેશને કરવામાં કંઇ અડચણ છે ખરી ?

ઉત્તર—— હોય જ નહિ પણ આજે માત્ર ખાદીનાં કપડાં પહેરનાર કે રાજકિય [illegible]વૃત્તિમાં ભાગ લેનાર એમ માનતા જોવામાં આવે છે, કે અમે જ દેશનું સાચું કલ્યાણ [illegible]રીએ છીએ અને અમારા વિના બીજા દેશનું અહિત કરનાર છે. માત્ર આ જ તેમનું [illegible]જ્ઞાન છે જગતનું કલ્યાણ તમે શું કરવાના હતા ભાઇ ? તમારૂં શું જ્ઞાન અને તમારૂં [illegible] સામર્થ્ય વારૂ ? જગતનું વાસ્તવ કલ્યાણ માત્ર જ્ઞાનવાન્ અને સામર્થ્યવાન્ જ [illegible]રી શકે છે પરમાત્માને જગતનું કલ્યાણ કરવાનું સોંપી દો, અને તેમને શરણે જાઓ [illegible]મને કહો, કે પરમાત્મન્ તું પ્રાણીમાત્રનું કલ્યાણ કરજે આપણો આ જ અધિકાર છે

હજી પણ મારે એક વાર્તા તમને જણાવીને આ ચર્ચા પૂર્ણ કરવી છે, તે એ કે જેમણે [illegible] સંસારને ઇશ્વરાનુભવવડે મિથ્યા જાણ્યો છે તેવા પુરુષો આ જગતને સ્વપ્નવત્ જોતા

गायत्री न स्मरेद्यस्तु यो न सध्यामुपासते ॥
अन्तर्दुष्टो बहि साधु समवेद्ब्राह्मणो बक ॥ ६ ॥ गरुडपुराणे

× × × × × ×

જે બ્રાહ્મણ ગાયત્રીના જપ કરતો નથી, તથા જે સધ્યોપાસન કરતો નથી તે બહારથી સાધુજેવો છતા અ તરથી દુષ્ટ બકજેવો થાય છે ૬ ગરુડપુરાણ

सध्याहीनोऽशुचि नित्यमनर्ह सर्वकर्मसु ॥
यदन्यत्कुरुते कर्म नतस्य फलभाग्भवेत् ॥ ७ ॥ दक्षस्मृतौ

× × × × × ×

સધ્યાહીન અને નિત્ય અશુચિ એવો બ્રાહ્મણ કર્મ કરવાને પાત્ર નથી છતાં તે જે કઇ કર્મ કરે છે તેનુ ફળ મળતુ નથી ૭ દક્ષસ્મૃતિ

अन्यकर्मफल नास्ति सध्याहीनेऽशुचित्वत ॥
जीवमानो भवेच्छूद्रो मृत श्वाजायते ध्रुवम् ॥ ८ ॥ धर्मसिंधौ

× × × × ×

સ ધ્યાહીનને અશુચિપણાથી અ ય કર્મનુ ફળ મળતુ નથી તેવો બ્રાહ્મણ જીવતા શૂદ્રજેવો હોય છે, અને મરી ગયા પછી તે શ્વાનયોનિને પામે છે ૮ ધર્મસિધુ

योऽन्यत्रकुरुते यत्न धर्मकार्ये द्विजोत्तम ॥
विहाय सध्याप्रणतिं सयातिनरकार्णवम् ॥ ९ ॥ कूर्मपुराणे

× × × × × ×

જે દ્વિજ સધ્યાને છોડીને બીજા ધર્મ કાર્યમા યત્ન કરે છે તે નરકને પામે છે ૯ કૂર્મપુરાણ

" अहोरात्रस्य य सन्धि सूर्यनक्षत्रवर्जित ॥
" सा तु सध्या समाख्याता मुनिभिस्तत्त्वदर्शिभि ॥१०॥ नागदेव

× × × + × ×

સૂર્ય અને નક્ષત્ર ( તારા ) રહિત જે દિવસ અને રાત્રિની સધિ તેને તત્ત્વદર્શી મુનિઓ સધ્યા કહે છે ૧૦ નાગદેવ

## ॥ त्रिकालनिर्णय ॥

उत्तमा तारकोपेता मध्यमा लुप्ततारका ॥
अधमा सूर्यसहिता प्रातः संध्या त्रिधा मता ॥११॥ वसिष्ठस्मृतौ

જે સંધિ સમયે કરવામાં આવે છે તે સંધ્યા છે. જે સંધ્યા તારાઓ છતાં કરવામાં આવે છે તે ઉત્તમ છે, તારાઓનો અસ્ત થયા પછી જે કરવામાં આવે છે તે મધ્યમ છે અને જે સૂર્યોદય પછી કરવામાં આવે છે તે અધમ છે. આ પ્રમાણે પ્રાતઃસંધ્યા ત્રણ પ્રકારની છે ૧૧-૧૨ વસિષ્ઠ સ્મૃતિ

उत्तमा सूर्यसहिता मध्यमा लुप्तभास्करा ॥
अधमा तारकोपेता सायंसन्ध्या त्रिधा मता ॥ १२ ॥ वसिष्ठस्मृतौ

ર, સૂર્ય હોય ત્યારે જે સાયં સંધ્યા કરવામાં આવે તે ઉત્તમ છે, સૂર્યાસ્ત પછીની મધ્યમ છે, અને તારા ઉગ્યા પછીની અધમ છે. સાયંસંધ્યા ત્રણ પ્રકારની છે. ૧૨ વસિષ્ઠસ્મૃતિ

स्वकाले सेविता नित्यं सन्ध्या कामदुघा भवेत् ॥
अकाले सेविता सन्ध्या संध्या वन्ध्यावधूरिव ॥ १३ ॥

પોતાના કાલમાં સેવાએલી સંધ્યા કામદુધા પ્રમાણે ફળને આપે છે, અને અકાલે કરેલી સંધ્યા વંધ્યાસ્ત્રીની પેઠે અફળ રહે છે ૧૩

"कालातिक्रमणे चैव त्रिसन्ध्यमपि सर्वदा ॥
चतुर्थार्घ्यं प्रकुर्वीत भानोर्व्याहृतिपूर्वकम्" ॥ १४ ॥

કાલાતિક્રમણ થતાં ત્રણેસંધ્યા વ્યાહૃતિપૂર્વક એક અર્ઘ્ય વધારે આપીને કરવી ૧૪

"अहरहः सन्ध्यामुपासीत" ॥ मीमांसायाम् ॥

પ્રતિદિન સંધ્યોપાસન કરવું મીમાંસા

"ऋषयः दीर्घसन्ध्यत्वाद्दीर्घमायुरवाप्नुयुः ॥"

લાંબો સમય સંધ્યાવંદન કરવાથી ઋષિઓ દીર્ઘાયુને પ્રાપ્ત થયા હતા

——વાપીઠીએથી સ્રા શાસ્ત્રી મહિલાન ઉમયાશંકરે સંખ્યામાહાત્મ્યમ બધી ઉત્તમ શ્લોકો જૂદે જૂદે ઠેકાણેથી એકત્ર કરીને મોકલ્યા છે, જે આ અંકમાં ઉપયોગી હોવાથી અમે પ્રસિદ્ધ કર્યા છે

× × × × × ×

——જ્યેષ્ઠના અંકમાં અમે અસહકાર સબંધી તથા શ્રીમાન્ ગાંધીજીના સબંધમાં ઉલ્લેખ કર્યા છે જે ઉપરથી કોઈ કોઈ સજ્જનોના પત્રો અમારા ઉપર આવ્યાં છે જેનું ઉત્તર આ અંકમાં અમે આપી શક્યા નથી કારણ કે તેમ કરવાથી માત્ર પ્રકીર્ણ બાબતથી જ પ્રાત કાલ ભરાઇ જાય અને પાઠકોના ચાલુ વિષયો આપી શકાય નહિ તેમના પત્રોનો ઉત્તર અમે આવતા અંકમાં આપીશું માટે તેમણે કૃપા કરી તેટલો વખત ધૈર્ય રાખવું

——એટલું તો અમે જોઇ શકીએ છીએ, કે અમારા કહેવાનો આશય બહુ જ ઓછા મનુષ્યો સમજી શકતા હોય તેમ જણાય છે અને તેવી જ આવી ભ્રાંતિ થાય છે આવા પ્રસંગે અમને ગ્લાનિ પણ થાય છે, કે આ શો ઉદ્યોગ અમે લઇને બેઠા છીએ! અસ્તુ. ઈશ્વરેચ્છા હશે ત્યાંપર્યંત પ્રાત કાલ નીકળશે પ્રાત કાલના પ્રાકટ્યમાં ખરેખર! અમુક વ્યક્તિઓ જ નિમિત્તભૂત છે તેમને લીધે જ તે નીકળે છે

——અમે આવા મનુષ્યો કે જેમને ભ્રાંતિ થાય છે તેમને સંસારસુધારો એ વિષય ધ્યાનપૂર્વક વાંચવાને કહીએ છીએ સત્ય કહીએ તો હાલમાં જેવો જમાનો છે તેવા પૂર્વે કોઇ પ્રસંગે ન હતો કોઇ કંઇ જ સમજે નહિ, છતાં સઉ માને કે અમે સર્વજ્ઞ છીએ અને અમે બધું જ જાણીએ છીએ શાસ્ત્રો તો અમે જાણીએ વેદો તો અમે સમજીએ પુરાણો તો અમે જોયાં છે ધર્મનું સ્વરૂપ તો અમે સમજીએ છીએ, આ પ્રમાણે અનેક મનુષ્યો જાણવાનો દાવો કરતાં જોવામાં આવે છે જ્યારે તેમનું જ્ઞાન અને અનુભવ કેટલો હોય છે તે તો જાણનાર સારી રીતે જાણે છે આવા અરદગ્ધ મનુષ્યોનું બ્રહ્મા પણ ન સમાધાન કરી શકે તો અમારૂં શું ગજું? આવા મનુષ્યો માત્ર નમસ્કાર કરવા યોગ્ય જ છે આવા મનુષ્યો સત્ય જ્ઞાનના અનધિકારી જ છે તેમને તો તેમની પોતાની મતિપ્રમાણે ચાલવા દેવા અને આ સંસારચક્રમાં અજ્ઞાનઅંધકારમાં અથડાવા દેવા એ જ ઠીક છે. એક કાલ જ તેમને અનેક જન્મજન્મના અંતે જ્ઞાન આપવાને સમર્થ છે.







पुस्तक १९ ] संवत् १९७७ भाद्रपद कृष्ण० १४ [ अंक ११

॥ श्लोक ॥

त्रिधाम योगिभिरपि लक्ष्ये त्वयि सर्वशक्ते
आत्मजयस्य भगवन् भगवत् स्वरूपम् ।
त्रैलोक्यमेतदखिलं तव पादमूले
आत्मैव हि प्रभवते न जडः कदाचित् ॥

ભાવાર્થ—પ્રભુ ! આ ભારે હું રહું છું ! તારામાં સર્વશક્તિ રહેલી છે હે ભગવન્ ! તારા સર્વે સર્વસંપન્ન સ્વરૂપને તું જાગ્રત કર અને આ અખિલ વિશ્વ તારા પગમાં પડશે આત્મા જ ( સર્વત્ર ) વિજય પામે છે જડ નહિ

Printed at the Lakshmi Vilas Press in Bhau Kale s Lane Baroda by Mr
K. G Patel and publ shed by Mr Jagannath Prabhashanka. Pandit Bhatdi
Zanpa o 12 10 21 BARODA

સાર્થકતા નવ કદીએ ભળાશે,—
શિષ હોય ના સદ્ગુરુ તેની ગતિ આવી પ્રભુ ! થાય જો
મારે માથે આપ વિરાજો સમર્થ સદ્ગુરુરાય જો,
મારી પણ સ્થિતિ એવી થાશે ? સદ્ગુરુશરણે કો પડી જાગે ?
શરણ ગ્રહ્યાનું ફળ શું ગણાશે ?—
શુશ્રૂષા મેં કંઈ નથી કીધી, સદ્ગુરુતણી નિદાન જો
માત્ર ગુરુના બિરદે શ્રદ્ધા રાખી રહ્યો ભગવાન જો,
નામસ્મરણ મેં માત્ર કર્યું છે, ચિત્ત ન બીજે નાથ ! ધર્યું છે,
આપને જ મન મારું વર્યું છે —
એવું બળ અંતર્ પ્રકટાવો ધાર્યું મારું થાય જો,
ષડ્રિપુઓ આ સઘળા મારા, મુજથી સદ્ય જીતાય જો,
દુર્જનતા નવ નજરે આવે, મારું ધાર્યું કરું હું ભાવે,
મુજ મનનું મુજ સમીપે ન ફાવે,—
નૃહરિ પ્રભુ કરુણાના સાગર એટલું કરો આ વાર જો,
દુર્બળ શિષ્ય તરી જાતાં વધે, મહિમા અપરંપાર જો
માત્ર બિરદ આપનું પ્રભુ ! ન્યાળી દાખો મારા સર્વ પ્રજાળી
ગુરુવર ! મુજને લો સંભાળી,—



# પક્ષપાતરહિત અનુભવપ્રકાશ.

( અનુસધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૧૯૭ થી )

તે જ વખતે બ્રહ્મા, વિષ્ણુ અને શિવ દેવતાઓસહ ત્યા આવ્યા પછી બ્રહ્માએ કહ્યુ —જડભરત ! કઇ આત્મનિરૂપણુ કર મૂગો ન રહે

જડભરત—આત્મનિરૂપણુ ત્રિપુટીભ્રમવિના થતુ નથી અદ્વૈત આત્મામા ત્રિપુટીભ્રમ છે જ નહિ તો પછી નિરૂપણુ શી રીતે કરૂ ?

બ્રહ્મા—આ કલ્પિત ત્રિપુટી તુ ચૈતન્ય આત્મામા નથી તો શેમા છે ?

અધિષ્ઠાનવિના કલ્પિતની પ્રતીતિ થતી નથી તેથી કરીને આ કલ્પિત નામરૂપ જગતનુ તુ જ ચૈતન્ય અધિષ્ઠાન છે તુ ચૈતન્યથી પૃથક્ આ કલ્પિત જગતનુ અધિષ્ઠાન છે જ નહિ. અનાદિ કલ્પિત ભૂષણોનુ અધિષ્ઠાન સુવર્ણરૂપ આત્મા જ છે બીજુ નહિ હે સાધુ ! દૃષ્ટિ કરીને જો. તુ ચૈતન્ય અધિષ્ઠાનરૂપ આત્મામા આ કલ્પિત નામરૂપ સસારની પ્રતીતિ થાય છે છતા તુ ચૈતન્ય અધિષ્ઠાનમા ક્શો દોષ કે બિગાડ થતો નથી જેમ સદોષ નેત્રવાળો પુરુષ રજ્જુમા સર્પની કલ્પના કરે છે છતા રજ્જુ વિષવાળી થતી નથી પરતુ જેમને તેમ નિર્વિકાર રહે છે કારણુ કે વાસ્તવિક રીતે રજ્જુમાં સર્પનો અભાવ જ છે સ્વપ્નપ્રપચની પ્રતીતિ થતા છતા સ્વપ્નદ્રષ્ટા ને કઈ તેનો ભારબોજ જણાતો નથી કારણુ કે જે મન તે નામ રૂપ કલ્પે છે તેને જ પ્રતીતિ થાય છે, બીજાને કઈ થતી નથી જે અધિષ્ઠાન નામરૂપ પ્રપચની કલ્પના કરતુ નથી તે અધિષ્ઠાનને કઈ નામરૂપ પ્રપચની પ્રતીતિ થતી નથી. પરતુ નામરૂપ પ્રપચની કલ્પનાનુ અધિષ્ઠાન તો સ્વપ્નદ્રષ્ટા જ રહેશે, બીજુ નહિ. માટે હે જડભરત ! આત્મનુ નિરૂપણુ કરવાથી તારા ચૈતન્ય આત્માની પાઘડી ચુગવાની નથી ભય ન ધર રહે જડભરત ! કોઇએ માનસિક કલ્પના કરી તારા માથાપર પર્વત મૂક્યો હોય તો કહે તને એ પર્વતનો ભાર લાગશે કે નહિ લાગે ? બીજાએ કલ્પના કરી મૂકેલા પર્વતનો ભાર તને લાગે તો તો તારી બુદ્ધિ હસવાને યોગ્ય છે તે જ પ્રમાણે આત્મનિરૂપણુ કરનાર તેમ જ તે નિરૂપણુમાં ગુણુદોષનો વિચાર કરનાર જૂદો છે શ્રવણ કરનાર નાનેન્દ્રિય છે દેખનાર વળી જુદો છે એ વગેરે સઘાતમાં સર્વ ઇંદ્રિયોના વ્યવહારની ભિન્ન ભિન્ન કલ્પના થવાથી અસગ નિર્વિકાર નિર્વિકલ્પ સ્વમહિમામા સ્થિત તને શા પીડા છે ? ઉલ્ટુ આત્મનિરૂપણુ કરવુ ન કરવુ એ તો મન વગેરે નગોનુ તારા આગળ નાટક છે હે જડભરત ! તુ મનઆદિ નગોના નાટકરૂપ તમાસાને જોનારો પોતાને જાણુ તુ જાતે નાટક નગરૂપ ન થા તેમ જ નાટકકર્તા પણુ પોતાને ન જાણુ તેમ જ નાટકરૂપ પણુ તને પોતા ન માન. હે જડભરત ! આ મનઆદિ પોતપોતાના વ્યવહારમા પ્રવૃત્ત થાય , અને તે વ્યવહારોમા હાનિલાભ પણુ થાય છે તુ વિકારરહિત સાક્ષી આત્માને આ મન વગેરે કઈ હાનિ કરતા નથી તુ એનો નાહક રાગદ્વેષ ન કર તુ તારા મહિમાને જો. એમનો સતાપ ન કર તારા

લાખો યત્નથી પણ તેમના વ્યવહારની-નિવૃત્તિ નહિ થાય કે જડભરત ! સંતાપ આપનાર પણ મન છે, લેનાર પણ મન છે સંતાપને લેનારદેનારના સાક્ષીભૂત હું ચૈતન્ય આત્મા છું. મારો કશો દોષ નથી એવો નિશ્ચય કર

જેમ સરકારે રાજ્યની વ્યવસ્થામાટે હિંદુસ્તાનના ભાગ કરી ઈલાકા જૂદા પાડ્યા છે તે ઇલાકાના અભિમાની મર્યાદા પાલક હાકેમ ( ગવર્નર ) મુકરર કર્યા છે પ્રજા સહિત તે હાકેમોના ઉપર વિશેષ સત્તા ધારી મુખ્ય હાકેમ ( વાઇસરૉય ) નિમેલા છે અને તેમની આજ્ઞામાં તે હાકેમોસહ સર્વ પ્રજા સ્થિત છે. તે પ્રજા પોતપોતાના સંસ્કારાનુસાર સુખદુઃખ રાગદ્વેષાદિક ભોગવે છે તે પ્રજાના દુઃખાદિની નિવૃત્તિ તથા સુખની પ્રાપ્તિમાટે કાયદા વગેરે રચ્યા છે અને તેને અનુસાર વર્તનારને લાકિક વ્યવહારમાં સુખ રહે છે અને તે ન ધારણ કરનારને દુઃખ અનુભવ થાય છે તેમાં વાઇસરૉય એમ કહેતા નથી કે તમે આમ કરો કે ના કરો આમાં તમને લાભનિલાભ થશે કે નહિ થાય ઇત્યાદિ પૂર્વોક્ત વાઇસરાય અથવા સરકાર પોતાના સ્વસ્થાનમાં સુખપૂર્વક સ્થિત રહે છે જો તે ગરીબ પ્રજાવર્ગ સાથે લડાઈ કરે છે તો તેમા તે પોતાનું મહત્વ જાય છે તે પ્રમાણે પંચભૂતનું આ શરીર છે તે હિંદુસ્તાનસમાન છે જાગ્રત સ્વપ્ન, સુષુપ્તિ અને તુરીય એ ચાર અવસ્થાઓ ઇલાકા જેવી છે અથવા સમષ્ટિ વ્યષ્ટિ સ્થૂલ સૂક્ષ્મ, કારણ મહાકારણ શરીર અથવા તેની ચાર અવસ્થાઓ તે ચાર ઈલાકા જેવી છે અથવા તો જગતરૂપ ઓમ્‌કારની અકાર, ઉકાર, મકાર અને અર્ધ માત્રારૂપ ચાર માત્રા તેના જેવી છે. તે ચાર અવસ્થાઓના વિશ્વ તૈજસ પ્રાજ્ઞ અને પ્રત્યગાત્મા, તે હાકેમજેવા છે અથવા તો વ્યષ્ટિ અભિમાની વિશ્વાદિથી અભિન્ન જે સમષ્ટિ અભિમાની વિરાટ, હિરણ્યગર્ભ ઈશ્વર અને ઈશ્વર સાક્ષી તે હાકેમો જેવા છે દશ ઇન્દ્રિય પંચ પ્રાણ પંચ ઉપપ્રાણ ચતુષ્ટય અંતઃકરણ, વૈખરી, મધ્યમા પશ્યન્તી પરા એ ચાર પ્રકારની વાણી, પચીસ એમ્મો પચીસ કે સત્તાવિશ તત્ત્વવાળી પ્રકૃતિ, સત્ત્વ રજસ્ અને તમસ્ આદિ ગુણવાળી પ્રજારૂપ માયા, અજ્ઞાન પ્રકૃતિ પ્રધાન અવિદ્યા ઇત્યાદિ નામવાળી માયા હિંદુસ્થાનની પૃથ્વીરૂપ છે અને તેના અધિપતિ મુખ્ય હાકેમરૂપ ચૈતન્ય માત્ર તું છે તું નિર્વિકાર નિર્લેપ, ચૈતન્ય અધિપતિની સત્તાસ્ફુર્તિવડે સર્વ પ્રજાનો વ્યવહાર સિદ્ધ થાય છે

હે જડભરત ! તું ચૈતન્ય સ્વમહિમામાં સ્થિત છે સર્વ ચક્ષુ મનાદિ પ્રજાના તથા તેમના દર્શનાદિ વ્યવહારનો તને સ્પર્શ પણ થતો નથી. તો તું નાહક ચક્ષુ મન આદિ તારી પ્રજા જેવા છે તેનો રાગ દ્વેષ શા માટે કરે છે ? મન વિક્ષેપવાન ન થાય એકાગ્ર થાય બુદ્ધિ સારા નિશ્ચય કરે ખોટા નિશ્ચય ન કરે ચિત્ત પરમેશ્વરનું જ ચિંતન કરે, અન્ય ન કરે મિથ્યા અહંકાર ન થાય સત્ અહંકાર જ થાય ચક્ષુ સારા રૂપો જ જુએ નઠારા ન જુએ, એ બધાનો ન્યાયપૂર્વક વિચાર કરી જો કે એ બધુ ભ્રમમાત્ર છે અને ભ્રમથી જ તું તારો સ્વભાવ એવો માને છે બાકી એ સ્વભાવ તો તારી પૂર્વોક્ત પ્રજાનો છે. અને જો બુદ્ધિ સારા પદાર્થોનો જ નિશ્ચય કરે અથવા સમાધિ જ કરે ખોટા પદાર્થોનો નિશ્ચય કે વિક્ષેપાદિન જ કરે તો તે ખોટા પદાર્થોનો નિશ્ચય તેમ જ વિક્ષેપાદિ બુદ્ધિવિના કોણ કરે તે કહે તું આત્માનો ધર્મ સંકલ્પાદિ કરવાનો નથી તેમ જ અન્ય ઇંદ્રિયોનો પણ એ ધર્મ નથી તો

મનઆદિ વિના નિશ્ચિત વ્યવહારો કેવી રીતે થઇ શકે ? ન જ થઇ શકે તે જ પ્રમાણે ચક્ષુ આદિ સારા રૂપ જ જુએ તો નઠારાને કોણ જુએ ? કારણ કે દર્શનાદિ વ્યવહાર ચક્ષુ વિના અન્યને છે જ નહિ જો કે હે જડભરત ! તું ચૈતન્ય, નિર્વિકાર સાક્ષી આત્માએ જ કલ્પિત મનાદિ પ્રજાના હુષ શોકાદિકવાળા જુદા જુદા સ્વભાવ રચ્યા છે તોપણુ મનાદિકનું અસ્તિત્વ છતાં જે ધર્મનો અભાવ કે અન્યથા પણ તું તેના રચનારથી પણ નહિ થઇ શકે જેમ સ્વપ્નના મન, ચક્ષુ આદિ ઇંદ્રિયો તેમ જ તે ઇંદ્રિયોના ધર્માદિક સ્વપ્નદષ્ટાએ જ ભિન્ન ભિન્ન કલ્પ્યા છે છતાં તે સ્વપ્ન પદાર્થોનો રચનાર સ્વપ્નદષ્ટા પણ તે સ્વપ્ન પદાર્થોના તેમના સ્વભાવનો અભાવ કે અન્યથાપણું સ્વપ્નકાળે કદાપિ કરી શકશે નહિ જો એ અન્યથા કરે તો પોતાના સંકલ્પનો પોતે જ ભંગ કર્યાનો દોષ બીજો સર્વ પદાર્થોની વ્યવસ્થા નો ભંગ કરવાનો દોષ, ત્રીજો પોતાની પ્રતિજ્ઞા ભંગનો દોષ, તેમ જ પોતાનામાં ભ્રમ વિપ વિપ્રલિપ્સાદિ દોષની પણ પ્રાપ્તિ થાય છે તેમ જ એમ પણ નથી કે મનાદિ દૃશ્ય સ્વપ્નપદાર્થોના સ્વભાવપ્રમાણે વર્તવાથી સ્વપ્ન દૃષ્ટાને હાનિ છે અથવા તો મનાદિકનો સ્વભાવ અન્યથા કરવાથી સ્વપ્નદૃષ્ટાને લાભ છે, માટે સ્વપ્ન દૃષ્ટાએ તેનો સ્વભાવ અન્યથા કરવા માટે અર્થાત્ વિપર્યય પ્રમાણ તથા ઇંદ્રિયોના સ્વભાવને બદલવાને સજ્જનોવત્ તેમને અંતર્મુખ સ્વરૂપાકાર કરવાનો પ્રયત્ન કરવો મનાદિક દૃશ્ય સ્વપ્નપદાર્થો દૃષ્ટાને કિંચિ માત્ર હાનિ લાભ કરી શકતા નથી તે જ પ્રમાણે તું તારા ચૈતન્યરૂપ સાક્ષી આત્માને જાગ્રત્ આદિમાં વર્તનાર આ મન વગેરે પદાર્થ કાઇ પણ પ્રકારે કિંચિન્માત્ર હાનિ લાભ કરી શકતા નથી

જેમ અનેક પ્રકારના આધકાર આદિ પદાર્થ થાય કે અળપાય તેથી આકાશને કઇ પણ લાભહાનિ થતી નથી, તે જ પ્રમાણે હે જડભરત ! બુદ્ધિ આદિક આત્મનિરૂપણ કરે તો તું ચૈતન્ય આકાશનું શું બગડે છે ? કશું જ બગડતું નથી જો બગડે છે એમ માને તો તે ભ્રમ છે માટે નિઃસંગ થઇ આત્મનિરૂપણ કર

( અપૂર્ણ )

**वडोदरामा अत्यजोनी हडताल**

થોડા વખત ઉપર વડોદરામા અન્ત્યજ લોકોએ હડતાલ પાડી હતી કારણ એ હતુ, કે તેમને પગાર વધારે જોઈતો હતો. ચારપાંચ દિવસ હડતાલ ચાલી લોકોને જાજરૂનો ઘણો ત્રાસ થઈ ગયો લોકોના જાજરૂ ગધાઈ ઉઠયા આખુ શહેર દુર્ગંધીથી વ્યાપી ગયુ. જાજરૂ આ લોકો સ્વચ્છ કરે નહિ અને લોકો જાજરૂ વિના બીજે ક્યાં જાય ? હુ પોતે બહાર જતો પણ જ્યારે દોઢ બે માઈલ દૂર જતો ત્યારે પત્તો ખાતો વર્ષાદમાં કાદવ કીચ માં થઈને જવુ પડતુ આવામા સ્ત્રીઓ તો બહાર શી રીતે જઈ શકે ? ઘણા લોકો બુમો પાડતા કે દુર્ગંધને લીધે અમારાથી ઘરમાં રહેવાતુ નથી છતા શુ કરે ? તેટલી અસહ્ય દુર્ગંધ છતા અને જાજરૂ સાફ ન થતા છતાં લોકોને જાજરૂનો જ ઉપયોગ કરવો પડતો.

અંત્યજ લોકોનુ તથા અન્ય હલકા લોકોનું કલ્યાણ કરી અને, તો તેમને દેહ સીધા સ્વર્ગમા મોકલી દેવાનો યત્ન કરનાર દેશહિતેચ્છુઓ આ સ્થિતિ જોઈ રાજી થતા હોવા જોઈએ ઉચ્ચ વર્ણના લોકોની એવી દુર્દશા થાય છે તે જોઈ તેમના આનંદનો પાર નહિ જ રહેતો હોય

અમે એ વાતનો સ્વીકાર કરીએ છીએ, કે હલકા લોકોને તેમની મજુરીનો યોગ્ય બદલો મળવો જોઈએ તેમ ન થાય તો તેનો દોષ સારી સ્થિતિના અથવા ઉચ્ચ વર્ણના મનુષ્યોને શિરે રહે છે આ પ્રમાણે જો હડતાલો પાડી પરાણે ફરજ પાડવામાં આવે તો તેનો પરિણામ સમાજમાં ભયકર આવવાનો સભવ છે આ લોકો કહેશે કે હડતાલ વિવાય બીજો માર્ગ શુ ? હાલ તો બીજો માર્ગ જણાતો નથી અને તેમાં કેટલાક અંશમા બીજા ઉચ્ચ વર્ણના અથવા સારી સ્થિતિના મનુષ્યો જવાબદાર છે નથી એમ નહિ થોડા વખત ઉપર અમદાવાદની પેઠે અહીં મીલના મજુરોએ પણ હડતાલ પાડી હતી, છાપખાનાના નોકરોએ પણ હડતાલ પાડી હતી આ લોકો જ્યારે જાણશે કે હડતાલથી આપણે ધાર્યાપ્રમાણે ફાવી શકીએ છીએ ત્યારે પછી તે લોકો વારવાર આ જ માર્ગ લેશે અને લોભને કઈ થોભ હોતો નથી આ લોકો પછી મહેનતનો કેટલો બદલો માગશે તેની કઈ મર્યાદા રહેવાની નહિ. આજે મનુષ્યમાત્ર સરખા છે એવો બોધ જો પ્રજાને આપવામાં આવે છે જ અને જાજરૂ સાફ કરવા, એ હલકો ધધો નથી, પણ કોઈ ન કરી શકે તેવો ધધો આ લોકોએ સ્વીકાર્યો છે જેથી પ્રજાએ તેમનો ઘણો ઉપકાર માનવો જોઈએ અને આવા ધધાને માટે તેમને જેટલો બદલો આપવામાં આવે તેટલો ઓછો છે કારણ કે મહિને પચીશ પચાશ રૂપયા આપતા પણ આ કામ કોણ કરે ? બ્રાહ્મણને પણ બે હાથ બે પગ બે કાન, બે આંખ વગેરે છે અને અન્ત્યજને પણ તે પ્રમાણે છે ઈશ્વરની સૃષ્ટિમા ઉચ્ચ કોણ અને નીચ કોણ, સર્વ એક જ પિતાના પુત્રો છે તો પછી મોટુ નાનુ કોણ ? જુ ધધો તો ફાવે તે કરે તેમાં હલકુ અને ઉચુ એ શી રીતે કહી શકાય સત્ય કહીએ તો હલકુ કામ કરનાર જ પ્રજાની સાચી સેવા બજાવે છે કારણ કે તેવુ કામ તે ન કરે તો પ્રજાની કેવી દુર્દશા થઈ જાય એ વગેરે માન્યતા આ વર્ગમાં પ્રચારને પામતી જાય છે જેનો પરિણામ એ આવે (અને તે આવતો જાય છે) કે પછી આ લોકો વધારે બદલો માગશે પછી તે સાત રૂપૈયાને બદલે ૭૦ રૂપૈયા માગે તોપણ આપણે આપવા જ જોઈએ કારણ તે તેટલા રૂપૈયા લેતાં છતાં પણ પ્રજાની જારેમા

ભારે સેવા કરનાર ગણુવાના આ પ્રમાણે થવાથી આજે જે વ્યવસ્થાથી સમાજમા કામ થાય છે અથવા જે વ્યવસ્થાથી આજપર્યંત કામ થતુ હતુ તે વ્યવસ્થા તુટી જવાનો સભવ છે જ પરિણામ કેવો આવશે તેનુ અનુમાન કરવુ કઠિન નથી અને તેવા પરિણામના ન્યૂનાધિક અશમાં આપણુને આજે પણુ દર્શન થાય છે જ જે મજુર પહેલાં ચાર આના લેતો હતો તે બાર આના લે અને જે સુથાર પહેલાં બાર આના લેતો હતો, તે આજે સવાબે અઢી રૂપૈયા લેછે તમે કહેશો, 'કે મોઘવારી એટલી વધી છે તો તેમણે તે લેવુ જ જોઈએ. પણુ હુ પુછુ છુ કે તે ચાર અને બાર આનાના રોજમા પૂર્વે જેટલુ કામ કરતા હતા તેટલુ અને તેટલા કલાક આજે કામ કરે છે ખરા ? તે હવે સમજે છે, કે આપણાવિના હવે પ્રજાને છુટકો જ નથી જેથી જે રોજ માગીશુ તે મળશે, અને તે છતા જેટલુ કામ કરીશુ તેટલુ ચાલશે આ પ્રમાણે આ મજુરવર્ગ હદ ઓળગતો જ ચાલ્યો છે મજુરોને મોઘવારી નડે તમને અને મને ન નડે આપણુને ત્રણુગણો લાભ કોણુ આપે તેમ છે 'કે આપણી કમાણી આપણે શી રીતે ત્રણુ ગણી કરી શકીએ તેમ છે ? પણુ આપણો આ જગતમા હિસાબ નથી આપણે તો નકામા અને આ મજુરવર્ગ અને અ ત્યજવર્ગ જ ખરા કામનો અને દેશની સાચી સેવા કરનારો ? જુઓ સમય જતા પરિણામ શુ આવે છે તે ? સામાજિક બધનો પ્રતિદિન તુટતા જાય છે, અને પ્રજામા નિય ત્રિતપણુ ઓછુ થતુ જાય છે. નથી તો રાજાનો હવે અ કુશ રહ્યો કે નથી સમાજનો જેને જેમ ફાવે તેમ વર્તવાને સહુને છુટ છે પણુ આમાં જે પોતાના અધિકારની મર્યાદા ઓળ ગીને જેટલો આગળ દોડશે, તેને જ હાનિ છે થોડો વખત જેને દોડવુ હોય તેને દોડી લેવા દો પણુ પરિણામે તો મૂષકી પુનઃ મૂષકી જ થનાર છે પરતુ કહેવાનુ તાત્પર્ય કે સમાજમા અવ્યવસ્થા અને અનિય ત્રિતપણું રાજ્ય કરતું જાય છે હાલના પ્રવાહને અનુકૂલ ગણુનાર ઘણુા મનુષ્યોને અમારા વિચારો સ કુચિત અને વિરોધી લાગશે જ પરતુ તેના માટે અમે તેમની ક્ષમા માગી લેઈએ છીએ અમે અત્ર જે વિચારો જણાવ્યા છે તે અ ત્યત સ્વલ્પમા જણાવ્યા છે, તેથી ઘણાને ભ્રાતિ થવાનો સભવ છે તો તેમણે આટલા વાચનથી Judgement—ફેસલો નહિ આપતાં મુલતવી રાખવા કૃપા કરવી વિસ્તારથી ગાઈ સ્વત ત્ર પુસ્તકમાં જ ચર્ચા કરનાર છીએ તે પછી જેમને ટીકા કે ખડન કરવુ હોય તેમણે તત્પર થવુ

# मजुरोनी हडतालो

## एटले

# शूद्रना जमानानी शरुआत

पूर्वे आर्यकाळमां એક એવો સમય હતો, કે જ્યારે બ્રાહ્મણોનો જ જમાનો હતો કહે છે કે તે વખતે બ્રાહ્મણવિના બીજી પ્રજા જ ન હતી, તે વખતે યથાર્થ બ્રાહ્મણત્વવાળા બ્રાહ્મણો હતા અથવા બીજી વર્ણ હશે, તોપણ બ્રાહ્મણોની સંખ્યા વિશેષ હતી, અને બ્રાહ્મણનો ધર્મ સર્વોત્કૃષ્ટ ગણાતો હતો તે વખતે તેમની જ પ્રધાનતા મનાતી હતી અમુક સમય આ સ્થિતિ ટકી પછીથી ક્ષત્રિયનો જમાનો શરૂ થયો કોઇ કોઇ ક્ષત્રિય એવા થયા, કે તેમણે કાળબળે ગૌણી પડેલા બ્રાહ્મણની સત્તાને ગાણ કરી, અને તેમની જ સત્તા સામ્રાજ્ય ભોગવવા લાગી આ જમાનામા ક્ષત્રિય પ્રજા જ સર્વોત્કૃષ્ટ ગણાવા લાગી, અને જેનુ ક્ષાત્રબળ અધિક હોય તે જ પ્રધાનતા ભોગવે એવો સમય હતો બ્રાહ્મણના જમાનામાં વેદાદિનુ અધ્યયન થતુ, યજ્ઞાદિક ક્રિયાઓ થતી, ઇશ્વરની ઉપાસનામાં તે નિમગ્ન રહેતા યોગાદિનુ અનુષ્ઠાન કરતા, અને વિદ્યાની ઉપાસના કરતા ક્ષત્રિયના જમાનામા આ રહ્યુ ખરૂ, પણ ઓછા પ્રમાણમાં. આ જમાનામાં ક્ષત્રિયોની જ ઝ્હતા વર્તાવા લાગી આ સમયમા આપણે જ્યા ત્યાં યુદ્ધ થએલા જ જોઇએ છીએ આ સમયમા ઘણા શૂરવીર અને મહાપરાક્રમી ક્ષત્રીઓ પાકેલા છે ગઝે કરીને આ ક્ષત્રિયનો જમાનો પણ ગૌણ પડવા લાગ્યો અને વૈશ્યના જમાનાની શરૂઆત થઈ આજપર્યંત આ વૈશ્યનો જ જમાનો ચાલ્યો અમેરિકા, યૂરોપ વગેરે દેશોમા મોટા મોટા વ્યાપાર થયા. વ્યાપારીવર્ગ આગળ આ યો. તે સમૃદ્ધ થયો. જર્મની પણ વ્યાપારમા ઘણુ આગળ વધ્યુ. પરસ્પર વ્યાપારમા જ સ્પર્ધા થવા લાગી અને જે વ્યાપારમાં આગળ વધે તે જ મોટો ગણાવા લાગ્યો વ્યાપારીશ્રેષ્ઠતા મેળવવાને સહુ કોઇ પ્રયત્ન કરવા લાગ્યા રાજાઓ પણ વ્યાપારીઓ થયા અને તે પણ વ્યાપાર કરવા લાગ્યા. વ્યાપારી બળ દરેક રાજ્યે વધારવા માડ્યુ જે વ્યાપારી બળમાં આગળ વધે તે ફાવી શકે, એવી સ્થિતિ દુનિઆમાં થતી ચાલી જર્મની અને યૂરોપવચ્ચે થએલી લડાઈ એ પણ વ્યાપારની જ હતી આ જમાનામાં વૈશ્યોની સત્તા વૃદ્ધિને પામી અને સામ્રાજ્યને ભોગવવા લાગી રાજાઓ પણ વૈશ્ય થયા અર્થાત્ વૈશ્યવૃત્તિવાળા થયા અને તેનો પરિણામ એ આવ્યો કે બ્રાહ્મણો અને ક્ષત્રિયો પણ વ્યાપાર કરવા લાગ્યા તેમણે જોયુ કે આ જમાનામાં વૈશ્યબળની જ શ્રેષ્ઠતા છે જેથી તે પણ બીચારા આ વૈશ્યવૃત્તિમાં જોડાયા આ પ્રમાણે દુનિઆમાં વૈશ્યોની વૃત્તિ વધી પડેલી આપણે જોઇએ છીએ. છેલ્લી મોટી લડાઈપર્યંત આ જમાનાની ધ્વજા ફરકતી હતી આજે પણ ફરકે છે પરંતુ હવે થોડા વખતથી શૂદ્રના જમાનાની શરૂઆત થઈ છે યૂરોપ

અમેરિકા, વગેરે સ્થળે labour-party-મ નુ નગ ીી સત્તા વધતી જાય છે આપણા દેશમાં પણ મજુરવર્ગની સત્તા તે દરોતુ અનુસરણ કરીને વધતી જાય છે આ વર્ગ પોતાની સત્તા વધારવાને હડતાનો પાડના માડ્યા છે

આ લોકો કહે છે, " ખરૂ કમાવી આપનાર અને દેશની ખરી મહેનત કરનાર અમે જ છીએ દેશની સાચી સેવા કરનાર અમે જ છીએ આજસુધી અમારા ઉપર આ ઉચી વર્ણોના ઘણા જુલમ થયા છે અને અમને જાણી જોઇને પાછળ રાખ્યા છે અમારી યોગ્યતા કોઇપણ રીતે જગતમા ઓછી નથી અમારા હક્કો પણ સર્વના સરખા જ છે આ વગેરે કહીને આ લોકોએ દેશવિદેશમા હડતાલોની શરૂઆત કરી છે આ હડતાલોનો એ જ અર્થ કે શૂદ્રના જમાનાની શરૂઆત. આ સત્તાઆગળ વર્તમાન જમાનામા બ્રાહ્મણ ક્ષત્રિય અને વૈશ્ય બળ ગાણુ પડશે વૈશ્ય કરતા ક્ષત્રિયની સત્તા ઓછી થશે, અને બ્રાહ્મણુની તો છેક જ ઓછી થશે આ પ્રમાણે કાળબળે વિપર્યય થતો ચાલ્યો છે. હવે દુનિયામા શૂદ્રબળની-મજુરવર્ગની જ શ્રેષ્ઠતા સ્થપાશે તે જ પ્રધાનતા ભોગવશે અને સમાજને તથા રાજાઓને પણ તે યથેચ્છ નચાવશે સર્વે આ બળઆગળ પોતાની ગૌણતા અને તેમની પ્રધાનતા સ્વીકારવાને તત્પર રહેવુ જોઇએ પગલે પગ આ સત્તાને હવે સર્વને માથુ નમાવવુ પડશે અને આ શૂદ્રબળ અને શૂદ્રના કાર્યની જ આ જમાનામા મહત્તા ગણાશે શ્રીમાન્ ગાધીજીજેવા તેમના જ માહાત્મ્યને વધારશે અને તેમને સમાજમાં આગળ લાવશે

સૃષ્ટિનો આ ક્રમ જ છે તો વિચારશીલે ભ્રાન્તિને વશ થઈ દુખી થવાની જરૂર નથી. આ પ્રમાણે જો સમાજમા વ્યવસ્થા ન થાય તો પ્રજાના કર્મનુ ફળ પ્રજાને મળી શકે નહિ આજે પ્રજાના જે પ્રકારના કર્મ નો પરિપાક થઇને તેમને ફળ આપવાને ઉદ્યત થયા છે, તે પ્રકારના કર્મનુ ફળ જો આવી સ્થિતિ પ્રજામા ન થાય તો તેમને મળી શકે નહિ જેથી પ્રથમ આ પ્રકારની સ્થિતિ સમાજમા થવાની જરૂર છે બ્રાહ્મણો સ્વકર્તવ્યથી ભ્રષ્ટ થયા ત્યારસે તેમને અમુક સ્થિતિમાં રહેવાથી તેમને તેમના કર્મનુ ફળ મળે તદર્થ તે પ્રકારની સ્થિતિ સ્થાઈ પછીથી જેમ જેમ પ્રજા સ્વકર્તવ્યથી ભ્રષ્ટ થતી ગઈ તેમ તેમ તેમના કર્મનુ ફળ મળી શકે તદનુકૂળ સ્થિતિ સમાજમા ક્રમ સત્તાથી રચાતી ગઈ આજે જુદા પ્રકારની સ્થિતિ સમાજમા થવા બેઠી છે તેનુ કારણ એ જ છે કે આ પ્રકારની સ્થિતિ જો સમાજમા ન થાય તો પ્રજાને તેના કર્મનુ ફળ મળી શકે નહિ કર્મસત્તા જીવોને એવી સ્થિતિમા મૂકે છે, કે તેમને તેમના કર્મનુ ફળ ભોગવવુ જ પડે આ પ્રકારની સ્થિતિ લોકો સ્વેચ્છાથી જ તેને નિમિત્ત ગણીને ઉપજાવી લે છે પરંતુ તે જાણતા નથી કે પ્રેરક સત્તા જુદી છે અને તેની પ્રેરણાથી જ તે કાર્ય કરે છે

કળીયુગના ચાર પાદ હોય છે અથાત્ તેના ચાર વિભાગની કલ્પના કરો તેમા પ્રથમ પાદના પુન ચાર ચરણ અથાત્ ચાર વિભાગ કલ્પો આ ચાર ચરણમા આ પ્રકારની વ્યવસ્થા હોય છે પ્રથમ ચરણમા સત્યયુગની પ્રધાનતા અને કળીયુગની ગૌણતા બીજા ચરણમા ત્રેતાની પ્રધાનતા અને કળીની ગૌણતા ત્રીજા ચરણમા દ્વાપરની પ્રધાનતા અને કળીયુગની ગૌણતા

અને ચોથા ચરણમાં કળી ઝીણી પ્રધાનના હાથમાં કેટલાક વખતથી કળી કળીની પ્રધાનના ચાલે છે આ પ્રથમ પાદનુ ચોથુ ચરણ ચાલે છે આ સમયમા કળીયુગના અતનાં જે લક્ષણો કહ્યાં છે તે લક્ષણો પ્રગટ થતા જોવામા આવે છે જેમ કે પ્રજાનુ અલ્પાયુષ્, અનેક રોગનો ઉદ્ભવ, અનેક પ્રકારના ઉત્પાતમય ધર્મનો અભાવ, અધર્મનુ ધર્મરૂપે ગણાવુ વર્ણાશ્રમનો નાશ, વર્ણસંકર પ્રજાની ઉત્પત્તિ, અસત્ય છળ કપટ ચોરી વગેરેનો પ્રચાર નાની વયમા સ્ત્રીઓ ગર્ભ ધારણને કરે, અને પ્રજા થાય, યાય નીતિ, શીલ વગેરેનો લોપ ઉત્ર ખલ પ્રજા થની, આ વગેરે જે જે લક્ષણો કળીયુગના અતના કહ્યા છે તે સર્વ કેટનાક વખતથી પ્રત્યક્ષ થતાં આપણે સર્વ જોઈએ છીએ આ, ક્રમ પ્રજાના સહારનો જ છે ધર્મવિમુખ ઈશ્વરથી વિમુખ કોઈપણ માગે વિષયો મેળવીને તેને ભોગવવાપ્રતિની અભિરુચિવાળી ચિત્તચર્યા વાળી પરસ્પર સહજ સહજમાં કલહ કરનારી, અને અનેક આધિ, વ્યાધિ અને ઉપાધિથી ગ્રસ્ત પ્રજા સહારના ક્રમમા ભળતી આપણે જોઈએ છીએ લડાઈ રોગ વગેરેથી કેટના બધા મનુષ્યો મરણ પામે છે તે પણ આપણે જોઈએ છીએ વૃષ્ટિ નતિ થી અથવા અનિયમિત થતી ભુકપ આદિ વ્યતિકરો થવા એ વ રે ત્રાસ અને દુ ખજનક ઘણા પ્રસગો બનતા આપણે જોઈએ છીએ આ ક્રમ જો ચાને તો પ્રજાનો સહાર થઈ જાય અને હજી કળીયુગનો સમય બાકી રહ્યો તે પહેલાં જ તેનો વિનાશ થઈ જાય જેથી યોગ્ય સમય આવો અધોગામી અ ા નિ તાથનો ક્રમ પ્રવર્તી પછી અટકી જશે

કેટલાક વખતથી આ ૮ ન બીજા ા થઈ ગએલા મહાપુરુષો એવી આગાહી—ભવિષ્યકથન કરતા આ યા છે હવે દુનિયામા બહુ સારો સમય આવશે ધર્મનો પ્રચાર થશે પ્રજા આધ્યાત્મિક ા શાસ્ત્ર ધની પ્ર નિ ર ો ધર્મના મર્મને સમજશે યોગાદિમાં તેનો સચાર થશે વગેરે આ આગાહી સત્ય પડવાની છે, કારણ કે આ કળી કળીની જે સત્તા તેના પ્રથમ પાદના ચોથા ચરણમા પ્રવર્તે છે તેનો હવે અત આવશે આ છેલ્લા ચરણમાં પ્રજાને કેટલાં દુ ખ ત્રાસ વેઠવા પડ્યાં છે તે આપણને સારી રીતે ખબર છે હવે થોડા જ વખતમા ઈશ્વર કે જેમની સત્તાને આ વિશ્વ વર્તે છે તેમની ઇચ્છાથી સ્થિતિ બદલાશે અને જગતમાં મોટો ફેરફાર થઈ જશે હવે થોડા વખત પછી કળીયુગના બીજા પાદની શરૂઆત થશે અને આ બીજા પાદના પ્રથમ ચરણમા પુન આરભની પેઠે પ્રધાનપણે સત્યયુગની અને ગૌણપણે કળીયુગની સત્તા પ્રવર્તશે જેથી દુનિઆમાં ધર્મનો પ્રચાર થશે અને પ્રજા જે અધોગતિના ક્રમમા છે તે ઊર્ધ્વગતિના ક્રમમા સ્થપાશે





# प्रसंगानुरूपम्.

——આજે આશ્વિન સુદિ ૩ થઇ છે આજે જ હું સ્થિરતાથી માસિક કાલને માટે લેખ લખવાનું શરૂ કરૂં છું એક માસ મારો મુસાફરીમાં ગયો હતો તે પછી વળી કંઇ કંઇ પ્રાપ્ત કર્તવ્યમાં પણ થોડા દિવસ નીકળી ગયા જેથી આજપર્યંત કલમ પકડવાનો યોગ જ ન આવ્યો

——હું પણ અંતર્યામી પરમાત્માની પ્રેરણાનુસાર મારું કર્તવ્ય યથાવકાશે યથાશક્તિ કરતો રહું છું, જો કે પણ નિયમિતપણે હું લખી શકતો નથી તોપણ કોઇપણ દિવસ પાંચ મિનિટ પણ હું નકામી ગાળતો હઇશ, એવું સ્મરણમાં નથી સત્ય કહું તો પળેપળનો સદુપયોગ થાય છે.

——મારે પણ આગળ વધવું જોઇએ જો સમજે તો લેખકોને માથે ઓછી જવાબદારી રહેતી નથી તેમણે નિરંતર પ્રગતિશીલ રહેવું જોઇએ જે પ્રગતિશીલ નથી તે અન્યને પ્રગતીશીલ કરી શકતા નથી અને જેણે પોતાના દુઃખનો જય કર્યો નથી તે અન્યના દુઃખના જયના માર્ગો દર્શાવી શકતા નથી મારા કરેલા પ્રયોગોના લાભ યથાસમયે તમને પણ મળશે જ પણ જો તમારા ધીરજ આપ સમાધ રાખો તો જે અધીરા બનીને સમાધ છોડી દે છે તે બીચારા વર્તમાન અને ભાવિમાં પ્રાપ્ત થનાર અપૂર્વ લાભથી વિમુખ રહે છે એ નિઃસંશય છે

—— હજી મને આત્મસંતોષ થાય તેવા લેખ તો સત્ય કહું તો હું લખી શક્યો નથી કારણ કે ઇચ્છા છતાં અનેક પ્રતિબંધોને લીધે તેને હું સિદ્ધ કરી શક્યો નથી આજ પર્યંત મેં જે કંઇ લખ્યું છે તે છુટી છવાઇ ક્ષણો ( catch-moments ) નો લાભ લેઇને જ લખ્યું છે પણ હવે હું સ્થિરતાની ઈશ્વરકૃપાથી મારી ઇચ્છાનુસાર શાંતિથી લખીશ એમ લાગે છે અને જ્યારે હું તે પ્રમાણે લખીશ અને તમે તે વાંચશો ત્યારે તમારા હર્ષનો પાર નહિ રહે.

×            ×            ×            ×

——આવતા વર્ષનો ઉપહાર શું આપવામાં આવશે તે ઇચ્છાગત તે આશ્વિનના અંકમાં જણાવીશું જે છપાશે તે ઉત્તમ જ છપાશે એ નિશ્ચિત છે હવે લખવાનું શરૂ કર્યું છે તે ભાદ્રપદ આશ્વિન અને કાર્તિકના નવું અંકો તથા ઉપહાર એટલું પૂરૂં કરીને પછી જ કંઇ વિશ્રાંતિ લેવાશે પ્રથમ નવું અંકો પૂરા કરીને પછી ઉપહારને હાથમાં લેઇશું દીવાળીસુધીમાં અર્થાત્ આખું વર્ષ પૂરૂં થતાં સુધીમાં આશ્વિનનો અંક ગ્રાહકોને આપી દેવાશે કાર્તિકનો અંક પણ ઇશ્વરેચ્છાથી કાર્તિક વદ ૧૪ પૂર્વે જ ગ્રાહકોને મળી જશે થોડું વર્ષનું મોડું થાય છે પણ બાર માસિકનામાં બાર અંકો અમે આપી દઇએ છે, એ ગ્રાહકો જાણે છે

×            ×            ×            ×

કૃપા કરીને તરત જ ઉત્તર મળશે એવી આશા ન રાખવી પ્રાતઃકાલને માટે મે લખવાનુ શરૂ કર્યું હોય છે તેવા સમયમા મારે આવા પત્રોના ઉત્તર આપવાનુ મુલતવી રાખવુ પડે છે અને તેમ ન કરતા જો હુ લખુ છુ તો પછી ધણુ કામ પહોચવવાથી પ્રકૃતિ બગડે છે ઉત્તર તો સર્વને લખુ છુ અને લખીશ પણુ હવેથી અવકાશે લખીશ એટલુ જ. જેથી ઉત્તર મોડા મળે તો મને ક્ષમા કરવી તે ઉપરથી મને પત્ર ન લખવો, એવો કહેવાનો ભાવ નથી પત્ર સુખેથી લખવા, અને જે કઈ પૂછવુ હોય તે પૂછવુ જ્યા સુધી મે આ મતવ્ય સ્વીકાર્યુ છે ત્યાસુધી મને આનદ જ થાય છે

× × × × ×

——બીજી મે બાબતોથી લોકો મારૂ માથુ ખાઇ છે ધણા મને પત્રથી પૂછે છે અને ધણા મને મોઢે પણુ પૂછે છે તેમને હુ યથામતિ જવાબ આપુ છુ પણ આ બે બાબતના ખુલાસા પૂછનાર મને જ જાણે સર્વ રીતે જવાબદાર ગણતા હોય તેમ જણાય છે ધણા મને ઠપકો આપે છે અને ધણા તો ગાલિપ્રદાન પણ કરે છે

——તેમાની એક બાબત અમેરિકાના શેરોની છે તેનુ શુ થયુ, વ્યાજ ક્યારે આવશે કેટલુ આવશે પૈસા એ લોકો ખાઇ ગયા કે તમે ખાઇ ગયા તમે જગતને ધર્મને નામે છેતર્યા નથી શુ અથવા શ્રીમાન્ મહામાલના તત્રી આ કામમા ઠગાયા નથી શુ વગેરે વગેરે

——આ શેરોના પૈસા અમેરિકામા જમીનમા રોકવામાં આવેલા છે, એવી ખાત્રી આ વર્ષના તરફથી શ્રીગોવર્ધનભાઇ ઇશ્વરભાઇ જાતે જઈને કરી આવ્યા છે આજે પણુ જેને ખાત્રી કરવી હોય તે કરી શકે છે તે ઉપરથી એટલુ સિદ્ધ થઇ શકે છે, કે માર્ગવાહકો તો પૈસા ખાઇ નથી ગયા હવે વ્યાજ કેમ નથી આવતુ એ એક પ્રશ્ન છે પણુ તે તો અમે શુ કરીએ ? મોટા ખાતાના કામ એવા જ હોય છે શુ આપણા દેશમા હજારો કપનીઓ લોકોના પૈસા નથી ખાઇ ગઇ ? તેમ છતા આ એક જ કામને શા માટે આટલુ બધુ વગોવવામા આવે છે તે સમજાતુ નથી ! × × × ધણા કહે છે કે અમે તો શ્રદ્ધાથી પૈસા ભર્યા છે હા સાચી વાત છે તો પછી શા માટે હવે અશ્રદ્ધા કરો છો ? તમે શ્રદ્ધાથી ભર્યા છે તો તમારી શ્રદ્ધાનુ ફલ તમને ઇશ્વર આપ્યા વિના નહિ રહે તમારી તે શ્રદ્ધા હતી કે લોભ તેની આ કસોટી છે તમે ઇશ્વરને નામે કામ કર્યું છે તો તે સર્વજ્ઞ હોવાથી તેનો બદલો તમને કેમ નહિ આપે ? તો પછી શા માટે વ્યર્થ સતાપને સેવો છો ? × × × વળી ધારો કે તમારા તે પૈસા ગયા છે તો પણુ તમે એટલુ પણુ સમાધાન મેળવી શકતા નથી ? હવે તેની પાછળ હાયવરાળ કરવાથી ક્યો અર્થ સરે તેમ છે ? લાભ અને હાનિ એ જ આ જગતનુ સ્વરૂપ છે તેમા જે સમબુદ્ધિ રાખી શકે છે તેમની જ વિશેષતા છે આ પાઠ તમે જ્યાસુધી નથી શીખતા ત્યાસુધી તમારા જીવનમા આવા પ્રસગો બન્યા જ કરવાના એ નક્કી સમજવુ હવે આ વાતને તમે વિસ્મરણના ખાડામા નાખી દો તો સારૂ તમે એનુ બહુ બહુ સ્મરણુ કર્યુ અને બહુ દુ ખી થયા હવે જેવી તમને દુ ખ ઉપજે છે તેવી વાતને ભૂલી જાઓ તો સારૂ

——બીજી વાત એ છે, કે ઘણા અને કહે છે, કે તમારા વર્ગની પ્રવૃત્તિ શા માટે અમુક પ્રકારની ચાલે છે ? શા માટે તમે અમુક અમુક કરતા નથી, વગેરે વગેરે

——ભાઇ ! તમારે એટલું જાણવું જોઇએ કે આ જગતમાં એક જ પ્રકારની સ્થિતિ કદી પણ હમેશાં બની રહેતી નથી તેથી કોઇ વ્યક્તિ, સંસ્થા, કે બાબતના સંબંધમાં એક જ પ્રકારની સ્થિતિ બની રહે એમ માનવું, એ આ પ્રકૃતિના નિયમથી વિરુદ્ધ છે જે કાળે જે બને છે તે યોગ્ય જ થાય છે એમ માનીને જે સંતોષને સેવતા નથી, તે અંતરમાં કલેશનો જ અનુભવ કરે છે હા તમારા અને મારા સંબંધમાં આપણે આપણી ઇચ્છાનુસાર કરી શકીએ છીએ પરંતુ આ જગતના સંબંધમાં આપણે તે પ્રમાણે કરી શકતા નથી આ જગત્ કંઇ આપણી સત્તાને વશ વર્તતું નથી તે ઇશ્વરની સત્તાને વશ વર્તે છે અને તેથી તેમને જે યોગ્ય જણાતું હશે તે જ તે કરતા હશે ઇશ્વરને જો આપણે સર્વજ્ઞ માનીએ તો પછી તેમના જગતમાં ખોટું થાય છે એમ આપણે શી રીતે માની શકીએ ? વળી જે જગતને આપણી ઇચ્છાનુસાર આપણે ચલાવી શકતા નથી તેના સંબંધમાં અમુક આમ થાય તો સારું, અને અમુક તેમ થાય તો સારું એવી મિથ્યા કલ્પનાઓ કરવાનું અને તે દ્વારા દુ ખી થવાનું શું પ્રયોજન છે તે પણ સમજાતું નથી

——વળી ઇશ્વર સર્વજ્ઞ હોવાથી તમને જે સમયે જે યોગ્ય જણાતું હોય છે તે જ તે કરે છે જેમનું જેમનું જે જે સમયે હિતાહિત થવાનું હોય છે તે પ્રમાણે થાય તેવા ઇશ્વર યોગ્ય સંજોગો આ જગતમાં રચે છે જાણી આપણે નિશ્ચિંત રહેવાનું છે જગતનું હિતાહિત ઇશ્વરને જ સોંપી દેવું એ જ સારું છે

× × × × × ×

——વળી અમુક શા પ્રમાણે અમુક નથી કરતા એમ જ્યારે મનુષ્યો અમને કહે છે ત્યારે પણ અમને સામાન્ય આશ્ચર્ય થતું નથી ભાઇ ! અમે તો અમારું કર્તવ્ય કરીએ છીએ તમે શા માટે તમારા કર્તવ્યમાં પ્રમાદ કરો છો ? હજી આટલા વર્ષો થયાં તો પણ શા માટે તમે અન્યની આશા રાખો છો ? જે બાળક બીજાની કેડે બેસીને ફર્યા કરે છે તે કદી સ્વતંત્રતાથી ચાલી શકતું નથી તેમ જે મનુષ્યો બીજાના જ ઉપર આધાર રાખે છે, તે સ્વતંત્રપણે પોતાના હિતના માર્ગ શોધીને આગળ વધી શકતા નથી શું તમે એટલું વાંચ્યું સાંભળ્યું ન ? હજુ પણ અધિક વાંચવા સાંભળવાની આશા રાખી કાલક્ષેપ કરો છો ? ધીમે ધીમે પણ સ્વતંત્રપણે અંતર્યામી પરમાત્માને શરણે રહી આગળ વધવાનો અને દુ ખનો જય કરવાનો પ્રયત્ન કરો અને તમારો વિકાસ થએલો તમે જોશો જ બીજા માત્ર તમને દિશા દર્શાવી શકે છે માર્ગ કાપવો એ તમારું કામ છે હમેશા જાણ્યું જાણ્યું અને તે જાણ્યું, એવી વૃત્તિ રાખ્યા કરવાનો કંઇ જ અર્થ નથી એક એક ડગલું જે આગળ વધાય તેના આગળ વધવાનો પ્રયત્ન કરવો જોઇએ પછી આગળ શું કરવું, કે ક્યા માર્ગે જવું, તે તમને આપોઆપ સૂઝી આવશે તમારા અંતર્યામી ઇશ્વર તમને તે તે વખતે દર્શાવશે જ

× × × × ×

—ગયા અંકમાં અમે વધુપિંગળ છાપ્યું હતું તેનું કારણ એ હતું, કે હાલમાં શાળાઓમાંથી આ વિષયને કાઢી નાખવામાં આવ્યો છે અને તે ઘણું અયોગ્ય થયું છે કેળવણીના સંબંધમાં હાલમાં આપણા દેશમાં એવી અંધાધૂંધી ચાલે છે કે કંઈ કહેવાની વાત જ નહિ પોતાના બાળકોને આ વિષય જેમને શીખવવો હોય તેમને અનુકૂળ પડે, જાણી આ વિષય અમે પ્રાતઃકાલમાં છાપ્યો હતો

x x x x x

—આષાઢ શ્રાવણના અંકમાં જણાવ્યા પ્રમાણે માત્ર બે પત્રોના ઉત્તર આપવાના બાકી છે જે હું અત્ર આપું તે ઘણો વિસ્તાર થઈ જાય તેમ છે જેથી તેના ઉત્તર હું આશ્વિનના અંકમાં આપીશ કારણ કે આ અંકમાં પ્રસંગાનુરૂપમ્‌નો ઘણો વિસ્તાર થઈ ગયો છે

x x x x x

—કોઈ કોઈ સજ્જનો મને તમે પ્રાતઃકાલમાં અમુક કેમ અમુક કેમ લખો છો કહીને પત્રો આપે છે અને જાણે પોતે સર્વજ્ઞ હોય તેમ શિખામણ આપવા બેસે છે બિચારા દયાપાત્ર ! પોતાની પાસે થોડો પૈસો હોય કે બે પુસ્તકો આમથી તેમથી વાંચ્યા હોય એટલે પોતે જાણે બધું જાણે છે એમ માની બેસે છે અને બીજાને લાગવા જ બોધ આપવા મંડી પડે છે ! એમનું જ્ઞાન કેટલું હોય છે અને એમના અંતઃકરણની શી સ્થિતિ હોય છે, એ અમે સારી રીતે જાણીએ છીએ તેમ છતાં સર્વજ્ઞ બનીને તે અમને બોધ આપવા આવે છે એ તેમની અહહ ! કેવી ધૃષ્ટતા અમે જે પ્રવૃત્તિ કરીએ છીએ તે જ્ઞાન અને ભાનપૂર્વક કરીએ છીએ આમથી તેમથી વાંચીને બે વાતો જાણીને સૂકીને ગાગરે ગધો થઈને અમે કામ ચલાવતા નથી આવા મનુષ્યો જરા સ્થિર મન વિચાર કરીને પછી પ્રવૃત્તિ કરે તો સા

# कसरत करो ! कसरत करो ! कसरत करो !



( લેખક—કસરતી )

શરીરનું સુખ જોઈતું હોય તો કસરત કરો.
શાંતિનું સ્વરૂપ સમજવું હોય તો કસરત કરો
ભોજનનો સ્વાદ જોઈતો હોય તો કસરત કરો
ભિરુતા ટાળવી હોય તો કસરત કરો
બલવાન્ થવું હોય તો કસરત કરો
સોગી જેવા સૂકા રહેવું ન હોય તો કસરત કરો
પ્રતાપી થવું હોય તો કસરત કરો.
તેજસ્વી દેખાવું હોય તો કસરત કરો
સુંદરતા પ્રિય હોય તો કસરત કરો
વ્યાધિથી પીડાવું ન હોય તો કસરત કરો.
પ્રસન્નતાથી પ્રસન્ન હો તો કસરત કરો.
પ્રિયાની પ્રસન્નતા મેળવવી હોય તો કસરત કરો
પ્રેમના સ્વરૂપને ઓળખવું હોય તો કસરત કરો
યોગબળની સિદ્ધિ કરવી હોય તો કસરત કરો
ધર્મની સિદ્ધિ કરવી હોય તો કસરત કરો
અર્થની સિદ્ધિ કરવી હોય તો કસરત કરો.
કામની સિદ્ધિમાટે પણ કસરત કરો
મોક્ષની સિદ્ધિમાટે પણ કસરત કરો
સ્વાર્થની સિદ્ધિમાટે કસરત કરો, કસરત કરો

સર્વાર્થસિદ્ધિમાટે કસરતનું સાધન સાંભળી ઉડનાર પ્રિય મિત્ર ઉંડા ઉતરી વિચારો રહસ્ય સ્પષ્ટ થશે તમારી દષ્ટિસમુખ તમારા જીવનનું એક લક્ષ્ય રાખો

થોડી પણ !

નિયમિત

કસરત કરો, कसरत करो, કસરત કરો.

---

* આ વિષયમાં કસરતની મીમાંસા કરવાનો હેતુ નથી કસરતની રુચિ જાગ્રત્ કરવાનો હેતુ છે તે ફરી ફરી તેને વાંચતા સિદ્ધ થયાવિના નહિ રહે

પણુ એક સદાચાર છે શમ, દમ, સત્ય દયા વગેરેથી મન અને વાણીની શુદ્ધિ થાય છે અને સ્નાન, સાત્ત્વિક ખોરાક ઉપવાસ વગેરેથી કાયાના મેલ ટાળી શકાય છે આ ત્રણે શુદ્ધિઓ જરૂરની છે અને તેમનો પરસ્પર નિકટનો સબધ છે સ્પર્શાસ્પર્શ કે આભડછેટનો વિવેક એ કાયાની શુદ્ધિનુ અગ છે. દેહશુદ્ધિ જાળવવામાટે જડચેતનમાના દોષવાળા અને અપવિત્ર પદાર્થોના સ્પર્શથી બચવુ જોઈએ જો કદાચ સ્પર્શ થઇ જાય તો માત્ર સ્નાનથી શુદ્ધિ થાય છે આભડછેડનુ, કહો કે અસ્પૃસ્યતાનુ આ ટૂકુ સ્વરૂપ છે આમા શુ દૂષણુ છે તે મને તો સમજાતુ નથી

જડ પદાર્થોમા ગ્લાનિ ઉપજાવનારા અને ઉપર જણાવેલી પવિત્રતાની આડે આવનારા પદાર્થોનો સ્પર્શ થઇ શકે નહિ. ચેતન પ્રાણીઓમા કુતરા ગધેડા વગેરે અસ્પૃસ્ય ગણાય છે મનુષ્યોમા ઉપરની ત્રણે શુદ્ધિ સાથે છૂટાછેડા કરી બેઠેલી જાતિઓ પણુ સ્પર્શને યોગ્ય નથી માની શદ્ર પુરુષે [illegible] ઉત્પન્ન કરેલી [illegible] નામની વર્ણસ[illegible] પણુ અ[illegible] ગણાય [illegible] આ અસ્પૃસ્યનો સ્પર્શ [illegible] તેમા કારણુ [illegible] પવિત્રતાનુ [illegible] રહેલ છે અસ્પૃસ્યતાનો અર્થ એ નથી કે જેને અસ્પૃસ્ય માનતા હોઇએ તેને ધિક્કારવા તેમના પર ડાયરશાહી [illegible], કે તેમનો સદતર ત્યાગ કરવો અસ્પૃસ્યનો સ્પર્શ [illegible]મા મુખ્યત્વે કાયિક શુદ્ધિનો ભગ થાય છે ચોરી વ્યભિચાર કે ખૂન જેવુ તે પાપકર્મ નથી. હિદુ ધર્મમા પાપપુણ્યની વ્યાખ્યા ઘણી બહોળી કરવામાં આવી છે ધર્મકાર્ય જેટલુ હોય તેટલુ પુણ્ય અને તેનું લેશ પણુ જેમા ઉલ્લઘન થતુ હોય તે પાપ ગણાય આ ભાવનામા થોડો દ્વેષ કે તિરસ્કારબુદ્ધિનો અશ પણુ હોવો ન જ જોઇએ અસ્પૃસ્યતાની શુદ્ધ ભાવનાને તો આપણે સયમ જ ગણી શકીએ અને એના અમલને આપણે યોગની તાલીમ માનીએ આપ પણુ તેમ જ માની રહ્યા છો એ રીતે અસ્પૃસ્યતામા લેશ પણુ દોષ નથી

અસ્પૃસ્યતારૂપ શુદ્ધ ભાવનાની ઓથ નીચે કોઇ પણુ વ્યક્તિ સામે ધિક્કારની લાગણી બતાવવી તે તો એક પ્રકારની ક્ષુદ્રતાનિયત જ છે પરતુ તે વ્યક્તિકૃત્ય અસ્પૃસ્યતાને તો ઝાંખપ ન જ લગાડી શકે અહિંસાપ્રધાન અસહકારના સિદ્ધાંતોને મારેગામની વ્યક્તિઓની વર્તણૂક ડાઘ લગાડે છે એમ કોણુ કહી શકે ? ટૂકમાં કહીએ તો અસ્પૃસ્યતા મૂળે વિષવૃક્ષ નથી તે હોત તો તેને સમૂળગુ ઉખેડી નાખવાની વાત બધા વૈષ્ણવો ઝીલી લેત અસ્પૃસ્યતારૂપ વૃક્ષને તિરસ્કારની લાગણીઓરૂપી ઝેરી નાગણો વળગેલી હોય એમ આપણે માનીએ તો તેને નસાડવા પૂરતી જ આપણી ફરજ છે નહિ કે તે આખુ વૃક્ષ દફનાવી દેવામા આપણી કૃતકૃત્યતા છે એવી ઝેરી લાગણીઓનો નાશ તો આપણે શુદ્ધ ધર્મના જ્ઞાનથી જ કરી શકીશુ

ત્યારે આપણે અસ્પૃસ્યતાને વળગેલુ કલક કેમ ધોઇ શકીએ ? વૈષ્ણવ સપ્રદાયમાં તો એ વિષે વધુ લખવુ નવાઇભરેલુ જ ગણાશે એ સપ્રદાય તો સમગ્ર વિશ્વને હરિરૂપ માની રહ્યો છે પ્રભુ પોતે જ વિશ્વરૂપ થઇને તેમાં ખેલી રહ્યા છે બધે સ્થળે વ્યાપ્ત છે, વિશ્વના સર્વ જડ ચેતન પદાર્થો તેના રમકડાં છે ઘટઘટમા તે વિરાજે છે એવા ઉપનિષદના સિદ્ધાંતોને મુખ્ય સ્થાન તો વૈષ્ણવ સપ્રદાય આપે છે પ્રભુમા પ્રેમભાવ, તેને અગે વિશ્વમાં પણુ સ્નેહદૃષ્ટિ, જીવમાત્રની પ્રભુસેવા એજ મુખ્ય ધર્મ એવા શુદ્ધ આદર્શોમા ઉચ્ચ

નીચભાવ કે તિરસ્કાર બુદ્ધિની મલિનતા કેમ પ્રવેશી શકે ? જે પ્રભુનો અંશ અમારામાં છે તે ભગવદંશ અંત્યજોમાં છે જે પ્રભુની ભક્તિનો અધિકાર વૈષ્ણવોને છે તે જ અંત્યજોને છે શ્રીમદ્ ભાગવત તો એક નાસ્તિક બ્રાહ્મણ કરતા ભક્તઅંત્યજ વૈષ્ણવને શ્રેષ્ઠ કહે છે આમાં નથી ક્રૂરતા કે નથી ઉચ્ચનીચભાવને લેશ પણ અવકાશ જ્યાં સ્નેહની લાગણીની બધે જોવાનું હોય ત્યાં દયા દૃષ્ટિ પણ ગૌણ જ ગણાય આવા આત્મધર્મમાં તો " આભડછેટ અંકેરૂ અગજળ હોય આવા ઉત્તમોત્તમ સિદ્ધાંતો જો વૈષ્ણવો સમજતા હોય તો તેમને હાથે ધર્મને લાંછન લગાડનારૂં એક પણ કૃત્ય ન જ થાય

વૈષ્ણવોનું દૃષ્ટિબિંદુ ઉપર જણાવેલા આત્મધર્મ તરફ જ હોવું ઘટે તો પણ તેમને દેહધર્મ પણ પ્રાપ્ત હોય જ પ્રભુસેવા તે જીવનો ધર્મ છે અને વર્ણાશ્રમધર્મ દેહના છે જે જાતિના માબાપને પેટે જન્મ લીધો હોય તેના ધર્મો પાળવા જ જોઇએ વર્ણાશ્રમના સંયમમાં શારીરિક શૌચના નિયમો વૈષ્ણવો પાળી રહ્યા છે એક મર્યાદી વૈષ્ણવ કોઇની સાથે ભેળાયાવિના સંયમનું ખૂબ સેવન કરીને સર્વ સ્થળે પ્રેમભાવ રાખી શકે છે વૈષ્ણવો તો પોતાને જ અસ્પૃશ્ય માને છે ' અમે અપરસમાં છીએ ' એટલે કે કોઇને અમે સ્પર્શ કરીએ નહિ અને કોઇ અમને અડકી શકે નહિ સ્પર્શ થઇ જાય તો વૈષ્ણવો સ્નાન કરીને દેહશુદ્ધિ જાળવે છે નહિ કે કોઇના તરફ તિરસ્કાર બતાવે છે અમે ... રાજ્યસાથે અસહકાર કરીને તેના તરફ તિરસ્કારની લાગણી ઉત્તેજિત કરતા નથી, તેને પ્રેમભાવથી જ આપણે સુધારવા માગીએ છીએ અને આપણે જ પ્રાયશ્ચિતદ્વારા આ મમતા વધારવાને મથી રહ્યા છીએ સંયમનું એ વૈષ્ણવોનું વ્રત છે દયાધર્મનું ઝાંખુ દર્શન પણ અત્યારે વૈષ્ણવો જ કરાવી રહ્યા છે ? પ્રાણીમાત્રના આત્મા પર ઘણા પાઠો પણ હિંદને વૈષ્ણવો જ શીખવી શકે. વૈષ્ણવોમાંની હાલની ખામી તો તેમના સ્વધર્મના અજ્ઞાનને જ આભારી છે, એમ હું માનું છું

સુશિક્ષિત દેશ અત્યારે પાપ પુણ્યના વિવેકને વિસરવા લાગ્યો છે એઠવાડ આપવો, ગાળો ભાંડવી માર મારવો કે તેમાં હડધૂત કરી કાઢવા વગેરે દેશની અવદશા, અજ્ઞાન અને અંગ્રેજી કેળવણીના પરિણામો છે શાસ્ત્રકારો એઠવાડ આપવાની મનાઇ કરે છે તિર-
* સ્કાર કરવાની સખ્ત રીતે ના પાડે છે ' યાત્રામાં યજ્ઞના મેળામાં રાષ્ટ્રવિપ્લવમાં આભડછેટના ગણતી પણ ના જ કહે છે શાસ્ત્રોના આવા સુંદર આદર્શો સમયાનુસાર લોકોના મનન કરાવવાથી જ આ વિષયમાં સુંદર પરિણામની આપણે આશા રાખી શકીએ, અન્યથા નહિ

છેવટે આપને મારી નમ્ર સૂચના છે કે અંત્યજોની સ્થિતિ સુધારવાઆટે જો મતભેદ નથી તેમન ખાવાપીવાનો ને પહેરવા ઓઢવાનો, રહેવા માટે ઘરબારનો અને કૂવા વગેરે સાધનોનો બંદોબસ્ત કરી આપવો એ વૈષ્ણવોની ફરજ જ ગણાય તેથી પણ વધારે તો એમનું જીવન પવિત્ર નીતિવાળું અને ભક્તિમય બને તેને માટે વૈષ્ણવોએ ઘણી જ કાળજી રાખવી જોઇએ વૈષ્ણવ ધર્મ તો તિરસ્કાર વસ્તુને જ જાણતો નથી સર્વ જગત્ મારા પ્રભુનું એમ માનવાનો વિશ્વને ઉપદેશ કરે છે આવા ધાર્મિક આગેવાન વૈષ્ણવ

સમાજ વળશે તો આ યથાર્થમાર્ગ જ ગણાશે આપ પરમ કૃપાળુ નરસિંહ મહેતાના વચનોથી વૈષ્ણવોને ઉદ્બોધન આપી રહ્યા છો તેવા જ ઉદ્બોધનો ફરી ફરી આપીને તે તરફ વૈષ્ણવોનુ આકર્ષણ આપ કરશો તો ઉચિત જ આપને અંતે સંતોષ થશે

નરસિંહરામ હરિકૃષ્ણ શાસ્ત્રી

## શ્રીયુત ગાંધીજીની નોંધ.

[ આ લેખની સાથે મારે એક અક્ષર પણ લખવો હોય નહિ જે અસ્પૃશ્યતા શાસ્ત્રીજીએ ઘટાવી છે તેની સામે મે માથુ ઉંચકવું રહ્યું ? મ્હાડયા મેલા મનુષ્યોને અડીને આપણે હંમેશા સ્નાન કરીએ માગી આપી ભાષા તે કેવળ પ્રચલિત અસ્પૃશ્યતા જેમા દ્વેષ શિવાય બીજુ કંઈ જ નથી તેને વિષે વપરાએલી છે શાસ્ત્રીજીના જેવા વિચારો બધા વૈષ્ણવો ધરાવે એટલે વૈષ્ણવોને તો મારે કંઈ કહેવાપણુ નહિ રહે

મોહનદાસ કરમચંદ ગાંધી ]

## શ્રીયુત ગાંધીજી અને સુધારકો

હિંદુઓના ધર્મ પ્રકરણમા સ્પર્શાસ્પર્શ એ અધર્મ છે પાખંડ છે પાપ છે, અતિ શુગિતા છે ઘુસાડી દીધેલુ છે ઇત્યાદિ આક્ષેપો થયેલા અને તેથી ધર્મચુસ્ત હિંદુઓના દીલ દુખાયેલા તે વાત જાણીતી છે આ વિષયમા ધર્મશાસ્ત્રો હિંદુઓના સંસારની અને સમાજની આલોક અને પરલોકની દ્રષ્ટિએ કેવી વ્યવસ્થા કરે છે તે વિષે અમારો મત પહેલેથી જ જણાવી દીધો છે, બીજાઓએ પણ તે પ્રમાણે પહેલેથી જ જણાવી દીધો છે અમારી જાણ પ્રમાણે તેમા કોઈએ અંત્યજોના માટે અત્યજોનો તિરસ્કાર કરવાનુ કહેલુ નથી અત્યજોની ઉન્નતિના પ્રયાસો કરવા માટે, તેઓને શિક્ષણાદિથી તેમની સ્થિતિ સુધારવા માટે તેમના વસવાટના સ્થળો આરોગ્યકારક રહે તેવી યોજના મ્યુનીસીપાલીટીઓ દ્વારા કરાવવા માટે, સારા પાણીની સોઈ માટે કુવાઓઆદિ કરાવી આપવા માટે તેઓની સાથે ઉદારતાથી સ્નેહભાવથી, દયાથી માણસાઈથી વર્તવા માટે અને જેઓ તેઓનો તિરસ્કાર કરતા હોય તેઓને તેમનો તિરસ્કાર કરતા અટકાવવા માટે કોઈ પણ હિન્દુધર્માભિમાનીએ કે અમે કદિ પણ ના પાડી નથી તેઓ સુધરે અને તેથી તેઓનુ કામ કરનારા ન મળે તેવો ભય પણ અમને નથી આપણા સ્વાર્થ ખાતર કોઈની પણ ઉન્નતિને આડે જવુ એ તો પાપ જ છે પરંતુ કમનસીબે શ્રીયુત ગાંધીજીને તેઓએ હિંદુઓના ધર્મશાસ્ત્રોની વાતો કરેલી તેઓને લીધે ઉપર પ્રમાણે હિંદુઓના ધર્મશાસ્ત્રોપર ખોટા પ્રહારો થવાનો પ્રસંગ પ્રાપ્ત થયો હતો શ્રીયુત ગાંધીજીને જ્યારે આ વસ્તુસ્વરૂપ બરાબર સમજવામા આવ્યુ ત્યારે તા ૩ જી જુલાઈના નવજીવન ના અંકમા તેઓએ ' વૈષ્ણવો પ્રત્યે ' એ મથાળા નીચે એક ખુલ્લા પત્ર લખ્યો અને તેમા તેઓએ સ્પર્શાસ્પર્શના સબંધમાં પોતાનો હેતુ ઘણો જ સારી રીતે સ્પષ્ટ કરેલો છે અને તેની નોંધ અમે અમારા ૧૦ મી જુલાઈના અંકમા લીધેલી છે શ્રીયુત ગાંધીએ કહ્યુ સ્વીકાર્યુ છે અને કેવળ રહેવા

શ્રીયુત ગાંધીજી તો તે માનનાગ છે પણ ' પ્રજાબંધુ ' ને શ્રીયુત ગાંધીજીના સ્પર્શાસ્પર્શના વિચારો જ્ઞાતિના પાયાઉપર ઘા કરનારા હોવાથી મીઠા લાગેલા અને તેથી તે સ્વીકારેલા એ બાહ્મબંધને શાસ્ત્રી વસંતરામ સાથે તે અમારા મતસાથે કે વૈષ્ણવોના મત સાથે શ્રીયુત ગાંધીજી એકમત થાય તે પસંદ ન પડે એ સ્વાભાવિક છે એ બાહ્મબંધુ એમ માને છે કે સ્પર્શાસ્પર્શની હિમાયતમાં શ્રીયુત ગાંધીજીએ સર્વનો વિનાસકોચે અને બીનશરતે Social intercourse એવો દરેક વ્યક્તિનો જન્મોસિદ્ધ હક માન્યો હતો બાહ્મબંધુ પ્રજાબંધુ " ના મતે સોસીયલ ઇન્ટરકોર્સ એટલે લગ્નાદિક સર્વ વ્યવહાર હોવો જોઇએ, અને તેટલા માટે તે શ્રીયુત ગાંધીજી ઉપર ગુલાંટ ખાવાનો આક્ષેપ કરે છે પ્રજાબંધુની ટીકાથી બીજા એક સુધારકપત્ર ઇન્ડિયન સોસ્યલ રીફોર્મરને પણ શ્રીયુત ગાંધીજી આમ તેમના તે પસંદ પડે નહિ તે સમજાય તેવું છે મતને કારણ કે તેને પણ વર્ણાશ્રમ કે જ્ઞાતિવ્યવસ્થા જેવી વ્યવસ્થા પસંદ નથી તેથી એ બાહ્મબંધુ શ્રીયુત ગાંધીજીને પત્ર લખ્યો શ્રીયુત ગાંધીજી તેના જવાબમાં જણાવે છે કે ' સ્પર્શાસ્પર્શના ધાર્મિક સ્વરૂપવિષે જરા પણ ખટપટમાં ઉતર્યા વિના વૈષ્ણવો મનુષ્યપ્રાણીતરીકે જે હકકો પોતે ભોગવવાનો દાવો કરે છે તે હકકો પછાત વર્ગોને ભોગવવા દેઇ તેઓના ધર્મો પ્રનાણે વર્તે તેવી મે અરજ ગુજારી હતી આ બાબતમાં જે પક્ષ મે લીધો છે તેમાનું જરા પણ મે છોડી દીધું નથી ' ઈત્યાદિ આ વચનો સ્પષ્ટ કરે છે કે શ્રીયુત ગાંધીજીએ સ્પર્શાસ્પર્શના ધાર્મિક સ્વરૂપપર વિચાર કરવાનું છોડી દીધું છે, અને અજ્ઞાન મનુષ્યો સ્પર્શાસ્પર્શવિષે ગમે તેમ સમજી જાહેરમાં તેઓ સાથે ગમે તેમ વર્તે છે તેનો માત્ર મજબુતીથી તિરસ્કાર કરવાનું ચાલુ રાખનાર છે શ્રીયુત ગાંધીજી કહે છે કે હિંદુઓ તેઓની સાથે આટલી ખરાબ રીતે વર્તે છે પણ તેઓને કુ હાનિ થવા દેશે નહિ જેઓ અત્યજો સાથે ખરાબ રીતે વર્તતા હોય તેઓ માટે શ્રીયુત ગાંધીજી ગમે તેમ કહે અને તેઓને સુધારવાને ગમે તેટલું કરે તેની સામા કોઇને વાંધો હોય જ નહિ વૈષ્ણવોની મુદ્દાની વાત એટલી જ છે કે સ્પર્શાસ્પર્શ હિન્દુઓના ધર્મપ્રકરણમાં છે એ તેઓના ધર્મશાસ્ત્રમાં અતિશયિતા, પાખંડ અધર્મ કે પાપ નથી એક ઘુસી ગયેલી વસ્તુ નથી, પણ પ્રકૃતિસિદ્ધ વસ્તુ છે તેમ એટલું પણ ખરૂં કે તે તિરસ્કારમૂલક કે દ્વેષમૂલક નથી. ગુજરાતી " તા ૧૧-૮-૧૨.

---

**સ્વામી રામતિર્થના જીવનના એક પ્રસંગ**

આ પ્રસંગ સ્વામી રામતિર્થના જીવનસંબંધમાં પ્રસિદ્ધ થએલાં કોઇ પણ પુસ્તકમાં પ્રકટ થયો નથી તે દેહેરાદુનના રા લાલા બૈજનાથસિંહે મોઢેથી કહ્યો હતો

તેમની સ્થિતિ અત્યંત ગરીબ હતી તેમનાં માતાપિતા પણ નિર્ધન હતા તે વિદ્યાભ્યાસ કરતા હતા તે વખતે વિદ્યાર્થી અવસ્થામાં તેમને પૈસાની ઘણી અડચણ પડતી તો પણ એક વખતે તેમને એક વિચાર આવ્યો અને તે આઠ આનાનો સ્ટાંપનો કાગળ લઇ આવ્યા તે સ્ટાંપ ઉપર તેમણે ઈશ્વરને લખી આપ્યું, કે હું માત્ર કર્તવ્ય કરીશ અને તમારા કર્તવ્યમાં કદી પણ હાથ ઘાલીશ નહિ તમને જેમ યોગ્ય જણાય તેમ કરજો માત્ર મારે મારૂં કર્તવ્ય કરવું, એટલું જ હું જોઇશ "

આ પ્રસંગ પછી તેમણે કદી પણ ફળનો અને ઇશ્વર અમુક શા માટે કરતા નથી, એવો વિચાર કર્યો નથી તે પછીથી એક દિવસ એવો આવ્યો કે તેમની પાસે એક પૈસો પણ ન હતો. તે વખતે તેમની પરીક્ષા થઇ ગઇ હતી, અને તે વર્ગમા ઉંચે નંબરે પાસ થયા હતા. સોમા નેવુ માર્ક તેમણે મેળવ્યા હતા આ વખતે તેમના પ્રોફેસરે એક દિવસે તેમને બોલાવ્યા અને પચાશ રૂપૈયા તેમને આપ્ય તેમણે પૂછ્યુ કે, તો આ રૂપૈયા શાના મને આપો છો ? તેમણે કહ્યુ, કે એક માણસે તેમને એવુ કહીને આપ્યા છે કે જે વિદ્યાર્થી સારો અભ્યાસ કરતો હોય તેને આપજો તેમણે કહ્યુ કે મારા કરતા પણ અમુક અમુક વિદ્યાર્થી વધારે સારો અભ્યાસ કરે છે, તો તેમને આપ આપો તો સારૂ પ્રોફેસરે કહ્યુ, કે મારી ધ્યાનમા તમે જ સહુથી વધારે યોગ્ય જણાઓ છો કહીને આનંદ કરીને તે રૂપૈયા તેમને આપ્યા

આ પ્રસંગથી તેમને એટલી અસર થઇ કે અહો ! ઇશ્વર તો પોતાનુ કર્તવ્ય કરે છે જ પણ મે મારૂ કર્તવ્ય કરવામા પ્રમાદ કર્યો છે, કારણ કે મારે પુરેપુરા સો માર્ક મેળવવા જોઇતા હતા અને આ પ્રસંગે પૂરેપૂરા સો માર્ક ન મળ્યા તેને માટે અને પોતાનુ કર્તવ્ય પૂરૂં ન બજાવ્યુ અને ઇશ્વરે તો પોતાનુ કર્તવ્ય કર્યુ, તેને માટે તે ખેદથી નદીમા પડવાને તયાર થયા હતા. આ પ્રસંગ પછી તેમણે ફળનો કે ઇશ્વરના કર્તવ્યનો કદી પણ વિચાર કર્યો નથી તે માત્ર હમેશા જીવનપર્યંત પ્રાપ્ત કર્તવ્યને કરતા રહ્યા હતા



શ્રીયુત ગાંધીજી તો તે માનનારા છે પણ "પ્રજાબંધુ" ને શ્રીયુત ગાંધીજીના સ્પર્શાસ્પર્શના વિચારો જ્ઞાતિબંધારણઉપર ઘા કરનારા હોવાથી મીઠા લાગેલા અને તેથી તે સ્વીકારેલા એ બાંધબંધને શાસ્ત્રી વસંતરામ સાથે તે અમારા મતસાથે કે વૈષ્ણવોના મત સાથે શ્રીયુત ગાંધીજી એકમત થાય તે પસંદ ન પડે એ સ્વાભાવિક છે એ બાંધબંધ એમ માને છે કે સ્પર્શાસ્પર્શની હિમાયતમાં શ્રીયુત ગાંધીજીએ સર્વનો વિનાસ કર્યો અને બીનશરતે Social intercourse એવો દરેક વ્યક્તિનો જન્મસિદ્ધ હક માન્યો હતો બાંધબંધ પ્રજાબંધુ"ના મતે સોસીયલ ઇન્ટરકોર્સ એટલે લગ્નાદિક સર્વ વ્યવહાર હોવો જોઇએ, અને તેટલા માટે તે શ્રીયુત ગાંધીજી ઉપર ગુલાંટ ખાવાનો આક્ષેપ કરે છે પ્રજાબંધુની ટીકાથી બીજા એક સુધારકપત્ર ઇન્ડિયન સોશ્યલ રીફોર્મરને પણ શ્રીયુત ગાંધીજી આમ તેમના તે પસંદ પડે નહિ તે સમજાય તેવુ છે મતને કારણ કે તેને પણ વર્ણાશ્રમ કે જ્ઞાતિવ્યવસ્થા જેવી વ્યવસ્થા પસંદ નથી તેથી એ બાંધબંધ શ્રીયુત ગાંધીજીને પત્ર લખ્યો શ્રીયુત ગાંધીજી તેના જવાબમાં જણાવે છે કે 'સ્પર્શાસ્પર્શના ધાર્મિક સ્વરૂપવિષે જરા પણ ખટપટમાં ઉતર્યા વિના વૈષ્ણવો મનુષ્યપ્રાણીતરીકે જે હકકો પોતે ભોગવવાનો દાવો કરે છે તે હકકો પંચાત વર્ગોને ભોગવવા દેઇ તેઓના ધર્મો પ્રમાણે વર્તે તેવી મે અરજ ગુજારી હતી આ બાબતમાં જે પક્ષ મે લીધો છે તેમાંનુ જરા પણ મે છોડી દીધુ નથી ઇત્યાદિ આ વચનો સ્પષ્ટ કરે છે કે શ્રીયુત ગાંધીજીએ સ્પર્શાસ્પર્શના ધાર્મિક સ્વરૂપપર વિચાર કરવાનુ છોડી દીધુ છે અને અજ્ઞાન મનુષ્યો સ્પર્શાસ્પર્શવિષે ગમે તેમ સમજી જાહેરમાં તેઓ સાથે ગમે તેમ વર્તે છે તેનો માત્ર મજબુતીથી તિરસ્કાર કરવાનુ ચાલુ રાખનાર છે શ્રીયુત ગાંધીજી કહે છે કે હિંદુઓ તેઓની સાથે આટલી ખરાબ રીતે વર્તે છે પણ તેઓને હુ હાનિ થવા દઇશ નહિ જેઓ અંત્યજો સાથે ખરાબ રીતે વર્તતા હોય તેઓ માટે શ્રીયુત ગાંધીજી ગમે તેમ કહે અને તેઓને સુધારવાને ગમે તેટલુ કરે તેની સામા કોઇને વાંધો હોઇ શકે નહિ વૈષ્ણવોની મુદ્દાની વાત એટલી જ છે કે સ્પર્શાસ્પર્શ હિંદુઓના ધર્મપ્રકરણમાં છે એ તેઓના ધર્મશાસ્ત્રમાં અતિશયિતા પાખંડ અધર્મ કે પાપ નથી એક ઘુસી ગયેલી વસ્તુ નથી પણ પ્રકૃતિસિદ્ધ વસ્તુ છે તેમ એટલુ પણ ખરૂ કે તે તિરસ્કારમૂલક કે દ્વેષમૂલક નથી." ગુજરાતી" તા ૧૧-૮-૨૨.

---

**સ્વામી રામતિર્થના જીવનનો એક પ્રસંગ**

આ પ્રસંગ સ્વામી રામતિર્થના જીવનસંબંધમાં પ્રસિદ્ધ થએલાં કોઇ પણ પુસ્તકમાં પ્રકટ થયો નથી તે ડહેરાદુનના રા લાલા બગદેવસિંહે મોઢેથી કહ્યો હતો

'તેમની સ્થિતિ અત્યંત ગરીબ હતી તેમનાં માતાપિતા પણ નિર્ધન હતાં તે વિદ્યાભ્યાસ કરતા હતા તે વખતે વિદ્યાર્થી અવસ્થામાં તેમને પૈસાની ઘણી અડચણ પડતી તો પણ એક વખતે તેમને એક વિચાર આવ્યો અને તે આઠ આનાનો સ્ટાંપનો કાગળ જઇને લેઇ આવ્યા તે સ્ટાંપ ઉપર તેમણે ઇશ્વરને લખી આપ્યુ કે હુ મારૂ કર્તવ્ય કરીશ અને તમારા કર્તવ્યમાં કદી પણ હાથ ઘાલીશ નહિ તમને જેમ યોગ્ય જણાય તેમ કરજો માત્ર મારે મારૂ કર્તવ્ય કરવુ એટલુ જ હુ જોઇશ

આ પ્રસગ પછી તેમણે કદી પણ ફળનો અને ઇશ્વર અમુક શા માટે કરતા નથી એવો વિચાર કર્યો નથી તે પછીથી એક દિવસ એવો આવ્યો કે તેમની પાસે એક પૈસો પણ ન હતો. તે વખતે તેમની પરીક્ષા થઇ ગઇ હતી, અને તે વર્ગમાં પ્રથમ નબર પાસ થયા હતા. સોમા નેવુ માર્ક તેમણે મેળવ્યા હતા આ વખતે તેમના પ્રોફેસરે એક દિવસે તેમને બોલાવ્યા અને પચાશ રૂપૈયા તેમને આપ્યા તેમણે પૂછ્યુ કે તમે આ રૂપૈયા શાના મને આપો છો? તેમણે કહ્યુ કે એક માણસે તેમને એવુ કહીને આપ્યા છે કે જે વિદ્યાર્થી સારો અભ્યાસ કરતો હોય તેને આપજો તેમણે કહ્યુ કે મારા કરતા પણ અમુક અમુક વિદ્યાર્થી વધારે સારો અભ્યાસ કરે છે, તો તેમને આપ આપો તો સારૂ પ્રોફેસરે કહ્યુ કે મારી ધ્યાનમા તમે જ સઉની વધારે યોગ્ય જણાઓ છો કહીને આગ્રહ કરીને તે રૂપૈયા તેમને આપ્યા

આ પ્રસગથી તેમને એટલી અસર થઇ કે અહો! ઇશ્વર તો પોતાનુ કર્તવ્ય કરે છે જ પણ મે મારૂ કર્તવ્ય કરવામાં પ્રમાદ કર્યો છે, કારણ કે મારે પુરેપુરા સો માર્ક મેળવવા જોઇતા હતા અને આ પ્રસગે પુરેપૂરા સો માર્ક ન મળ્યા તેને માટે અને પોતાનુ કર્તવ્ય પૂરૂ ન કર્યાનુ અને ઇશ્વરે તો પોતાનુ કર્તવ્ય કર્યું, તેને માટે તે ખેદથી નદીમા પડવાને તૈયાર થયા હતા આ પ્રસગ પછી તેમણે કૃતિનો, કે ઇશ્વરના કર્તવ્યનો કદી પણ વિચાર કર્યો નથી તે માત્ર હમેશા જીવનપર્યત પ્રાપ્ત કર્તવ્યને કરતા રહ્યા હતા



# ત્રણ મિત્રોની ચર્ચા



क—(अ ने) ઈ હવે શુ કરે છે? આખો દિવસ શો ધંધો કરે છે? બેસી રહે છે, કંઈ કામકાજ કરે છે? શુ ખાય છે? કંઈ વાચે લખે છે? કંઈ જપ તપ ધ્યાન ધારણા કરે છે? તમે શા માટે તેને કંઈ કહેતા નથી?

अ—જેમ પોતાને યોગ્ય જણાય તેમ તે કરે છે મારા વિચારપ્રમાણે તે યોગ્ય જ કરતા હશે એમ જણાય છે

क—પણ તમે શા માટે કંઈએ શબ્દ કહેતા નથી? તમે અમુક અમુક પ્રવૃત્તિ ન કરવા શા માટે નિર્ભયતાથી કહેતા નથી અને હાજી હા કર્યા કરો છો?

अ—એ શબ્દ કહેવા એ હુ યોગ્ય ગણતો નથી કારણ કે તેમને સુધારવાનુ કામ કંઈ મે માથે લીધુ નથી હુ તો મને પોતાને સુધારવો એટલુ જ જાણુ છુ જો અમુક ખોટુ કરે છે એમ હુ માનતો જ ન હોઉ તો પછી કહેવાનુ ક્યા રહે? અને કહેવાનુ જ ન રહે તો પછી સભયતા નિર્ભયતાનો પ્રશ્ન કયા છે? બીજાને નિર્ભયતાથી તેના દોષ જણાવનાર મે ઘણા જોયા છે પણ તે બિચારા પણ મને યાપાત્ર જણાયા છે ને દોષોથી અનેક અપૂર્ણતાઓથી અને અનેક પ્રકારના ગાઢ અજ્ઞાનરૂપી અધકારથી, ને અનેક પ્રકારના અશક્તપણાથી યુક્ત મે તેમને જોયા છે બીજાના દોષો જોઈને તે નિર્ભયતાથી તેમને જણાવવામા મે તેમને જેટલા સાવધાન જોયા છે તેટલા સાવધાન તેમના પોતાના દોષો જોઈને તેમને ટાળવાનો પ્રયત્ન કરતા મે તેમને જોયા નથી

क—શાથી જાણ્યુ કે તે પોતાના દોષોને જોઈને ટાળવાનો પ્રયત્ન નહિ કરતા હોય?

अ—એમાં જાણવુ છે શુ? પ્રત્યક્ષ જ છે તેમનુ વર્તન કહી આપે છે

क—શુ પ્રત્યક્ષ છે? તેમનુ વર્તન શુ કહી આપે છે?

अ—જો તેઓ પોતાના દોષો ટાળવાને સાવધાન હોય તો તેમને બીજાના દોષો જોવાનો અવકાશ જ ન રહેવો જોઈએ જેના પોતાના ઘરમા હજારો મણ કચરો ભર્યો છે તે જો તેને જ કાઢવાનો પ્રયત્ન કરતો હોય તો પછી બીજાના ઘરના કચરાપ્રતિ દૃષ્ટિ કરવાનો પણ તેને ક્યા વખત રહે છે? અને જો તે પોતાના ઘરનો કચરો ન કાઢતાં બીજાના કચરાપ્રતિ દૃષ્ટિ રાખે છે, અને તેને ટાળવાને હાંફળોફાંફળો રહે છે તો એ સ્પષ્ટ જ છે કે તેની દૃષ્ટિ આત્મસુધારણાપ્રતિ નથી પણ અન્યને સુધારવાપ્રતિ છે અને આ પ્રકારના પ્રયત્નનો પરિણામ એ જ આવે કે ન તો બીજા સુધરે અને ન તો પોતે સુધરે જગતને સુધારવા જતા પોતે જ અધારામા અટવાયા કરે અને જીવનનો અત આવે

अ—તેના પોતાના ઘરમા કચરો છે એમ તમે શા ઉપરથી કહો છો?

ઉ——આ પ્રશ્નનો ઉત્તર હું તમારા મુખેથી જ મેળવવા ધારું છું જ્યારે નથી ત્યારે શું છે? જે મનુષ્યો આ પ્રકારના પ્રશ્નો કરે છે, તે જ દર્શાવે છે, કે તેમની સ્થિતિ શું છે અથવા તો તેમના અંતઃકરણની સ્થિતિ શું છે? આવા મનુષ્યોના હૃદયમાં દયા નથી તો શું તેમણે વ્યાધિ, વૃદ્ધાવસ્થા અને મૃત્યુનો જય કર્યો છે? શું તેમણે પોતાના પંચક્લેશનો અને દુઃખોનો જય કર્યો છે? શું તેમણે પોતાના અંતરમાં રહેલા અજ્ઞાનને ટાળ્યું છે? શું તેમણે નિરાવરણ દૃષ્ટિ પ્રાપ્ત કરી છે? શું તેમણે પોતાના જીવત્વનો લય કર્યો છે? શું તેમણે આત્મતત્ત્વનો કે પરમાત્માનો સાક્ષાત્કાર કર્યો છે? શું તે પોતે કૃતકૃત્ય થયા છે? શું તેમણે પોતાની અપૂર્ણતામાત્રને દૂર કરી છે અને શું તે પૂર્ણપદે સ્થપાયા છે? અથવા તેમણે એવા કયા જ્ઞાન સામર્થ્યને પ્રાપ્ત કર્યું છે કે જેથી તે અન્યની અપૂર્ણતાને યથાર્થ જોઈ શકે, તથા તેને ટાળી શકે, અને અન્યને વાસ્તવ સુખ અને વાસ્તવ ઉન્નતિથી જોડી શકે? અને જો તેમણે આમાંથી કંઈ કર્યું નથી તો પછી તેમના ઘરમાં હજાર મણ કચરો પડેલો છે, એમાં શું શંકા છે?

જે વિવેકી મનુષ્યો પોતાના અજ્ઞાનને અને પોતાની અપૂર્ણતાને ટાળવાને પ્રયત્નશીલ છે તેમને બીજાના દોષો જોવાનો અવકાશ જ ક્યાં રહે છે? જે સ્વકર્તવ્યમાં યથાર્થ સાવધાન થયા નથી તે જ અન્યના દોષો જોયા કરે છે અથવા તેમને જ બીજાના દોષો જણાય છે

વળી જે પોતાના દોષો ટાળવાને પ્રયત્નશીલ છે તે તો બીજાના દોષો જોતા જ નથી જુએ છે તો માત્ર બીજાના ગુણ જ જુએ છે કારણ કે તેણે માત્ર ગુણમાં તે જ દૃષ્ટિ સ્થાપી હોય છે અને તેને સદ્ગુણ જ સંગ્રહવા છે તે જાણે છે, કે બીજાના દોષો જોવાથી કંઈ જ અર્થ નથી જે વળી તે પોતાના દોષો ટાળવાને સાવધાન હોવાથી તે જાણે છે, કે બીજાનામાં દોષો કદાચ હોય તો તેમાં આશ્ચર્ય નથી કારણ કે પોતાનામાં જ દોષો છે, તો પછી તે નિયમે અન્યમાં હોય તો પણ તે સંભવિત છે તેથી તે તો કોઈની અવગણના કરતો નથી, પણ અન્યમાં રહેલા ગુણો જ જોઈને તેમના પ્રતિ પ્રેમદૃષ્ટિથી જુએ છે

જે નિર્દોષ હોય તે જ ખરી રીતે બીજાના દોષો જોઈ શકે જેના પગતળે રેલો છે, તેને બીજાના દોષો જોવાનો ખરી રીતે અધિકાર નથી

પ્ર——બીજાના પગતળે રેલો છે, એવું તમે શા ઉપરથી કહી શકો છો અને તેવો આક્ષેપ તમે શા ઉપરથી બીજાના ઉપર મૂકી શકો છો?

ઉ——આ પ્રકારનો આક્ષેપ ખોટો નથી, પણ સત્ય જ છે જે પોતાના હૃદયમાં કેટલો અજ્ઞાનઅંધકાર રહેલો છે તે જોઈ શકતા નથી, પોતાની વૃત્તિઓ કેટલી દમવાની છે તે જાણતા નથી, (કારણ કે તેમણે તેમને જીતવાનો પ્રયત્ન કર્યો નથી અને જ્યાં સુધી મનુષ્ય પોતાની વૃત્તિઓને જીતવાનો પ્રયત્ન કરતો નથી ત્યાંસુધી તેને તેમનું ભાન તથા યથાર્થ સ્વરૂપજ્ઞાન હોતું નથી પણ જે તેમનો જય કરવાને પ્રયત્ન કરે છે, તેમને જ તેમનું યથાર્થ સ્વરૂપ સ્પષ્ટ થાય છે) તેવાના હૃદયમાં આવા પ્રકારના કેટલા

શુભાશુભ સંસ્કારો ભરેલા છે, તે ક્યારે જાગ્રત્ થશે, તથા તે સંસ્કારોનો પ્રમ તે તે ક્યારે કેવા પ્રકારની પ્રવૃત્તિ કરે છે તેનું તેને જ્ઞાન નથી આ વગેરે અનેક પ્રમારનુ અજ્ઞાન-અંધકાર તેના અંતરમાં પ્રવર્તતું હોય છે, જેથી સત્ય કહીએ તો તેના પગતળે રેલો જ છે અને તેથી આવા અજ્ઞાન અને પરતંત્ર જીવદશાપન્ન મનુષ્યો અન્યના દોષો જોવાના અનધિકારી જ છે તેમણે તો માત્ર પોતાના ઉદ્ધારઅર્થે જ અખંડ સાવધાન રહીને પ્રયત્ન કર્તવ્ય છે, અને તે જ તેમનુ કલ્યાણ કરનાર છે

ब——આપનુ કહેવુ યથાર્થ છે આપણે કે જે રોગોથી ભરેલા છે તેમને બીજાના દોષો જોવાનો હક્ક નથી જે પોતાના દોષોનો જય કરીને બેઠા છે તેવા મહાપુરુષો જોઇ શકે તો જુએ બાકી આપણો અધિકાર નથી

अ——નાજી, તમારૂ કહેવુ પણ વસ્તુદૃષ્ટિથી યથાર્થ નથી કારણ કે, જે દોષોને જીતીને બેઠા છે તે તો બીજાના દોષો જોઇને અન્યનો તિરસ્કાર કરતા જ નથી તે જાણે છે, કે પોતે પણ એક વખતે તે સ્થિતિમા હતા વળી કાચી કેરી જોઇને કોઇ બુદ્ધિમાન્ જેમ તેનો તિરસ્કાર કરતો નથી, તેમ અપૂર્ણ મનુષ્યોને જોઇને પણ કોઇ બુદ્ધિમાન્ તેમનો તિરસ્કાર કરતો નથી ક્રમે કરીને સર્વ મનુષ્યો પૂર્ણ પદે પહોંચે છે, એમ તે જાણતા હોવાથી તે બીજાના દોષો જોતા જ નથી જેમ મનુષ્ય બાળકથી યુવાન્ અને યુવાનથી વૃદ્ધ અને અનુભવી થાય છે તેમ મનુષ્યો સદોષ મટીને યથાસમયે નિર્દોષ થાય છે જેથી તેમના દોષોનુ દર્શન અને કથન કોઇ જાતના લાભો પ્રકટાવતું નથી અને એ તેથી તેવા મહાપુરુષો કદી પણ બીજાના દોષોને જોતા નથી

फ——ઠીક પણ તમે તમારી દુર્બળતાથી હાજીહા કરીને બીજાને બગાડતા નથી ? તમારા જેવા જો સ્પષ્ટવક્તા હોય તો જરૂર બીજા બગડતા અટકે, અથવા તમારા જેવા હાજીહા કરીને ઉત્તેજન ન આપે તો જરૂર બીજા સુધરે જ

अ——ત્યા પણ તમારી ભૂલ થાય છે જેને તમે હાજીહા કે ભિરુતા માનો છો, તેવુ કશુ જ અમારામાં નથી અમને બીજાનામાં દોષો જણાતા જ ન હોય તો પછી જણાવવાનુ શુ રહે ? અમને તો જેમ છે તેમ જ યોગ્ય જણાય છે કારણ કે અયોગ્ય હોય તો આ જગતમાં આ જગતના ચાલકપાલક તેને એક ક્ષણ પણ ટકવા દે ખરા કે ? અને જો તે ટકવા દે છે તો પછી કાં તો તે યોગ્ય છે અથવા તો આપણને તે યોગ્ય છતા અયોગ્યરૂપમાં દેખાય છે, અથવા તો આપણે ઈશ્વર કરતાં વધારે ડાહ્યા છીએ

શુ બીજાના દોષો જોવા અને તેને તેમને બહાદુરીથી જણાવવા, એ ખરી નિર્ભયતા છે શુ ? શુ એ Moral Conrage નૈતિકબળ છે શુ ? બીજાના દોષો જોવા અને તેને જણાવવા એ તો ઉલટુ તે દોષોને વધારનાર છે તે પ્રમાણે કરવાથી ઉલટા તે દોષો વધે છે અને તેના બીજકો આપણામાં પણ રોપાય છે જો કે આપણે તેને જોઇ શકતા નથી, પણ એ વાર્તા માનસ અને આધ્યાત્મશાસ્ત્રના નિયમોએ કરીને કેવલ સત્ય છે

જોવા જોઇએ તો બીજાના ગુણો જ જોવા જોઇએ અને તે પ્રમાણે કરવાથી જ ઉભયને લાભ થાય છે જો આપણે બીજાનું સાચું હિત ઇચ્છતા હોઇએ તો તે મહદ્ગુણસંપન્ન છે વગેરે આપણે માનીને તે પ્રમાણેની સાચી કલ્પના આપણા અંતરમાં રચીને તેને તેના અંતરના ઉંડાણમાં રહેલા મહદ્ગુણો અને દૈવી સંપત્તિનું જ ભાન કરાવવું જોઇએ બીજાને સુધારવાનો આ જ સાચો માર્ગ છે, અને તે માનસ અને આધ્યાત્મશાસ્ત્રથી સત્ય છે આ સંબંધમાં હું અત્ર અધિક ચર્ચા કરતો નથી કરવા બેસું તો એક પુસ્તક થઇ જાય પણ માત્ર મે તમને માનસ અને આધ્યાત્મશાસ્ત્રનો આ સાર ટુંકામાં જણાવ્યો છે, વળી ઇશ્વરેચ્છા હશે તો આ સંબંધમાં હું વિસ્તારથી અધિક પ્રકાશ પાડીશ

તેથી જો હું બીજાનામાં દોષ જ ન જોતો હોઉં તો પછી મારે તે તેને જણાવવાના ક્યાં રહે છે?

સત્ય કહું તો તમારા જેવા જ અંધને બગાડે છે કે તેની અવનતિ કરે છે બીજાને કલ્પનામાં ખોટો જોવો એ તેને પરિણામે ખોટો કરી મુકે છે ઘણા મનુષ્યો કોઇ એક વ્યક્તિને પોતાની કલ્પનામાં ખરાબ જુએ છે તો જરૂર તે વ્યક્તિ તેવી જ થઈ રહે છે. અને આ દર્શનનો પરિણામ દષ્ટાંતે પણ નથી ન તો એમ નહિ જેવું દર્શન તેવું સર્જન એ આ સૃષ્ટિનો નિયમ છે તે પ્રમાણે આ નિયમના ફળને આ લોકો અન્યમાં અને પોતામાં પ્રકટાવે છે જેથી બીજાને હું બગાડું છું કે તમે કે તમારા જેવા બગાડે છે એનો વિવેક કરવાનું કામ હું તેમને જ સોંપું છું.

વળી તમારા જેવા જ બીજાને સુધારવાનો દાવો કરી શકે મારાથી તો તે પ્રમાણે ન થઈ શકે હું તો મને પોતાને જ સુધારવાનો દાવો કરી શકું જે લોકો જગતને સુધારવાનો પ્રયત્ન કરનાર છે તે બિચારા ખરી દૃષ્ટિએ તો દયાપાત્ર જણાય છે આ જગતને સુધારવાનો હક્ક કે અધિકાર માત્ર ઇશ્વરાવતારો કે ઇશ્વરસદૃશ થએલા મહાપુરુષોને જ છે અને આવા મહાપુરુષો જ જગતનું સાચું કલ્યાણ કરી શકે છે બીજા મનુષ્યો તો જગતના કલ્યાણને નામે અકલ્યાણ જ કરે છે જેમણે આ જગતનું શું સ્વરૂપ છે પોતાનું શું સ્વરૂપ છે, ઇશ્વરનું શું સ્વરૂપ છે, આ ત્રણેનો પરસ્પર શો સંબંધ છે એનો જેણે સ્વાનુભવ કર્યો નથી તેવા જીવનદશાપન્ન જીવો જગતનું કલ્યાણ કરવાના અનધિકારી જ છે તે જગતના કલ્યાણને નામે પોતે ખાડામાં પડે છે અને બીજાને પાડે છે જેણે આ જગતનો અધિપતિ જોયો જાણ્યો નથી તે અન્યનું હિત કરવા જતાં તેનું અહિત જ કરે છે

વળી જે મહાપુરુષો છે તે તો આ વિશ્વમાં રહેલા પરમાત્મઅંશને જ જુએ છે અને તે જ તેનું વાસ્તવ સ્વરૂપ હોવાથી તેને જ ઉદ્દેશીને તેને સંબોધે છે અને તે જગત્ થાય તે જ પ્રમાણે તેની સાથે તે વર્તે છે તે જીવોના દોષો કદી પણ જોતા નથી જીવોના દોષો તેમની દૃષ્ટિએ જ આવતા નથી અથવા આવતા હશે તો તે આભાસમાત્ર દેખવામાત્ર તે દોષોને તે મિથ્યા માને છે વાસ્તવિક રીતે તો તો તેના શુદ્ધ આત્માને જ તે જુએ છે.

અને તેને અને તેના ગુણધર્મોને તે સત્ય માને છે જેથી મહાપુરુષોને પણ અન્યના દોષો જણાવવાના રહેતા નથી વળી તેઓ જાણે છે કે જેનામા જે જોવામાં આવે છે તે યોગ્ય માગે પ્રગટ થાય છે જેથી જો બીજાને પરમાત્મરૂપે જ પ્રગટ કરવા છે, જો પરિણામે બીજાના શુદ્ધ સ્વરૂપને જ પ્રત્યક્ષ કરવુ છે, તો તે માત્ર તેને જ જુએ છે

આપણે કોઇનામા દોષ જોઇએ છીએ તો તેનામા રહેના તે દોષરૂપી બિજકને આપણે પાણી પાઇને પોષણ આપીએ છીએ અને તેની સાથે તેના એક સસ્કાર આપણામાં પણ નાખીએ-રોપીએ છીએ જેથી આ પ્રમાણે કરવુ એ સ્વપરનુ અહિત કરનાર છે અને તે પ્રકારની પ્રવૃત્તિ એ પાપરૂપ પ્રવૃત્તિ છે જેથી મહાપુરુષો તો તેવી પ્રવૃત્તિમાથી નિરતર વિરામ જ પામે છે તે માત્ર સર્વના બીજમા રહેના શુભ અંશને જુએ છે આ શુભ અશ એ જ જીવોનુ વાસ્તવ સ્વરૂપ છે અને તેને જોવુ એ જ સત્ય દૃષ્ટિ છે

વળી જો આપણે કોઇનામા રહેલી કોઇ અપૂર્ણતા અથવા દોષને જણાવીએ છીએ, તો તેનો પરિણામ એ આવે છે, કે તેનુ સ્મરણ તેને કરાવીને એ સસ્મરને આપણે તેનામા દૃઢ કરીએ છીએ, જેથી તેનુ અકલ્યાણ થાય છે આ નિયમને મહાપુરુષો જાણતા હોવાથી તે બીજાનામા રહેના શુભ અશને જ જુએ છે, કે જેથી તે જ પરિણામે તેમનામા જાગ્રત થઇ રહે છે અ યનુ કલ્યાણ કરવાનો આ જ સાચો માર્ગ છે

જો આપણે અ યનુ સાચુ કલ્યાણ જ ઇચ્છતા હોઇએ તો ભૂલે ચૂકે પણ તેના એક પણ દોષનુ ચિતન આપણે ન કરવુ જોઇએ તેનુ ચિત્ર કદી પણ આપણા મનમા ન રચાવુ જોઇએ તેને જેવા રૂપમા આપણે થએલો જોવાને ઇચ્છતા હોઇએ તેવા રૂપવાળો જ તે છે એવી અખડ ભાવના તેના વિષે આપણે કરવી જોઇએ આ જ તેનુ સાચુ કલ્યાણ કરનાર છે

વળી જો આપણે તેનુ સાચુ હિત ઇચ્છતા હોઇએ તો બીજાના આગળ પણ તેના દોષોનુ કથન ન થવુ જોઇએ અને જો આપણે તેના દોષોને જોતા જ નથી તો પછી તેનુ કથન તો અ યના આગળ શી રીતે જ આપણે કરી શકીએ? બીજાના આગળ અન્યના દોષોનુ કથન કરવાથી પણ આપણે તેનુ ઘણુ અકલ્યાણ કરીએ છીએ, અને તેનો દોષ આપણને પણ લાગે છે

આ પ્રમાણે સર્વમા શુભ અશને અથવા તેના વાસ્તવ સ્વરૂપગત સદ્વસ્તુને જોનાર જેમ બીજાનુ કલ્યાણ કરી શકે છે તેમ તે પોતાનુ પણ ઘણુ કલ્યાણ કરી શકે છે

તમે કહેશો કે અમે કઇ બીજાના દોષો જોતા નથી આ તો આમા ય વાત છે પણ મારુ કહેવુ છે, કે જો તમારી વાતમા બીજાના દોષો જ આવે છે તો પછી તમે તે નથી જોતા એમ શી રીતે કહી શકાય? શા માટે સામાન્ય વાતમા પણ અન્યના દોષો આણવા જોઇએ? આપણામાં કહેવત છે કે જેવો તેવુ હોય એ વચનપ્રમાણે મનુષ્ય જેવા ધર્મના વિચાર કરતો હોય છે તેવાં જ વચો કે તેની વાર્તા તેના મુખેથી સ્વાભાવિક રીતે નીકળે છે

વળી આ નકામી બીજાના દોષોની સામાન્ય વાતા પણ તેના અને આપણા કયા હિતની જનક થનાર છે કે તમારે અને મારે તે કરવી જોઇએ? આવી વાર્તા કરીને શુ તેનુ અને આપણું હિત આપણે સાધી નથી કરતા?

જગતમા બીજી સારી વાર્તાઓનો અથવા સદ્‌વિચારનો ક્યા તોટો છે, કે આપણી વાર્તાનો વિષય આવા અત્યંત હલકો અને દૂષિત હોવો જોઈએ ? કાદવમા પથ્થર નાખનારને જેમ ડાઘ પડ્યાવિના નથી રહેતા તેમ આ પ્રકારના પ્રસગો તેને પરિણામે તન્મય કરી મૂકે છે તો આવી આ પ્રકારની વાતોમા રહેલી ભય કરતા તમારી દૃષ્ટિએ નથી આવતી શુ !

દોષો, અપૂર્ણતા, ખોટુ, એ વગેરે આપણને ત્યાસુધી જ જણાય છે કે જ્યાસુધી આપણે નીચી ભૂમિકાઉપર રમણ કરીએ છીએ જેમ આકાશમા ચડનારને થોડે દૂરસુધી પવનના તોફાન જણાય છે પણ વધારે ઉચે ગયા પછી શાતિ ભાસે છે, અને જેમ દરીયામા થોડા ઉડા પાણીસુધી મોજાનો ક્ષોભ હોય છે તેમ આપણે જે ભૂમિકામા છીએ તેમા જ આ બધુ આપણને જણાય છે જો આપણે એક જ ભૂમિકા ઉચે ચડીએ છીએ તો ત્યા પછી આમાનુ કઇ જ જોવામા આવતુ નથી ત્યા માત્ર શાતિ અને સર્વ સારૂ જ જોવામા આવે છે જે કરવાનુ છે, તે એ જ છે તે આપણે અખડ સાવધાન રહીને આપણી ભૂમિકા ઉચી કરવાની છે. અને જ્યા આપણે એક જ ભૂમિકા ઉપર ચડયા એટલે આ બધો ક્ષોભ શમી ગએલો આપણને જણાશે ત્યા અવ્યવસ્થા નહિ પણ પૂર્ણ વ્યવસ્થા, ખોટુ નહિ પણ કેવળ સારૂં, અપૂર્ણતા નહિ પણ પૂર્ણતા અને અશુભ નહિ પણ સર્વત્ર શુભનો જ મહા સાગર રેલાતો આપણી દૃષ્ટિએ આવશે

આ સંબધના વધારે વિસ્તાર હુ કરતો નથી, પણ માત્ર શ્રીમાન્ વિશ્વવદ્યના બે ચાર વચનો ટાંકીને તે પ્રતિ તમારૂ ધ્યાન ખેચુ છુ

તુ વિચાર જે જે નિત્ય કરતો અાતર ભૂમિમાં તે બીજ વરતો
ફળ વિચારની જાતિનુ લણતો
× × × × ×

પોતાનુ સભાળવાનુ ન મળે તોએ અન્યનુ કરવાને હિત
મિથ્યાભિમાનથી ધાવન કરીને સ્વપરનુ કરતા અહિત રે
સર્વના અતરમા રહી આ વિશ્વ ન ચલાવો છો આપ
જાણ્યા વિના બહુ ફૂલ, બહુ બગડે લહી ધરતા સતાપ રે,
+ + + + + +

છે એટલુ ગમુ કરવાનુ, આ વિશ્વે મારે મારૂ
નીદ માથા બીજે મારૂ —
+ + + + +

જોતા લક્ષણ બીજાનાં, પોતાનો લક્ષ ચુકતો,
કોણ ખોટને ધધે માતો ? —
નેત્રથી હુ સત્ત્વમા જોવા, પ્રભુતત્ત્વને મથવાનો
સ્વપ્નામે ન મતિ ધરવાનો —
+ + + + +

શાનુ તુ ચિંતન કરે પૂછુ તને હુ વીર
કાં જે તુજ ચિંતન રચે તુજ સૃષ્ટિનુ શરીર

શ્રીમાન્ નૃસિંહાચાર્યપ્રણિત 'શ્રીત્રિભુવન તેજપી ખડુ, એ નામનુ પુસ્તક જેમણે વાચ્યુ હશે તેમને જ્ઞાત હશે જ કે ભ સેન નામનો પુરુષ એક સ્ત્રીની શોધમાં જ વહેતો હતો, છતાં અસત અલ્પ સમયમા જ તે 'અવધૂતની મહાઆરૂઢ સ્થિતિને પ્રાપ્ત થયો હતો યોગભક્તિ, કે જ્ઞાનના માર્ગમાં તેની પ્રવૃત્તિ ન થએલી 'ત ને વિલક્ષણ રીતે આ સિદ્ધ દશાને પ્રાપ્ત થયો હતો, અને આયુષ્યના અવધિપર્યંત કૃતકૃત્ય થ રહ્યા હતો

તે જ પ્રમાણે આ જગતમા ઘણા વિલક્ષણ વૃત્તિવાળા પુરુષો હોય છે જે વિલક્ષણ પ્રકારની પ્રવૃત્તિ સેવતા હોય છે, કે જે આપણા જેવા સામાન્ય મનુષ્યોને ઉધી અને અવનતિ કરનાર જણાતી હોય, તે છતાં તે અદ્ભુત રીતે પોતાનો વિકાસ કરતા હોય છે, અને જોત જોતામાં તે આ વિશ્વમા વિલક્ષણ એવી શિખરની અવધૂત દશાને પ્રાપ્ત થઈ રહે છે માટે અમુકની અવનતિ થાય છે એ પ્રમાણે માનવુ, અને તેમા પણ જે વિલક્ષણ વૃત્તિવાળા પુરુષો છે તેમની અવનતિ થાય છે એમ માનવુ એ આ જગતમા મોટુ મૌઢ્ય અને મોટુ સાહસ છે જો કે તે પ્રમાણે કોઈને માનતા કોઈ અટકાવી શકે તેમ નથી પણ જે વિવેકી છે તેને માટે મે મારા વિચારો વિચાર કરવાને જણાવ્યા છે જો તે તમને યોગ્ય લાગે તો તેનો સ્વીકાર કરશો યોગ્ય ન જણાય તો તમને યોગ્ય જણાય તે વિચારો સેવવાને અને ઇચ્છાનુકૂળ પ્રવૃત્તિ કરવાને તમે પૂર્ણ સ્વતંત્ર છો

પ્ર——આપનુ કહેવુ યોગ્ય છે આ જગતમા જે કંઈ ખરાબ હોય તેને આપણે ન જોવુ એ ઉચિત જ છે પણ તેટલા ઉપરથી કંઈ એમ કહી શકાય કે આ જગતમાં ખોટુ છે જ નહિ? તમારા કહેવાનો એવો ભાવ મને જણાવાથી મે આ પ્રશ્ન આપને પૂછ્યો છે બાકી એ વાતમા તો હુ આપને સર્વાંશે સંમત જ થઉં છું કે બીજાનામાં દોષ હોય તો તેની આપણે ઉપેક્ષા કરી તેમનામા જે ગુણો હોય તેને જ જોવા અને આપણે જાતે સુધરવુ એ જ યોગ્ય છે બીજાની શા માટે આપણે કાળજી કે ચિંતા કરવી જોઈએ, એવો મારો અભિપ્રાય છે

ઉ——જો સત્ય કહીએ તો, તમારુ કહેવુ પણ યથાર્થ નથી, તમારુ કહેવુ વાસ્તવિક નથી સત્ય વસ્તુ આથી જુદી જ છે

સત્ય કહીએ તો આ જગતમા અશુભ ખોટુ, દોષ વા અપૂર્ણતા એ વસ્તુતઃ છે જ નહિ છતા આ સર્વ આપણને જણાય છે તેનુ કારણ આપણી દૃષ્ટિનો જ દોષ છે આપણે જેવા હોઈએ છીએ એનો અને જેટલો આપણો અધિકાર હોય છે તેવુ જ જગત આપણને જણાય છે પણ તે ઉપરથી જગત તેવુ જ છે એમ કહી શકતુ નથી કારણ કે આપણો અધિકાર વધતા વળી આપણને જગત જુદુ જ જણાય છે

આપણી આંખમાં કમળો હોય છે તો આપણને આ જગત પીળુ જણાય છે હવે વસ્તુતઃ આ જગત પીળુ નથી પણ આપણી આંખમા રહેલા કમળાની દોષને લીધે જ તે આપણને પીળુ જણાય છે જેમની આંખમા કમળો નથી તેમને જગત પીળુ જણાતું નથી, તેમજ આપણો કમળો મટી ગયા પછી પણ આપણને તે પીળુ જણાતુ નથી

પ્ર——એમ તો કેમ કહી શકાય? ઘણા મનુષ્યોને આ જગતમા ખોટુ દોષ, કે અશુભ જણાય છે તો શુ તે ખોટુ છે?




पुस्तक १८ ] सवत् १९७७ आश्विन कृष्ण० १४ [ अक १२

॥ ॐ श्री ॥

## शान्तिमा मन

પદ. ( દશદિશ શાંતિ દેવી છવાઇ, એ લય )

પૂર્ણ સુખાનુભૂતિસહિત, શમજો શાંતિમા,
ભૂલીને જગનું સર્વ વ્યતીત,
લહીને નાથ સન્નિહિત શમજો
પ્રભુ સ્વરૂપે રમાડી ચિત્ત,
મુખને મનથી કરતા સ્મિત શમજો
ઉરથી ઉવેખી સર્વ અનિત્ય,
કરીને વૃત્તિ અંતર્હિત શમજો
લહી આનંદ ઉર અમિત,
થાવા અપરિમિત અતીત, શમજો
સ્વરૂપે અહં કરી વિગલિત,
અનુભવવા નૃહરિ સચ્ચિત, શમજો

શ્રીમાન્ જસિદ્ધાચાર્યપ્રણિત શ્રીત્રિભુવનવિજયી ખડ્ગ, એ નામનુ પુસ્તક જેમણે વાચ્યુ હશે તેમને જ્ઞાત હશે જ, ' ભસેન નામનો પુરુષ એક સ્ત્રીની શોધમા જ વહેતો હતો છતાં અસત અલ્પ સમયમા જ તે અત્યુતની મહાઆરૂઢ સ્થિતિને પ્રાપ્ત થયો હતો યોગભક્તિ, કે જ્ઞાનના માર્ગમાં તેની પ્રવૃત્તિ ન થએલી છતાં તે વિલક્ષણ રીતે આ સિદ્ધ દશાને પ્રાપ્ત થયો હતો, અને આયુષ્યના અવધિપૂર્વે કૃતકૃત્ય થઈ ગએલો હતો

તે જ પ્રમાણે આ જગતમા ઘણા વિલક્ષણ વૃત્તિવાળા પુરુષો હોય છે જે વિલક્ષણ પ્રકારની પ્રવૃત્તિ સેવતા હોય છે, કે જે આપણા જેવા સામાન્ય મનુષ્યોને દુઃખી અને અવનતિ કરનાર જણાતી હોય, તે છતાં તે અદ્ભુત રીતે પોતાનો વિકાસ કરતા હોય છે, અને જોત જોતામાં તે આ વિશ્વમા વિલક્ષણ એવી શિખરની અદ્ભુત દશાને પ્રાપ્ત થઈ રહે છે માટે અમુકની અવનતિ થાય છે એ પ્રમાણે માનવુ, અને તેમા પણ જે વિલક્ષણ વૃત્તિવાળા પુરુષો છે તેમની અવનતિ થાય છે એમ માનવુ એ આ જગતમા મોટુ મૌખ્ય અને મોટુ સાહસ છે જો કે તે પ્રમાણે કોઈને માનતા કોઈ અટકાવી શકે તેમ નથી પણ જે વિવેકી છે તેને માટે મે મારા વિચારો વિચાર કરવાને જણાવ્યા છે જો તે તમને યોગ્ય લાગે તો તેનો સ્વીકાર કરશો યોગ્ય ન જણાય તો તમને યોગ્ય જણાય તે વિચારો સેવવાને અને ઇચ્છાનુકૂળ પ્રવૃત્તિ કરવાને તમે પૂરા સ્વતંત્ર છો

ચ——આપનુ કહેવુ યોગ્ય છે આ જગતમા જે કંઈ ખરાબ હોય તેને આપણે ન જોવુ એ ઉચિત જ છે પણ તેના ઉપરથી કંઈ એમ કહી શકાય કે આ જગતમા ખોટુ છે જ નહિ ? તમારા કહેવાનો એવો ભાવાર્થ જણાતો નથી ને આ પ્રશ્ન આપને પૂછ્યો છે બાકી એ વાતમા તો હુ આપને સર્વાંશે સંમત જ થઉ છુ બીજાનામા દોષો હોય તો તેની આપણે ઉપેક્ષા કરવી તેમનામા જે ગુણો હોય તેને જ જોવા અને આપણે જાતે સુધરવુ એ જ યોગ્ય છે બીજાની શા માટે આપણે કાળજી કે ચિંતા કરવી જોઈએ એવો મારો અભિપ્રાય છે

ગુ—— જો સત્ય કહીએ તો તમારુ કહેવુ પણ યથાર્થ નથી, તમારુ કહેવુ વાસ્તવિક નથી સત્ય વસ્તુ આથી જૂદી જ છે

સત્ય કહીએ તો આ જગતમા અશુભ ખોટુ, દોષ વા અવગુણ એ વસ્તુત છે જ નહિ છતા આ સર્વ આપણને જણાય છે, તેનુ કારણ આપણી દૃષ્ટિનો જ દોષ છે આપણે જેવા હોઈએ છીએ જેવો અને જેટલો આપણો અધિકાર હોય છે તેવુ જ જગત્ આપણને જણાય છે પણ તે ઉપરથી જગત્ તેવુ જ છે એમ કહી શકાતુ નથી કારણ કે આપણો અધિકાર વધતા વળી આપણને જગત્ જુદુ જ જણાય છે

આપણી આખમા કમળો હોય છે તો આપણને આ જગત્ પીળુ જણાય છે હવે વસ્તુત આ જગત્ પીળુ નથી પણ આપણી આખમા રહેલા કમળારૂપી દોષને લીધે જ તે આપણને પીળુ જણાય છે જેમની આખમા કમળો નથી તેમને જગત્ પીળુ જણાતુ નથી, તેમજ આપણો કમળો મટી ગયા પછી પણ આપણને તે પીળુ જણાતુ નથી

ચ——એમ તો કેમ કહી શકાય ? ઘણા મનુષ્યોને આ જગતમા ખોટુ દોષ, કે અશુભ જણાય છે તો શુ તે ખોટુ છે ?




पुस्तक १७ सवत् १९७७ आश्विन कृष्ण० १४ [ अक १२

॥ ॐ श्री ॥

# શાન્તિમા મન

પદ. ( દશદિશ શાતિ કેવી છવાઇ, એ લય )

પૂર્ણ સુખાનુભૂતિસચિત, શમજો શાતિમા,
ભૂલીને જગનુ સર્વ વ્યતીત,
લહીને નાથ સન્નિહિત શમજો
પ્રભુ સ્વરૂપે રમાડી ચિત્ત,
સુખને મનથી કરતા સ્મિત શમજો
ઉરથી ઉવેખા સર્વ અનિત્ય,
કરીને વૃત્તિ અતર્હિત શમજો
લહી આનદ ઉર અમિત,
થાવા અપરિમિત અતીત શમજો
સ્વરૂપે અહ કરી વિગલિત,
અનુભવવા નૃહરિ સચ્ચિત, શમજો

---

જગતનું ખોટું અશુભ દોષ વગેરે આપણા પોતાનો જ આભાસ છે આપણી જ તે છાયા છે, જાગીને અંતરમા શોધીને તેનો નય કરવો ઘટે છે વિવેકી અને બુદ્ધિમાન આ જ પ્રમાણે કરે છે અને નિરંતરને માટે શાંતિને વરી રહે છે.

હું તમને પૂછુ છુ કે જો આ જગત ઇશ્વરમાથી જ પ્રગટ્યુ છે તો શુભ માત્રના આગારરૂપ તે ઇશ્વરમાથી આવુ વિલક્ષણ જગત શી રીતે પ્રકટે ? જે કારણમાં હોય છે, તે જ કાર્યમા આવે છે ઇશ્વરમા આ માયનું કારણ જ નથી તો પછી તે આવ્યુ ક્યાથી ! તેથી એ નિશ્ચય આપણે સહજ કરી શકીએ તેમ છે કે તે જગતમા તો વસ્તુત નથી પણ આપણા પોતાનામા રહેલી અવિદ્યાને લીધે જ તે પ્રમાણે તે જણાય છે

ઇશ્વરને જો આપણે સર્વ વ્યાપક માનીએ અને અણુ અણુમા તેમને રહેલા માનીએ તો પછી જે તેમનાથી વિરોધી છે એવી વસ્તુ આવે જ ક્યાથી ? તેને હું કહુ છુ કે અવકાશ જ ક્યાથી રહે ? જો અણુ અણુમા શુભમાત્રના આગારરૂપ પરમાત્મતત્ત્વ ભરેલુ છે તો પછી એથી અતિરિક્ત વસ્તુ ક્યા રહી શકે છે ?

હુ આ જે તમને કહુ છુ તેના ઉપર તમે શાંતિથી પુખ્ત વિચાર કરજો અને યોગ્ય નિર્ણય કરજો

જેમણે જેમણે આ યથાર્થ દૃષ્ટિને પ્રાપ્ત કરી છે, તેમને દોષ અશુભ, કે અપૂર્ણતા જેવુ કોઇ પણ કેમણે ક્યારે પણ જણાતુ નથી તેઓ અખંડ એકરસ પરમાત્મતત્ત્વને જ દશે દિશામાં સભર ભરતુ જુએ છે તમને તો આ વિશ્વના જડ ચેતન પદાર્થમા ! ત મય જણાય છે તેનાં જ તે સર્વ પ્રતીક છે એમ જણાય છે તેને એક કીડો એક જંતુ એ મકોડો, ગીધ, દુષ્ટમાં દુષ્ટ મનુષ્ય આ સર્વ પરમાત્માની વિલક્ષણ મૂર્તિઓ ભાસે છે તે સર્વમાં તે પરમાત્મતત્ત્વને જોતા તેમને જ્યાં ત્યા વદન કરે છે અને તે પરમાત્માનાં વિલક્ષણ રૂપોને आश्चर्यवत् पश्यति कश्चिद् एनम् એ વચનપ્રમાણે આશ્ચર્યથી જુએ છે

હુ હવે આ સબધમાં અધિક વિસ્તાર કરતો નથી આટલા ઉપરથી મારા કહેવાનો ભાવ તમે સમજ્યા હશો જ જે કંઇ કરવાનુ છે તે આપણે જ કરવાનુ છે આ જગત તો પૂર્ણ જ છે, નિર્દોષ છે પરમાત્મમય છે જે કંઇ દોષ છે, જે કંઇ અશુભ વગેરે છે તે આપણા અતરમા રહેલી અવિદ્યાને લીધે જ જણાય છે જેથી આપણા આ જગતમાં એ એક જ કર્તવ્ય છે કે આપણા અતરમા રહેલી અજ્ઞાન અને દુ ખના કારણભૂત અવિદ્યાનો લય કરવો જગત તો ત્રિકાળમાં થયુ જ નથી તે હતુ નહિ, છે નહિ અને હશે નહિ જે કંઇ જણાય છે તે આપણા અજ્ઞાનને લીધે જ જણાય છે પુન અંતમાં કહુ છુ કે આ સર્વ દુ ખ કલહ ભય શોક સંતાપ વગેરે આપણને જણાય છે કે આપણને તેનો અનુભવ થાય છે તેનુ કારણ જગતમા નથી પણ તે આપણા પોતાના અંત કરણમા જ રહેલુ છે અને તે કારણ તે આપણી અવિદ્યા છે આ અવિદ્યાનો લય કરો એટલે દુ ખ ભય શોક સંતાપ ક્લેશ ચિંતા ગ્લાનિ વગેરે સર્વ આપોઆપ જેમ સૂર્ય ઉગતા તિમિર એની મેળે અલોપ થાય છે તેમ અલોપ જશે सुज्ञेषु किमधिकम्

---

# राजयोग.

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૧૫૬ થી )



યમનું બીજું અંગ સંતોષ છે. શરીરના નિર્વાહમાં જેટલા પદાર્થોની જરૂર છે તેથી વધારાના પદાર્થોની અસ્પૃહા તે સંતોષ છે, અને યોગાભ્યાસીએ સંતોષનું પાલન કરવું જ જોઈએ. કારણ કે જો તે નિર્વાહથી વધારે પદાર્થો મેળવવાનો પ્રયત્ન કરે છે તો પછી તેનો કાળ અને તેની શક્તિનો વ્યય તેમાં થાય છે, અને તેથી તે યોગાભ્યાસ કરી શકતો નથી. યોગાભ્યાસનું ફળ મહાન્ છે અને તેની મહત્તા તેના અભ્યાસીને જ્ઞાન હોવી જ જોઈએ. અને જેને તેની મહત્તા જ્ઞાત નથી તે સંતોષનું સેવન કરી શકતો નથી. સંતોષથી ચિત્તની ચંચળતા ઓછી થાય છે, અને વૃત્તિઓ સ્વસ્થ થાય છે, તેથી યોગમાં તે અતિ ઉપકારક છે.

હાલમાં ઘણા મનુષ્યો યોગનો અભ્યાસ કરતા જોવામાં આવે છે. છતાં તેમની પ્રગતિ થતી જણાતી નથી, તેનું કારણ એ છે કે તે સંતોષને સેવતા નથી. તેમને વ્યવહાર પણ સાધવો છે, અને યોગ પણ સાધવો છે. તેમને વ્યવહારમાં છોકરાં પરણાવવાં છે, ન્યાતવરા કરવા છે, કીર્તિ જોઈએ છીએ. વ્યવહારના આવાં જ બીજાં કામ કરવાં છે અને યોગી થવું છે. તેમને દુધમાંએ પગ રાખવો છે અને દહીંમાએ રાખવો છે.

પરંતુ આ પ્રમાણે આ બન્ને ક્રિયાઓ એક સાથે થઈ શકતી નથી. કારણ કે બન્ને વિરોધી છે. એ બન્ને વિરોધી દિશામાં લઈ જનાર છે. આ પ્રમાણે હોવાથી જ હાલના યોગના અભ્યાસીઓ અથવા યોગના શોખીનો આગળ વધી શકતા નથી. આરંભનાં પગથીયાંનું તો ઠેકાણું હોતું નથી, ત્યાં તો તેઓ ધારણા, ધ્યાન અને સમાધિની વાતો કરતા જોવામાં આવે છે. પણ આ પ્રમાણે શિખરની વાતો કરવાથી શું વળે? અને તે સંબંધમાં કંઈ જ વળતું નથી. એ હાલના મનુષ્યોનું જીવન જોતાં સ્પષ્ટ જણાય છે.

ત્યારે આ મનુષ્યોએ શું કરવું જોઈએ? તેમણે જો યોગમાર્ગમાં આગળ વધવું હોય, તેમણે જો યોગની સિદ્ધિ કરવી હોય, તેમની જો યોગ સાધવાની સાચી ઇચ્છા હોય તો તેમણે એ કરવું જોઈએ કે તેમણે સંતોષને સેવવો જોઈએ. દેહનિર્વાહમાં જેટલા દ્રવ્યની જરૂર હોય તેટલું લેવું, એટલે તેમણે લોભને છોડીને જે સમય બચે તેનો ઉપયોગ યોગસાધનમાં કરવો જોઈએ.

ઘણાને એવી શંકા પણ થાય છે કે આપણે જો વ્યવહારના માર્ગને છોડીને આ પ્રમાણે યોગના સાધનો સાધીશું તો પછી આપણો નિર્વાહ શી રીતે થશે પણ આ તેમની શંકા પણ અનુચિત છે કારણ કે તેમનું નિર્વહણ સર્વજ્ઞ પરમાત્મસત્તા કરે છે જ આજ પર્યંત કોઇ પણ પરમાર્થ માર્ગમાં વહેતા સાધકનું ઈશ્વરે નિર્વહણ નથી કર્યું એમ નથી જ યોગસાધકના યોગક્ષેમનું નિર્વહણ પરમાત્મા કરે છે જ માત્ર જે કંઇ થવું જોઇએ તે અનન્ય ભાવે થવું જોઇએ અને અનન્ય ભાવે સ્મરણ ચિંતન કરનારના યોગ ક્ષેમનું નિર્વહણ પરમાત્મા કરે છે જ પરમાત્માના આ ધર્મનો નિર્દેશ કરતા શ્રીકૃષ્ણ ભગવાન શ્રીભગવત ગીતામાં કહે છે, કે તેષાં નિત્યાભિયુક્તાનાં યોગક્ષેમં વહામ્યહમ્ તે વચન પ્રમાણે તે ભક્ત અથવા સાધકના યોગક્ષેમનું વહન કરે છે જ જ્યારે સાધક શ્રદ્ધાભક્તિપૂર્વક આગળ વધે છે ત્યારે જ તેને અનુભવ થાય છે કે આ શ્રી ભગવાનની પ્રતિજ્ઞાનું તે નિરંતર સાવધાનતાપૂર્વક પાલન કરે છે જ જ્યારે સાધક યોગ સાધવાની સાચી ઇચ્છાથી, તીવ્ર ઇચ્છાથી યોગસાધનમાં જોડાય છે અને વ્યવહારની ઉપેક્ષા કરે છે ત્યારે તેના યોગ ક્ષેમનું નિર્વહણ પરમાત્મસત્તા કરે છે જ આ કંઇ નવિન વાર્તા નથી પરતુ કહેવાનું તાત્પર્ય એ છે, કે હાલમાં અનેક મનુષ્યો યોગ સાધવાની ઇચ્છાવાળા તથા સાધન સાધતા પણ જોવામાં આવે છે પરતુ તેમની પ્રગતિ થતી નથી તેનું કારણ, કે તે આ ભક્ત પગથીયાની ઉપેક્ષા કરે છે.

ત્રીજુ અંગ તપ છે. ભુખ તરસ ટાઢ તાપ વગેરેને સહન કરવા કૃચ્છ્રચાંદ્રાયણ આદિ વ્રત કરવા, અને સ્થૂલ તથા સૂક્ષ્મ ઇન્દ્રિયોનું દમન કરવું તે તપ કહેવાય છે

વૃત્તિની બહિર્મુખ વિષયો પ્રતિસ્થિતિ એ યોગની વિરોધી છે અને જ્યાં સુધી આવી સ્થિતિ રહે છે ત્યાં સુધી યોગ સાધી શકતો નથી તપથી શરીરનું શોધન થાય છે તથા ઉન્મત્ત ઇંદ્રિયો પણ દુર્બલ થાય છે જેથી વૃત્તિની વિષયલોલુપતા કેટલાક અંશમાં ઓછી થાય છે વળી તપ એ પુણ્ય ક્રિયા હોવાથી તે ચિત્તમાં રહેલા પાપ ૫ રાજસ તામસ સંસ્કારોને દગ્ધ કરે તપનો મહિમા અપાર છે તપવડે આ જગતમાં કંઇ જ અસાધ્ય નથી પૂર્વે ઋષિ મુનિઓએ કેવાં ઉગ્ર તપ કર્યાં છે તે આપણને અજ્ઞાન નથી જ તે પ્રમાણે તિતિક્ષા સહન કરીને તપશ્ચર્યા થવું જોઇએ પણ આજે તો સઉ કોઇને આ કંકાસમાં પડવું યોગ્ય જણાતું નથી સઉ કોઇ આજે તો જનકની પેરે ઇષ્ટ મુક્ત હોય તેમ યથેચ્છ વિચરે છે પણ સંસારના વિષયોને એક બાજુથી ભોગવાય અને તેની સાથે યોગની સિદ્ધિ થાય એમ બનવું અસંભવિત છે ઇંદ્રિયોનો વિષયો પ્રતિનો વેગ રમવો જ જોઇએ, અને તે તપવડે શમે છે માટે યથાશક્તિ તપની પણ જરૂર છે

વળી તપથી મનને પણ વશ વર્તાવવાનું આપણામાં સામર્થ્ય પ્રગટે છે વિવિધ નિયમોનું આગ્રહપૂર્વક પાલન કરવાથી એ થાય છે કે તે માર્ગમાં મનને ઇચ્છા હોય કે ન હોય પણ વહેવું પડે છે, અને તેનો પરિણામ એ આવે છે કે તેટલા અંશમાં મનોજય થાય છે આ મનોજય એ યોગના આગળના ભાગના ધ્યાનાદિ અંગોમાં અતિ ઉપયોગી થઇ રહે છે તે અંગોના સાધનમાં પછી મનની વૃત્તિઓને આપણે તે તે સ્થાનમાં સુખથી જોડી શકીએ છીએ આ સિવાય પણ તપના બીજા અનેક લાભ છે

ચોથુ અંગ સ્વાધ્યાય છે સ્વાધ્યાય એટલે વેદાધ્યયન તથા ગુરુપદિષ્ટ મંત્રનો જપ જે વેદશાસ્ત્રને સમજી શકતા હોય તેમણે તેનુ ગુરુદ્વારા અથવા પોતાની મેળે અધ્યયન કરવુ જરૂરનું છે મારુ કે બે પ્રકારનુ વેદાધ્યયન એ ચિત્ત પાપરૂપ સસ્કારોને તે નિર્મૂળ કરે છે તથા તેને સ્થિર કરે છે

જપથી પણ ચિત્તગત પાપરૂપ સસ્કારો દૂર થાય છે અને તેને સ્થિર કરે છે ચિત્ત વૃત્તિઓનો નિરોધ એને યોગ કહેવામા આવે છે અને જપથી વૃત્તિઓના નિરોધ ઉત્તમ પ્રકારે થઈ શકે છે, જપના ચાર પ્રકાર છે વાચક, ઉપાંશુ, મનોમય અને ધ્યાન આ ચારમા પૂર્વ પૂર્વ કરતાં ઉત્તર ઉત્તર શ્રેષ્ઠ છે અને તેનુ ફળ પણ અધિક છે

એકાંતમા બેસીને પાસે રહેલો મનુષ્ય સાંભળી શકે તેવી રીતે વખરી વાણીથી જપ કરવો તેને વાચક જપ કહે છે, જે જપ હોઠ અને જીભ વડે કરાય છે અને જે પાસે રહેલો મનુષ્ય સાંભળી શકતો નથી, તે ઉપાંશુ જપ કહેવાય છે જે જપ માત્ર મનમાં જ કરવામા આવે છે તેને મનોમય કહે છે અને જે જપમાં શબ્દવૃત્તિ અને લક્ષણાવૃત્તિ લીન થાય છે, તેને ધ્યાનજપ કહે છે

જપયોગ એ પણ એક સ્વતંત્ર માર્ગ છે અને માત્ર તેનુ જ જો સાધક સારી રીતે અનુષ્ઠાન કરે તો તેને યોગની સિદ્ધિ થાય છે અને યોગનુ જે ફળ તે તેને મળેછે જે ઉત્તમ અધિકારી હોય અને જે મનોમય અથવા ધ્યાન જપ કરી શકતા હોય તેવા ભલે તે જપ કરે સરે કે તો પૈ મરીવી જ શરૂઆત કરવી પડે છે [illegible] પ્રમાણે સારો વાચક જપથી ઇષ્ટ મંત્રનું એક પરશ્ચરણ કરવુ જોઇએ પછી ઉપાંશુનુ પણ તે પ્રમાણે એમ જરૂર જણાય તો બે ત્રણ પુરશ્ચરણ કરવા જોઈએ વળી બાકીના વખતમા હરતાં ફરતાં પણ મનમા પણ ઇષ્ટ મંત્રનો જપ કરવો જોઇએ આ પ્રમાણે બને તેટલી જપની અધિક સંખ્યા થવી જોઇએ આસન પ્રાણાયામ આદિક સંધવા કઠિન છે પણ આ જપમાર્ગ તો અતિ સહેલો છે, અને પ્રત્યેક સાધક તેને સાધી શકે છે જપની સંખ્યા અધિક થતાં ચિત્તના રજ તમાદિ દોષો સ્વાભાવિક રીતે જ નિવૃત્ત થાયછે, વૃત્તિની પણ સ્થિરતાપૂર્વક એકાગ્રતા થાય છે, અને સાધક ક્રમથી ધારણા અને ધ્યાનપર્યંત પહોંચતા તેની સિદ્ધિ કરે છે જપાત્સિદ્ધિ । यज्ञानां जपयज्ञोस्मि એ વગેરે વચનો જપના મહિમાને સૂચવે છે જપથી સમાધિ પર્યંતની સિદ્ધિ થાયછે એવો તેનો મહિમા અપાર છે

પાચમુ અંગ ઇશ્વરપ્રણિધાન છે સર્વ કર્મોને પરમાત્માને અર્પણ કરવા તે ઇશ્વર પ્રણિધાન છે ફળની તાલાવેલી કર્યાવિના સાધક ઇશ્વરને કર્તા માનીને સાધનને શાંતિથી સાધે છે જેથી તે સાધનમા સુખપૂર્વક આગળ વધી શકે છે

યોગસાધકે એટલુ લક્ષમાં રાખવુ કે આ યમનિયમનુ પાલન કર્યાવિના તે યોગ માર્ગની સિદ્ધિ કરી શકતો નથી આ યમનિયમનુ પાલન કરવાથી સાધક ક્રમથી યોગમા ર્ગમાં આગળ વધી શકે છે તથા યોગનુ જે ફલ શાસ્ત્રમાં વર્ણવ્યુ છે તેનો અનુભવ કરે છે આ યમનિયમ વિનાના પાલન યોગસાધક ફળને પ્રાપ્ત કરી શકતો નથી

આપણે અત્ર જાણી ગયા કે બો યમનિયમનતનાં અંગોનુ પાલન કરવાથી યોગના આગળના અંગો જ ધારણા ધ્યાન અને સમાધિ તેની સુખપૂર્વક સિદ્ધિ થાય છે તથા યોગસાધના ફળવતી થાય છે આ નતનુ મહાન ફળ છે તો પણ તેની સિદ્ધિ થ । સાધકને ઇતર ફલની પણ પ્રાપ્તિ થાય છે આ ફળ ક્યા છે તેને આપણે સ્વરૂપમાં જણાવીશુ (અપૂર્ણ)

# प्रकीर्ण सद्विचारसंग्रह



× × × મારા બાળકો પાસે પ્રસંગે હું કોઈ કોઈ વસ્તુ મારે જરૂર હોય ત્યારે માગું છું પણ તે મને આપવાની ના કહે છે તે કહે છે કે ના ભાઈ! એ મારી વસ્તુ છે માટે નહિ આપું જો પરાણે તે છતાં મારે ખાસ જરૂર હોય છે અને હું લઉં છું તો તે દીલગીર થાય છે અને પ્રસંગે રડે છે પણ હું જાણું છું કે તે વસ્તુઓ તેમને મારી જ આપેલી છે અને કદાચ તેમાંથી કોઈને વાપરતાં ભાગીતુટી જાય તો હું તેમને એ કની એ લાવી આપું તેમ છે તે છતાં પણ તે મને પોતાની વસ્તુ વાપરવાને આપી શકતાં નથી પરમાત્મન્! આ જ પ્રમાણે અમે ભોગ પણ કરીએ છીએ આ સર્વ પદાર્થો તમારા જ છે, તમે જ સર્જેલા છે અને તમે જ આપેલા છે તે છતાં અમે તેમાં મમત્વબુદ્ધિ ધરીએ છીએ અને તેને અમારા ગણીને તેનો ઉપયોગ આપસ્વરૂપ આ સર્વ પ્રાણીઓને માટે કરતા નથી શું અમે ઝાડ રચી શકીએ તેમ છે, શું અમે પાણી રચી શકીએ તેમ છે, શું અમે સોનું રૂપું રચી શકીએ તેમ છે કે અગ્નિ શું રચી શકીએ તેમ છે? આપે જ આ સર્વ બનાવ્યું છે અને અમને તે આપ્યું છે છતાં પણ અમે વ્યર્થ અજ્ઞાનથી તેમાં મારાપણું આરોપણ કરીને તેનો ઉપયોગ અન્યને માટે કરતા નથી. આ સર્વ પદાર્થો આપના જ રચેલા છે અને તે આપની જ માલકીના છે છતાં અમે તેમને અજ્ઞાનથી અમારા ગણીએ છીએ જેમ આ સર્વ પદાર્થોને અમારા જન્મ થયો ત્યારે અમારી સાથે લાવ્યા નથી, તેમ તે સર્વ પદાર્થોને અમે જ્યારે જઈશું ત્યારે ઉતરતી સીમમાં અમારી સાથે લેઈ જઈ શકીએ તેમ નથી એ જાણતાં છતાં અમે તેમને અમારા ગણીને સેવીએ છીએ એ અમારૂં અજ્ઞાન જ માત્ર છે અમે બાળકો કરતાં અમને પોતાને મોટા માનીએ છીએ પરંતુ વસ્તુતઃ અમે પણ અજ્ઞાનથી આવૃત્ત બાળકો જેવા જ છીએ આ સર્વ આપનું જ છે એવી સદ્બુદ્ધિ અમને આપો અને અમારા મમત્વનો આપ કૃપા કરી ઉચ્છેદ કરો એ જ આપની પાસે અમારે માગવાનું છે

બાળકો પાસેથી માતાપિતા જ્યારે કોઈ વસ્તુ જરૂર જણાતાં લેઈ લે છે અને ત્યારે જેમ રડે છે અને શોક કરે છે તેમ જ્યારે આ પદાર્થોને જરૂર જણાય ત્યારે બીજાના ઉપયોગ માટે આપ અમારી પાસેથી લઈ લો છો ત્યારે અમે પણ શોક કરીએ છીએ અને રડીએ છીએ આ અમારૂં અજ્ઞાન જ માત્ર છે અમે નિર્મોહપણે અને નિર્મમપણે આ વ્યવહાર કરીએ એવું જ્ઞાન અમને આપ કૃપા કરીને આપો અને આ વિશ્વમાં જે કંઈ છે તે આપનું જ છે એવી બુદ્ધિ જાગ્રત કરો, એ જ આપની પાસે અમારે પુનઃ પુનઃ માગવાનું છે

× × × × ×

स्वेस्वे कर्मणि निरत लभते संसिद्धिं नर — શ્રી ભગવદ્ગીતાનું વચન છે. તેનો અર્થ એ છે કે પોતપોતાના કર્મમાં નિરત અર્થાત્ લગ્ન

રહેનાર મનુષ્ય સંસિદ્ધિને અર્થાત્ રૂડે પ્રકારે સિદ્ધિ પામે છે જે પોતાના વર્ણાશ્રમના ધર્મને તજીને અન્ય વર્ણાશ્રમધર્મના કર્મને કરે છે તેને સંસિદ્ધિ થતી નથી એ આ વાક્યનો ભાવ છે અર્થાત્ તે સ્વધર્મથી ભ્રષ્ટ થાય છે, અને ઉન્નતિને બદલે અવનતિ જ સાધે છે એટલું જ નહિ પણ તે સમાજમા પણ અવ્યવસ્થા ઉપજાવે છે તથા અન્યને પણ ત્રાસરૂપ થઈ રહે છે અત્ર આવા પોતાના કર્મને નહિ કરનાર મનુષ્યો સમાજમા બીજાને ત્રાસરૂપ થઈ રહે છે એ મારો આજે એક દૃષ્ટાંતથી જણાવવાનો આશય છે

મારા ઉપર અતિથિદેવતા પ્રસન્ન છે અને તે હમેશા મને દર્શન દે છે. એક પણ દિવસ તેમના મને દર્શન ન થાય તેવુ કવચિત્ બને છે યથાશક્તિ હુ તેમનુ અન્નપાનાદિવડે યજનપૂજન કરૂ છુ પણ આમા જે અતિથિ ગામડામાથી આવે છે અને જે વણિક કે બીજી જ્ઞાતિના હોય છે તે મારે ત્યા આવે છે ત્યારે મને જરા પણ ત્રાસરૂપ થતા નથી તેમને સ્નાન કરવુ હોય છે તો પાણી જુદા ડોલમાં માગી લે [illegible] બહાર ઓટલે જઈ તે સ્નાન કરે છે અને અમારા પાણીને કે વાસણને એમપણ છાંટા ઉડવા દેતા નથી તેમને પાણી જોઈએ તો પોતાની મેળે ન લેતા અમારી પાસે માગે છે, અને પોતાનુ પાણીનુ વાસણ સઘળાથી જુદુ રાખે છે નાહીને ડોલ પણ અજવાળીને મૂકે છે કે અમને અડચણ ન આવે ખાધા પછી પોતે ગમે તેટલા શ્રીમાન્ હોય તોપણ પોતાની થાળીવાડકો પોતે જ અજવાળી નાખે છે, અને આ પ્રમાણે તે પોતાનુ કર્તવ્ય કરીને અમને જરાપણ ત્રાસરૂપ થતા નથી આથી ઉલટુ મુબઈ અમદાવાદ વગેરે સ્થળેથી ગાંધી મહાત્માના અનુયાયીઓ પ્રસગે મારે ત્યા મેમાન આવે છે ત્યારે તે ન્હાવા બેસે છે તો અમારા વાસણને કે પાણીને છાંટા ઉડશે તેની તેમને દરકાર હોતી નથી ન્હાયા પછી જે ડોલમાં પોતાનુ ધોતીયુ સ્વચ્છ કર્યુ હોય છે તેને સાફ કરવાની તે જરૂર જોતા નથી અને જમ્યા પછી પણ પોતાની થાળી વાડકો સાફ કરવાને અમારે માટે રહેવા દે છે તે માને છે કે એમા શુ અમારા જેવા એમને ઘેર કદાચ ગયા હોઈએ અને પીવાને ચોખ્ખુ પાણી માગીએ તો પાણી ચોખ્ખુ છે, કહીને પોતાની માટલીનું પાણી અમને પાઈ દેવામા કઈ હરકત જોતા નથી કારણ કે તે માને છે કે પાણી કઈ એઠું થતું નથી, વગેરે બીજા તેમના વિચારો તો આપણને જ્ઞાન જ છે કે બ્રાહ્મણ કઈ ઉચા નથી બધા ઇશ્વરના રાજ્યમાં સરખા છે કારણ સઘળી એક ઇશ્વરની પ્રજા છે, વળી આપણને પણ બે હાથ બે પગ, બે કાન વગેરેને છે, અને ઇતરને પણ તે પ્રમાણે છે તો પછી ઉચ્ચ નીચુ કોણ અને શા માટે ? આ ઉચ્ચ નીચાનો ભેદ તો બ્રાહ્મણોનો જ સ્વાર્થ થઈ કરેલો છે, માટે તેને તોડી પાડવો જોઈએ એ જ પ્રજાનુ કલ્યાણ અને ઉન્નતિ કરનાર છે આ પ્રમાણે તે પોતાનું કર્તવ્ય ન કરતાં–કારણ કે તેમને તો પોતાનુ કર્તવ્ય હોતુ જ નથી—અમારા કર્તવ્યમાં આડે આવી અમને ખલેલ કરી અમને ત્રાસરૂપ થાય છે ગાડીમા આપણે બેઠા હોઈએ છીએ તો બીડી પીનાર મનુષ્યો વગરવિચારે બીડીનો ધૂમાડો આપણા ગળામા જેમ ઘાલી દે છે, અને આપણી સ્વતંત્રતાનો લોપ કરે છે તે પ્રમાણે આવા મનુષ્યો પણ સમાજમા બીજાને ત્રાસરૂપ થાય છે સમાજમાં આ પ્રકારની અવ્યવસ્થા ન હોવી જોઈએ બ્રાહ્મણો બીજાના

" જેઓના પ્રાત કાલમા આપ લખો છો કે કયાં સર્પની પેરે ભૂમિઉપર આળોટતાં બિચારા દયા પાત્ર અસહમાનર્મ સબધી વિચારો અને કયાં પ્રાત કાલના ગરૂડવત્ ગગનગામી દુખમાત્ર અને બધન મ નને અત્યતિક સદાને માટે દૂર કરનાર મહા ઉત્તુગ વિચારો આ વાક્ય આપના તરફથી લખાયુ છે તે જાણીને આશ્ચર્ય થયુ છે જરકુડના સાધન સમારભમાં સનાર લેઈને દિવ્ય ગીત ન મરનાર શાત પુરૂષ આવુ વાક્ય લખી જ શી રીતે શક્યા છે તે સમજાતુ નથી આ રે લખ્યુ છે તે કેટલે અશે સત્ય છે તે જાણવાની જીજ્ઞાસા છે વૃત્તિના વેગમાં માણસ ભૂલ પણ કરી બેસે છે અને લખવામા આ ા જો ઉતાવળ કરી ગયા હો તો તે પણ તટસ્થરીતે આપ સ્પષ્ટ કરશો "

આ પત્ર મારી પાસે ત્રણેક માસથી પડયુ હતુ પણ તેનુ ઉત્તર આપવાનો યોગ આજપર્યત આ યો ન હતો આવા હમજાના મારા ઉપર ઘણા પત્રો આવે છે, અને તેનુ વિસ્તારથી સ્વત ત્રપણે હુ ઉત્તર નહિ આપી શક કારણ કે આવી બાબતોના ખુલાસા કરવામાટે તથા શ્રીમાન્ ગાધીજીના ભ્રાંતિમય ધર્મસબધી વિચારોના વમળમાં ગુચવાતા જનોને માટે મે થોડા વખતથી પ્રાત કાલમા સ સારસુધારો એ નામનો વિસ્તૃત લેખ લખવા માડયો છે તેમા વિસ્તારથી હુ ચર્ચા કરનાર છુ તો કૃપા કરી જીજ્ઞાસુએ તે વિષયને આદિથી ધ્યાનપૂર્વક વાંચવો

જે વિચારો મનુષ્યને દશ્યપ્રપચ અને તે ા સ બધી પદાર્થોનુ ચિંતન કરાવનાર હોય જે તેને ઐહિક પદાર્થો પ્રાપ્ત કરવાની દિશા દર્શાવનાર હોય જેમાં ઈશ્વરસબંધી કે તત્ત્વ વિચારસબધી વિચારોની પ્રધાનતા ન હોય, જે ઈશ્વરવિમુખ કે તત્ત્વાવિમુખ પ્રધાનપણે ન કરનાર હોય જે આ મિથ્યા પ્રપચો અધિક દ ઢ કરનાર હોય, જે ગૃહધન આદિનુ જ પ્રધાનપણે ચિંતન તથા પ્રાપ્ત કરાવનાર હોય, જે મનુષ્યો તેના વાસ્તવ અહ નુ કે ઈશ્વરસાથેના તેના સબધનુ પ્રધાનપણે ભાન કરાવનાર ન હોય જે વિચારો મનુષ્યને રાત્રિદિવસ જીવત્વને દૃઢ કરી સ કોચમય જીવન કરનાર હોય જે માત્ર આ મિથ્યા પ્રપચને ઉદ્દેશી કે તેનો સબધ રાખીને તેની સાથે અધિક સબધ દૃઢ કરનાર હોય જે રાગદ્વેષાદિને નિર્મૂળ કરવાના અથવા તેનાથી રહિતપણે રહીને પ્રવૃત્તિ કરવાના ઉદ્દેશથી જણાવાતા હોય છતાં જે તેની વૃદ્ધિ કરનાર હોય જે માન પૈસા ટકા જેવી આર્થિક કે રાજકિય લાભોની જ માત્ર ચર્ચા કે વિચાર કરનાર હોય જ ઐહિક સુખની જ દિશા શોધી જીવનને અધિક સકુચિત કરનાર હોય, જે દુ ખનુ વાસ્તવ અને ઉપાદાન કારણ જે હોય તેને દૂર નહિ કરતાં જે નિમિત્ત કારણનેદૂર કરવાનો જ માર્ગ દર્શાવી તેની સાથે સગ્રામ કરનાર હોય, અને જે પ્રધાનપણે ઈશ્વરાભિમુખતા અથવા તત્ત્વાભિમુખતા કે જે દુ ખમાત્રને દૂર કરવાના સાચા અમોઘ ઉપાયો છે તેનુ પ્રતિપાદન કે તેની દિશા દર્શાવનાર ન હોય એવા વિચારોને હુ સર્પના જેવા ભૂમિઉપર આળોટતા વિચારો કહુ છુ આવા વિચારોથી મનુષ્યોનાં દુ ખ દૂર થતાં જણાય છે પણ તે ભ્રાંતિ જ છે તે વિચારો પ્રજાને હોલામાથી ચૂલામાં નાખે છે આ વિચારો ઉલટા જીવત્વને દૃઢ કરે છે અને તેમને સાચા સુખથી વિમુખ કરે છે

એથી ઉલટા જે વિચારો પ્રધાનપણે નસ્ય ઈશ્વર, આત્મા ના સ બધને યથાર્થ રીતે દર્શાવનાર હોય, તથા જે દશ્યના મિથ્યાપણાને જણાવી તેમાંથી આસક્તિને દૂર

કરાવનાર હોય જે પારમાર્થિક અર્થની સિદ્ધિ કરાવનાર હોય જે પ્રધાનપણે ઈશ્વર કે તત્ત્વ વિચારની દિશા દર્શાવનાર હોય જે આ મિથ્યા દૃશ્ય પ્રપંચની તૃષ્ણાને અધિક દૃઢ ન કરતાં શિથિલ કરનાર હોય, જે પ્રધાનપણે ઈશ્વરપ્રાપ્તિ કે આત્મસાક્ષાત્કાર કરાવનાર અથવા તેમની પ્રાપ્તિની દિશા કે માર્ગ દર્શાવનાર હોય, જે પરમેશ્વરસાથેના પોતાના સંબંધનું જ્ઞાન કરાવનાર હોય જે પ્રધાનપણે આવા જ વિચારોની ચર્ચા કરનાર હોય, જે પોતાના વાસ્તવ અર્થાત્ બ્રહ્મસ્વરૂપનું ભાન કરાવનારા હોય જે મનુષ્યના જીવત્વને દૃઢ નહિ કરતાં તેનો લય કરી તેના શિવસ્વરૂપની પ્રાપ્તિ કરાવનાર હોય જે તેના આત્મવિશ્વાસવડે તેના જીવનને નિર્ભય કરનાર હોય જે મિથ્યા સુખદુઃખ આ પ્રપંચના સ્વરૂપને યથાર્થરીતે દર્શાવનાર હોય જે રાગદ્વેષના સાચા સ્વરૂપને સમજાવનાર હોય અને તેને દૂર કરવાનું સાચું જ્ઞાન આપનાર હોય, જે માત્ર આર્થિક કે રાજકિય વાતોની જ પ્રધાનપણે ચર્ચા નહિ કરતાં યોગ ભક્તિ કે તત્ત્વવિચારની જ પ્રધાનપણે ચર્ચા કરનાર હોય, જે માત્ર પ્રધાનપણે ઐહિક સુખની ચર્ચા કરનાર ન હોય જે દુઃખના નિમિત્ત કારણને દૂર કરવાનો પ્રયત્ન કરવાનું નહિ સૂચવતાં તેના ઉપાદાન કારણને જ પ્રધાનપણે દૂર કરવાનો માર્ગ દર્શાવનાર હોય જે મનુષ્ય અને તેનો ઈશ્વર સાથેનો સંબંધ અથવા તો સ્વરૂપનું જ્ઞાન કે જે દુઃખના મુખ્ય કારણોને દૂર કરનાર છે તેને દર્શાવનાર હોય તેવા વિચારોને ઉન્નત વિચારો યથાર્થ કે વાસ્તવ સુખ આપનાર તથા દુઃખમાત્રને ટાળનાર સગનનું બી વિચારો કહું માનું છું

હાલમાં તમે લોકો જે વિચારાને અનુસરો છો તે વિચારોવડે તમે આ લોકજીવન વ્યતીત કરો છો ત્યારે માત્ર નિમિત્તસ્વરૂપ આર્થિક કે રાજકિય દુઃખ દૂર કરો છો, પરંતુ તમે લોકો તેમાં અહોબુદ્ધિ અને ઉત્કૃષ્ટતાની પરાકાષ્ઠા જુઓ છો, તેમાં વાસ્તવ હિતકર વિચારો કેવા અથવા ક્યા હોય છે તેનું તમને અજ્ઞાન છે, એ જ કારણ છે કૂવાનું દેડકું જેમ કૂવાને સમુદ્ર માને તેની પેઠે તમે લોકો તમારા આ વિચારોને સમુદ્રજેવા માનો છો ભલે તમે તમારે શ્રદ્ધે તે કર્યા કરો બીજાને તમે તેનો બોધ દેવા ન આવો તો સારું વખત આવ્યે તમને સમજાશે કે તમારો કેટલો વિકાસ આ વિચારોવડે થયો છે અને તમારું કેટલું દુઃખ તમે દૂર કર્યું છે તમારા વિચારથી અમારી દિશા તમને ઉંધી જણાય છે તો અમને પણ અમારા વિચારથી તમારી દિશા તદ્દન ઉંધી અને અર્થ વગરની જણાય છે

\+ \+ \+ \+ ×

'આવતા વર્ષમાં વિપત્તિ વિમોચન અથવા શ્રીરંગ શેઠચરિત નાટક'—એ નામનો મારો સ્વતંત્ર લખેલો ઉપહાર ગ્રાહકોને આપવામાં આવશે તે મોડામાં મોડો કાર્તિક માસની આખરસુધીમાં તૈયાર થઈ જશે કાર્તિકનો અંક ગ્રાહકોને પ્રથમ બીડયા પછી ઉપહાર વી પી કરવાનું શરૂ કરીશું આ ઉપહાર આજપર્યંત આપવામાં આવેલા ઉપહારોમાં શિરોમણિજેવો ઈશ્વર કૃપાથી થશે અધિક પ્રશંસાની જરૂર નથી તમારા હાથમાં આવતાં તમને તેની મહત્તા તથા ઉપયોગિતા સ્પષ્ટ થશે જ

——કાર્તિક માસનો અંક બીડાઈ ગયા પછી ઉપહાર નિયમપ્રમાણે વી પી કરવામાં આવશે જે જેટલું લવાજમ આવે છે, તેટલા લવાજમનું તેમના ઉપર વી પી

કરવામા આવે મનીઓરડર મોકલનારને બે ત્રણ આનાનો અને પોસ્ટ ટીકીટ મોકલનારને ચાર આનાનો લાભ થાય છે તો યોગ્ય જણાય તો આ અંકમાંજે કાર્તિક વદિ ૦) સુધીમા મનીઓરડર અથવા તો ટીકીટો મોકલી આપવી તે પછીથી વી પી ન ખાવા જેવી એ સારૂ છે નિયમપ્રમાણે અમે પૂર્વથી એમ પત્ર લખીને જ વી પી કરીશુ ઉપહાર પ્રસિદ્ધ થયાનો ચોક્સ સમય કાર્તિકના અંકમાં જણાવીશુ

—— ઇશ્વરેચ્છાથી આવતા વર્ષથી પ્રાત કાલ કોઇ અપૂર્વ ગૌરવતાને ધારણ કરશે અને એક અપૂર્ણ નવિન લેખને પ્રકટ કરશે કાર્તિકના અંકના દર્શન થતાં અમારા કહેવાની સત્યતા તમને દ્દષ્ટિએ આવશે પરમાત્મા સર્વનુ કલ્યાણ કરો

× + + + +

——મનુષ્ય ધારે છે કે કઇ અને ઇશ્વિર કરે છે કઇ, એવુ ભાદ્રપદ અને આશ્વિનના અંકના સબધમાં બન્યુ છે અમારા લેખ આપ્યા પછી બે મહિને બે અંકો તૈયાર થયા ભાદ્રપદના અંકનો છેલ્લો ફોર્મ અર્થાત્ છેલ્લાં આઠ પૃષ્ઠ બાકી હતાં અને છાપખાનાના માણસો કામે આવતા અટકી ગયા આવી ગરબડમાં જ પદર દિવસ વીતી ગયા અને ચોથેનુ કામ પડી રહ્યુ આ પ્રમાણે બનનાથી અંકને માટે વિલબ થાય છે જેને માટે અમે દિલગીર છીએ

— —માણુમેને પૂરતો પગાર આપવા છતા તથા તેમને જ્યારે જ્યારે માગે ત્યારે અગાઉ પૈસા આપતા છતા એ લોકો તદ્દન બેદરકાર જોવામા આવે છે, એ અમે અનેક વખતે જાતે જોયુ છે નથી તો આ લોકોને નીતિનો ભય, નથી કર્મનો ભય નથી ઇશ્વરનો ભય નથી ધર્મ ( duty ) નો ભય કે નથી સમાજનો ભય પ્રજા આજે મનસ્વીપણે અતિમર્યાદિતપણે પ્રવર્તે છે મર્યાદાજેવી વસ્તુ પ્રજામાં હવે રહી નથી પોતાના કર્તવ્યનો પ્રજાને વિચાર નથી

——મજુરવર્ગ કહે છે કે શામાટે શેઠીઆઓ ગાડીઘોડે કે મોટરમા ફરે ? તેમને ખરૂ કમાવી આપનાર અમે જ છીએ વિલાયતમા આ લોકો કહે છે કે મોટાં કારખાનાનાં ડીરેક્ટરોમાં અમારા માણસો જોઇએ અને જે નફો થાય તે અમને સરખે હીસ્સે વહેંચી આપવો જોઇએ જો કારખાનાના માલીકો તેમને યોગ્ય બદલો ન આપતા હોય તો તેટલા અશમાં તેમનુ કહેવુ યથાર્થ છે પણ જો તે સરખો લાભ જ માગતા હોય તો તે તેમની અયોગ્ય માગણી છે આ પ્રમાણે કારખાના ચાલે નહિ અને ખોટ જ આવે વળી યોજકબુદ્ધિનુ આ જગતમાં કઇ જ વિશેષ મૂલ્ય નહિ શુ ? હજારો સૈનિકો મળે પણ તે સેનાપતિનુ જેમ કામ કરી શકતા નથી તેમ હજારો મજુરો એકઠા થાય પણ તે મીલના માલીકનુ કામ કરી શકતા નથી યોજકની જ દુર્લભતા છે અને તેને વિશેષ લાભ મળવો જ જોઇએ

——પણ આજે તો સહુ કોઇ સરખો ભાગ માગે છે પરિણામ શો આવે છે, તે આપણે જોઇશુ જો થોડા વખત ઉપર હુ મુબઇ ગયો હતો ત્યારે મુબઇના એક મોટા છાપખાનાના માલીક કહેતા હતા કે અમને પણ હવે છાપખાનુ ચલાવવુ કઠિન થઇ

પડ્યુ છે નોકરોને બમણા ત્રણગણા પગાર આપવા છતા તે બેદરકારીથી કામ કરે છે તેમને ફાવે ત્યારે ગેરહાજર રહે છે જેથી જેમનુ કામ અમે અમુક મુદતમા કરી આપવાનુ માથે લીધુ હોય છે તેમને વાયદા પ્રમાણે અમે કામ આપી શકતા નથી અહીં વડોદરામા પણ જે છાપખાનામા પ્રાત મન છપાય છે તે છાપખાનાના મેનેજરે એક સરકારી કામ માથે રાખ્યુ હતુ તે કામ માત્ર બે જ દિવસનુ અધુરૂ હતુ અને છેવટના બે દિવસો માણસો કામ ઉપર ન આવ્યા અને તેમને અગીસો રૂપૈયાનુ નુકસાન થયુ આ પ્રમાણે પગાર ઇચ્છાનુસાર લેવા છતા આ લોકોને શેઠને નુકસાન થશે કે કેમ તેનો વિચારસરખો પણ હોતો નથી

—— પરંતુ આ લોકો પોતાનાજ પગઉપર કુહાડો મારે છે તેની તેમને ખબર નથી જે તેમની કમાણીના દ્વાર છે તે બંધ જતા કે કમાણી નહિ થતાં બંધ થશે અને તે પુન મૂષકો ભવ એ ન્યાયે પાછા હતા તેવાને તેવાજ થશે.

—— વળી આ લોકોને ખબર નથી પણ હડતાલો પાડીને પગાર વધારાવીને તે પોતે જ મોંઘવારીમા વધારો કરે છે જ્યારે તે બમણા ત્રણગણા પગાર લેશે ત્યારે શુ બીજા વ્યાપારીઓ પછી શા માટે તે પ્રમાણે નફો નહિ ચડાવે ? જેથી આ લોકોને અનાજ મોઘુ મળશે કાપડ મોઘુ મળશે દવાઓ મોઘી મળશે વૈદ્ય દાક્તર વધારે ફી લેશે અને ઘરના ભાડાવાળા ભાડુ વધારે લેશે આ પ્રમાણે આડકતરી રીતે આ લોકો જ મોંઘવારીમાં વધારો કરનાર છે આ સબંધમાં અત્ર અધિક વિસ્તારથી ચર્ચા કરવાનો અવકાશ નથી આપણે તો [illegible] પ્રાત કાળના અંકોને વિલંબ થવામાં જે કારણ હતુ તેજ જણાવવુ હતુ





તમારી પાસે પૈસા નથી, તેથી હું તમને તમારી સ્થિતિ નિકૃષ્ટ છે, એવું કહેતો નથી પણ તમારી આંતર સ્થિતિ નિકૃષ્ટ છે જેથી હું તમને તે પ્રમાણે કહું છું

તમે જ્ઞાનની અને ભક્તિની મોટી મોટી વાતો કરતા મને જણાયા પણ તે વડે તેથી તમારું અંતઃકરણ જરા પણ રંગાયું હોય એમ મને ન જણાયું કારણ કે જો તે પ્રમાણે તે રંગાયું હોય તો તમે જે સંકોચવાળી દીનસરખી સ્થિતિમાં રહીને પોતાને દુઃખી માનો છો, તે પ્રમાણે માનો નહિ. તમે એકલા જ આ સ્થિતિમાં જગતમાં છો એમ નહિ પણ તમારા જેવા લાખો અને કરોડો મનુષ્યો આ જગતમાં છે, એ મેં મારી મુસાફરીમાં બરાબર જગતનું અવલોકન કરીને જોયું છે

તમારી પાસે માત્ર એક પૈસો નથી, જેથી તમે તમને પોતાને અત્યંત ક્ષુદ્ર માનો છો. પણ મને આશ્ચર્ય થાય છે કે શામાટે તમે આ પ્રમાણે તમારી પોતાની કિંમત જગતમાં હાથે કરીને હલકી આંકો છો ? પૈસો એ જ કંઈ આ જગતમાં પ્રાપ્તવ્ય નથી, પૈસાની વ્યવહારમાં જરૂર પડે છે નથી પડતી એમ નહિ પણ તે છતા પણ તેને જ માત્ર પરમ પ્રાપ્તવ્ય નહિ ગણનારા કે તેનો જ અખંડ વિચાર નહિ કરનાર પણ વ્યવહારને ઉત્તમ પ્રકાર સિદ્ધ કરી શકે છે

તેમ છતા તમે તેને જ પરમ પ્રાપ્તવ્ય માન્યો હોય તો પછી શામાટે બીજું બધું છોડીને તેને પ્રાપ્ત કરીને સુખી થતા નથી ? તમે જ્ઞાનની તો મોટી મોટી વાતો કરો છો અને મનુષ્ય ઈશ્વરનો અંશ છે એ પ્રમાણે વારંવાર કહો છો, તે છતા તમે શામાટે આવી ક્ષુદ્ર સ્થિતિમાં ઘસડાઈને જાણે પડી રહ્યા છો ? પ્રયત્નથી આ વિશ્વમાં શું પ્રાપ્ત થતું નથી ? જ્ઞાન અને ભક્તિની તમે મોટી મોટી વાતો કરો છો પરંતુ આટલી તમારી દરિદ્રતા પણ તમે ટાળી શકતા નથી અને મારે નાટકનું છે મારું પૂરું થતું નથી વગેરે અસંતોષના ઉદ્ગાર શામાટે કાઢો છો ! જો આટલી નાની બાબત તમારી પોતાની અપૂર્ણતા તમે ટાળી શકતા નથી તો પછી યોગ અને જ્ઞાનને તો તમે શીરીતે સિદ્ધ કરી શકવાના છો, એ મને તો સમજાતું નથી

પુરુષાર્થથી આ જગતમાં શું સિદ્ધ થતું નથી તમે શામાટે પુરુષાર્થને ઉગ્રપુરુષાર્થને કરતા નથી ? આ જ જન્મમાં અને અમુક સમયમાં તમે શામાટે એવો પુરુષપ્રયત્ન કરતા નથી કે જેથી તમારા ઈપ્સિતાર્થને તમે સિદ્ધ થએલા જુઓ. તેને હું પુરુષાર્થ જ કહેતો નથી, કે જે પુરુષાર્થથી મનુષ્યના ઈપ્સિતાર્થ તેની ઈચ્છાનુસાર સિદ્ધ ન થાય આના કરતા હું તો મરણને વિશેષ પસંદ કરું અંતરથી ઈચ્છા કરીએ છીએ અને તે સિદ્ધ થએલી ન અનુભવીએ અને અંતરમાં એક પ્રકારનો દાહ થયા કરે એ સ્થિતિ મનુષ્યને ઈશ્વરના અંશ મનુષ્યને શી રીતે ગમે ?

જેથી અમુક સમયમાં જ આપણા અર્થ સધાય એવો આગ્રહ આપણે રાખવો જોઈએ તેનું જીવન ધન્ય છે, કે જે વર્તમાન જીવનમાંજ આયુષ્યનો અવધિ આવે તે પૂર્વે પોતાના ઈપ્સિતાર્થને સિદ્ધ થએલા અનુભવે છે મારી દૃષ્ટિએ અન્ય મનુષ્યો જીવતા નથી પણ મૃતમાય છે, એમ હું માનું છું છો પ્રયત્નના પંથ પડે, પ્રયત્ન કરો ઉગ્ર પ્રયત્ન કરો ઉત્તર

પ્રયત્ન કરો ઉત્તમ પ્રયત્ન કરો, અને ફળનું દર્શન કરો ત્યારે જ વિરમો તમે પૂછો કે કેટલો પ્રયત્ન કરીએ ? હુ કહુ છુ, કે જેવડે આપણે ફળનુ દર્શન કરીએ તેટલો પ્રયત્ન કરવો પ્રયત્નની પૂર્ણતા ત્યારે જ સમજવી જે પ્રયત્નના પરિણામમા આપણને ફળના દર્શન થતાં નથી તેને પ્રયત્ન કોણ કહે ? તે પ્રયત્ન તે પ્રયત્ન નથી

મે તમારા જીવનનુ યથાર્થરીતે અવલોકન કર્યું છે અને મને જણાયુ છે તે હુ તમને લખુ છુ હુ સત્ય લખુ છુ તે ઉપરથી તમારે અપ્રસન્ન થવાનુ પ્રયોજન નથી તમારા જેવા અનેક મનુષ્યો આ વિશ્વમાં છે, કોઈ પણ નિકૃષ્ટ સ્થિતિને પ્રાપ્ત થઈને કોઈએ શરમવાનુ નથી પણ શરમાવાનુ તેને છે, કે જે તે સ્થિતિથી ઉચે ચડવાને યત્નશીલ નથી અને ઉચે ચડતો નથી

તમને પોતાને તમારા અત કરણની સ્થિતિ બરાબર જ્ઞાત હોય, એમ મને જણાતુ નથી તમે તમારા અત કરણને યથાર્થરીતે જાણ્યુ હોય એમ મને જણાતુ નથી તમે તમારા અત કરણના અને તેમાંથી ઉઠતી વૃત્તિઓના દ્રષ્ટા થયા હો એમ મે જોયુ નહિ, તમારા અત કરણની કેવી સ્થિતિ છે તે હુ તમને પછી જણાવીશ પણ તે પૂર્વે એ વાર્તા જણાવવાની અગત્ય જોઉ છુ કે તમારે તમારા અત કરણના યથાર્થ સ્વરૂપને શી રીતે જાણવુ

આજે વિસ્તારના ભયથી હુ તમને સર્વ સામાન્ય એવા અત કરણના સ્વરૂપને જાણવાના એક ઉત્કૃષ્ટ માર્ગને જ જણાવુ છુ અન્ય પ્રસગે વળી ઈશ્વરેચ્છાથી આપણો મેળાપ થશે ત્યારે બીજા માર્ગો પણ હુ વધારે સ્પષ્ટ જણાવીશ જો કે તત્કાલ મારૂ જન સસર્ગમાં આવવુ થાય એમ જણાતુ નથી મારા પૂર્વના શેષ રહેલા પ્રારબ્ધ સસ્કારથી હુ મોટે ભાગે નિર્જન પ્રદેશમા વિચરતો અથવા સ્થિતિ કરતો છતાં તમારા સબધમાં મારે આવવુ થયુ હતુ અમારા જેવા ત્યાગીએ જનસગ અધિક સેવવો એ હિતકર મનાયુ નથી તેમ જ આ પ્રસગે હુ જનસગમા ફર્યો જેથી મને સંતોષને બદલે અસંતોષ જ થયો અતરની જેઓની ભૂમિકા વ્યુત્પન્ન હોય તેવા અધિકારી મને આ જગતમા વિરલ જણાયા મનુષ્યવર્ગ ઘણો નિકૃષ્ટ સ્થિતિએ પહોચ્યો છે એવુ મને આ વખતે યથાર્થ ભાન થયુ પૂર્વે અમારા જેવા અનેક ત્યાગી પુરુષો પ્રસગે પ્રસગે એકાત છોડીને સસારમાં વિચરતા હતા તેનુ કારણ એ હતુ કે તે સમયે પ્રજામાં અનેક ઉચ્ચ અધિકારવાળા પવિત્ર સદ્‌ગૃહસ્થી અને યોગ, ભક્તિ કે જ્ઞાનને પ્રાપ્ત એવા દપતી દ્રષ્ટિએ આવતા હતા કોઈ ગૃહસ્થ થઈને ત્યાગી કરતાં પણ વ્યવહારમાં રહેતાં છતાં ઘણી ઉચી ભૂમિકામા રહેતાં તેનામ આવતા હતા પરતુ આજે મારા અનુભવથી મને જણાયુ છે, કે આવા દપતીનો દુષ્કાળ વર્તે છે જેથી અમારા જેવા યથાર્થ ત્યાગવાળાને હવે તમારા સમાજમાં આવવાની વૃત્તિ થાય તેવું કારણ રહ્યુ નથી. હાલનો તમારો સમાજ અમારા જેવાને ભ્રષ્ટ કરી મૂકે તેવો છે, અને તેથી તેના સબધમાં કોઈ ત્યાગી મહાપુરુષ આવે તેમ જણાતુ નથી

મારાથી જરા આડે રસ્તે ચડી જવાયુ, ઠીક, જુઓ સાભળો તમારા અત કરણના યથાર્થ સ્વરૂપને તમારે શી રીતે જાણવુ તે જે પોતાના અત કરણના યથાર્થ સ્વરૂપને

જાણતા નથી તે ઝટિતિ પોતાનો વિકાસ કરી શકતા નથી અને પોતાના દુખનો જય પણ કરી શક્તા નથી વિકાસની કુચી અથવા રહસ્ય જ આ ઠેકાણે રહેલુ છે

જુઓ તમારે રાત્રે સૂતા પહેલા અર્ધો કલાક આ પ્રમાણે અભ્યાસ કરવો વળી પણ અથવા સવારમા ઉઠતાની સાથે પણ જ્યારે ત્યારે અવકાશ મળે ત્યારે ત્યારે શાંતિથી આ પ્રમાણે અભ્યાસ કરવો

પોતાના અતઃકરણમાથી ક્યા ક્યા વિચાર ઉઠે છે તે જોયા કરવા, તેના દૃષ્ટા થવુ બીજો કઇ પણ વિચાર ન કરવા જે જે અતરથી વિચાર ઉઠે તેને જોયા કરવા આ પ્રમાણે કેટલાક દિવસ કર્યાથી પોતાના અતઃકરણનુ સ્વરૂપ સમજાશે અને જો સારો અભ્યાસ થશે તો પછી એ પણ જણાશે કે આપણુ અતઃકરણ ક્યા પ્રસંગે ક્યા વિચાર સેવે છે

ઠીક હવે હુ તમારા અતઃકરણનુ સ્વરૂપ કેવુ છે તે જ કહુ છુ તત્કાળ કદાચ આ તમને યોગ્ય નહિ જણાય પણ જ્યારે તમારા અતઃકરણના સ્વરૂપને તમે જાણશો ત્યારે મારી વાર્તા તમને અક્ષરશઃ ખરી લાગશે આ પ્રમાણે તમારા અતઃકરણની વાર્તા હુ કહી શકુ છુ, તેનુ કારણ એ છે, કે જે મનુષ્યે પોતાના અતઃકરણની ભૂમિકા ઉચ્ચ કરી હોય છે, તે પોતાનાથી નીચેના અતઃકરણની વાર્તા જાણી શકે છે કારણ કે આ ભૂમિકા તેણે વટાવી હોય છે

જુઓ તમે તમારી નિર્ધનતાનો જય કરવા ઇચ્છો છો પરંતુ તમે વિચાર તો એથી ઉલટા જ કરો છો તમે સત્ય કહુ તો તમારા પગ ઉપર જ કુહાડો મારો છો પણ આ બાબતના તમે અજ્ઞાન હોવાથી તમને તેનુ જ્ઞાન નથી જેના વિચાર તમે શ્રીમતાઇના સેવો છો તેના કરતા અધિક વિચાર તમે નિર્ધનતાના જ સેવો છો અને તેથી જ તમે જે સ્થિતિમા છો તે સ્થિતિમા રહો છો વિચાર એ જ સૃષ્ટિ વિવિધ ચિતાર ચિતરનાર છે જે કઇ છે તે વિચાર સર્વ કઇ કરે છે વિચારથી જ એ પથ્થર પથ્થર છે, ગેંડો ગેંડો છે, એક મનુષ્ય મનુષ્ય છે અને એક સિદ્ધ સિદ્ધ છે જેથી આપણાપણાનો જે વિચાર કરે જીવ ધારે તે કરી શકે છે અધોર્ધ્વગતિનુ કારણ વિચાર જ છે. સુખ દુખનુ કારણ પણ વિચાર છે તેથી તમારા વિચાર તમારે બદલવા જોઇએ તમારે જે સ્થિતિ જોઇએ છીએ તે સ્થિતિના વિચાર તમારે અખડ સેવવા જોઇએ પણ તમે તે પ્રમાણે કરતા નથી જેથી જ તમે વર્તમાન સ્થિતિમાં પડી રહ્યા છો તમે શ્રીમાન્ થવાને ઇચ્છો છો ખરા પણ તમે વિચાર તો નિર્ધન થવાના કરો છો જેથી ઝુપડું બાંધનાર જેમ મહાલયમા રહેવાનો ભાગ્યશાળી થતો નથી તેમ ક્ષુદ્ર વિચારને સેવનાર કદી ઉચ્ચ સ્થિતિમાં જઇ શકતો નથી

વળી તમે અને તમારા જેવી સ્થિતિના મનુષ્યો માને છે, કે આપણી પાસે પૈસો નથી જેથી આપણાથી કઇ જ બની શકતુ નથી. જો આપણા પાસે પૈસો હોય તો આપણે જરૂર બીજુ ઘણુ મેળવી શકીએ તથા આગળ વધી શકીએ જો કે વર્તમાન સમયમા પૈસાની પગલે પગલે જરૂર છે તે છતા પણ ગરીબ મનુષ્યો બીજુ કઇ ન કરી શકે એમ તો નથી જ

હુ પોતાને નિર્ધન માનતા મનુષ્યોને પૂછુ છુ કે તમારે બ્રહ્મચર્ય પાળવુ હોય તો તો તેમા પૈસાની જરૂર છે શુ ? તમારે કસરત કરી શરીરને બળવાન્ કરવુ હોય તેમા પૈસાની જરૂર પડે છે શુ ? તમે પૈસાવિના યમનિયમ નહી પાળી શકો તેમ ? તમે તમારા પાસે પૈસો નથી માટે યોગ, કે ભક્તિ નથી સાધી શકો એમ ? આ અને આવી બીજી અનેક બાબતો કે જે તમે ધારો તો પૈસાવિના સિદ્ધ કરી શકે તેમ છો ? હા કેટલીક બાબતો એવી છે કે જે તમે પૈસાવિના ન કરી શકો પણ જેમાં પૈસાની મુદ્દલે જરૂર નથી, એવા કાર્ય કે એનાં સાધન તમે શામાટે સિદ્ધ કરતા નથી ? તમને પૈસો કદાચ જીવનપર્યંત નહિ મળે, તો શા માટે બીજુ જે થઇ શકે તેમ છે તે ન કરતા તમારા આયુષ્યને નિરર્થક વીતાવો છો ? તમારી પેઠે લાખો અને કરોડો મનુષ્યો આ જગતમા પોતાની પાસે માત્ર એક પૈસો નથી એવુ કહીને તેનાવિના બીજુ ઘણુ મેળવી શકાય તેમ હોય છે, તે નહિ મેળવતા જીવનને વ્યર્થ કરે છે જેમા એક પાઇ પણ બેસે તેમ નથી તેવી સપત્તિઓ મેળવતાં શા માટે મનુષ્યો પ્રમાદ કરતા હશે તે મને તો સ્પષ્ટ થતુ નથી પૈસાવિના ન્યાત વરો ન થઇ શકે, પણ પસા વિના હરિભજન ન થઇ શકે વારુ ? નિર્ધન મનુષ્યો ! તમે તમારા જીવનને બીજી અનેક રીતે ઉન્નત કરી શકો તેમ છે, તે છતાં તે પ્રમાણે નહિ કરીને શા માટે તમે તમારા માનવ જીવનને વ્યર્થ કરો છો ? વળી તમારે પૈસો જોઇએ છે, તો તે મેળવવામાં પણ આ બીજા સાધનો તમને ઉપકારક થશે

વળી મારે તમને એ વાર્તા પણ આ સ્થળે જણાવવી જોઇએ કે યમનિયમાદિ, ધારણા ધ્યાનાદી, હરિકીર્તન, જપ તપ, તત્ત્વ વિચાર વગેરે સાધતા તમને એવી દૈવી સપદ મળે છે, કે જેના આગળ ચક્રવર્તી રાજાની લોકીક સપત્તિ કઇ જ હીસાબમાં નથી તમને દેવી સપદની એક કણિકા મળે તો પણ તમે શ્રીમાનોના શ્રીમાન્ થઇ શકો તેમ છે પણ તમને તો પસાનુ આ એક ભૂત વળગ્યુ છે જેને લીધે તમે કઇ જ કરી શકતા નથી પૈસાની પાછળ ભૂતની પેઠે ભમવાથી નથી તો તમે તેને પ્રાપ્ત કરી શકતા કે નથી તો બીજુ કઇ મેળવી શકતા આ એમની પાછળ તમારૂ આખુ જીવન તમે ખરાબ કરો છો

આ તમારા જીવનમાં મને તો કઇ ઢંગધડો જ જોવામાં આવતો નથી સાચુ કહુ તો તમારે શુ જોઇએ છીએ, તેનો જ તમે નિર્ણય કર્યો નથી તમે તમારા ધ્યેયને સ્પષ્ટ કર્યો નથી પણ અનેક ધ્યેયનો તમે ખીચડો કર્યો છે જેના પરિણામે તમે એકને પણ સિદ્ધ કરી શકતા નથી તમે ઘડીમાં જ્ઞાનની વાત કરો છો, ઘડીમા યોગની અને ઘડીમાં ભક્તિની કરો છો, ઘડીમા વિદ્યાની વાર્તા કરો છો અને ઘડીમા પૈસાની વાર્તા કરો છો અને આ પ્રમાણે તમે જૂદી જૂદી ઘડીએ જૂદુ જૂદુ મેળવવાને ઇચ્છીને તે અર્થે પ્રયત્ન કરો છો આ તમારા જીવનની સ્થિતિ છે અને તેથી નથી તો તમે સાચા જ્ઞાની, સાચા યોગી સાચા ભક્ત, સાચા વિદ્વાન્ કે સાચા શ્રીમાન્ થઇ શકતા નથી અને આ પ્રમાણે મેળવવાયોગ્ય કઇ જ ન મળવાથી તમે નિરતર અતરમા તપ્ત અને અસતુષ્ટ રહો છો આ પ્રમાણે તમારૂ જીવન પૂરૂ થઇ જાય છે

તમારે શાની જરૂર છે શુ જોઇએ છે તેનો પ્રથમ સ્પષ્ટ નિર્ણય કરો. આમ દશે દિશામાં વલખાં ન મારો જે તે એક સિદ્ધ કરો અને એક પછી એક સિદ્ધ કરતા

જશો તો તમે ઘણું સિદ્ધ કરી શકશો એક સામટુ ધણું મેળવતાં સિદ્ધ કરવા જતા તમે કશુ જ નહિ મેળવી શકો અને તેના પ્રત્યક્ષ પુરાવા તરીકે તમારૂ જીવન વિદ્યમાન છે

મે તો તમારા અને શ્રીમાનની સ્થિતિના બન્ને પ્રકારના મનુષ્યોને જોયા છે અને તે ઉપરથી હુ તમને કહુ છુ, કે આત્મવિશ્વાસની જેટલી અનુકૂળતા તમારી સ્થિતિના મનુષ્યોને છે તેટલી બીજાને નથી મે આજે એક પત્ર ધનસુખલાલ ઉપર પણ લખ્યો છે, તેની એક પ્રત આ સાથે તમને જોવા માટે હુ મોકલુ છુ તે તમે વાંચશો ત્યારે તમારી ખાત્રી થશે, કે જે સ્થિતિને તમે ઇચ્છો છો તે સ્થિતિ તમારૂ ધ્યેય છે તે સ્થિતિને પ્રાપ્ત મનુષ્યો કઈ જ સુખી વર્તતા નથી તમે જેમ મને એક પક્ષે દયાપાત્ર જણાઓ છો તેમ તે તમારા કરતા પણ બીજે પક્ષે મને વધારે દયાપાત્ર જણાય છે તમે ધારો છો તે પ્રમાણે તે સ્થિતિ તમારી ઉન્નતિની જનક થનાર નથી પણ ઉલટી અનેક રીતે પ્રતિબંધક થવાનો સંભવ છે તમારી આ સ્થિતિમા જ તમે ધારો તો તમારા આત્મવિશ્વાસ તમે વધારી શકો તેમ છે પરતુ તે પ્રમાણે નહિ કરતા તમારા જેવા મનુષ્યો ધનસુખલાલ જેવી સ્થિતિને પ્રાપ્ત કરે છે અને જીવનને ખરાબ કરે છે હા, જગતની દૃષ્ટિએ તે મોટા ગણાય છે ખરા પણ તેથી શું ? તેથી કઈ આપણો આત્મવિશ્વાસ થઈ જતો નથી અને આપણે સુખી થઈ જતા નથી વાસ્તવ સુખ એ કોઈ જૂદી વસ્તુ છે અને તેના નિર્ધન અને શ્રીમાન બને દૂર રહે છે તમે ધારો છો કે શ્રીમાન થવાથી તે સુખ તમને મળશે પણ તે ભ્રમ છે ઝાંઝવાના જળની પાછળ દોડતા જેમ તે હસ્તગત થતુ નથી અને તૃષા છીપતી નથી તેમ આ સ્થિતિની પાછળ દોડતા જીવન પૂરૂ થઈ જાય છે, અને આતર તૃપ્તિનો અનુભવ થતો નથી.

જો તમને આવડે તો તમારી વર્તમાન સ્થિતિમા તમે ઘણા સુખી થઈ શકો તેમ છે અને તમારો ઘણો આત્મવિશ્વાસ કરી શકો તેમ છે પણ તે પ્રતિ બિલકુલ લક્ષ નહિ કરતા તમે મહા દુખી છો તેમ માનો છો અને કરવાજેવુ કઈ જ કરતા નથી એ સામાન્ય આશ્ચર્યપ્રદ નથી ! મારા અનુભવપ્રમાણે તમે તમારી વર્તમાન સ્થિતિમા જે પ્રાપ્ત કરી શકો તેમ છે, અને તમે જે આત્મવિશ્વાસને કરી શકો તેમ છે તે તમે જે સ્થિતિને ઇચ્છો છો તેમા તમારાથી થઈ શકે તેમ નથી એ હજારો મનુષ્યોના અનુભવની વાત છે તમે પૂર્વના સમયમાં દૃષ્ટિ કરીને જોશો તો જણાશે કે તે સમયે ઋષિમુનિઓ તમારા જેવી સ્થિતિને જ પસંદ કરતા હતા કારણ તે જાણતા હતા, કે વિશ્વજન્ય ઉપાધિથી રહિત સ્થિતિમા જ કરવા જેવુ થઈ શકે તેમ છે અને તમારા જેવા આજે આ સ્થિતિથી અસતોષ સેવી દુખી થાય છે, તો તે કેટલુ યોગ્ય છે તેનો વિચાર તમે જ કરી જોજો અધિક તમને હુ લખતો નથી કારણ કે તમે બુદ્ધિમાન છો જેથી આટલા ઉપરથી તમે સહજ માર્ગ કહેવાના ભાવને સમજી શકશો અતમાં એ જ કહુ કે તમે ભાન પ્રાપ્ત કરવાનો જ વિચાર કરજો, અને તેને કોઈ પણ પ્રકારનો અસતોષ ન સેવતા કરજો અને તમે યોગ્ય સમયમા શિખરની સ્થિતિએ પધારશો આજે આ પત્રમા મે જે કઈ લખ્યુ છે તે તમારા હિતને લેઈને જ લખ્યુ છે આ તેમા કઈ અનુચિત લખાયુ હોય તો તેની ક્ષમાપૂર્વક ઉપેક્ષા કરી લેજો એ જ

લિ શુભેચ્છક
હંસદેવના આશીર્વાદ

---

તથા તમારી પાસે પૈસો હોવાને લીધે તમે ભોગ, છો પણ તે આ પ્રમાણેનો નિશ્ચય વસ્તુસ્થિતિની અજ્ઞાનને લઈને જ કરે છે જો તમારા જીવનને આ લોકો યથાર્થ રીતે જાણે તો તે કદી પણ તમારા જેવી સ્થિતિને ન ઇચ્છે અને કદી પણ તમને મોટા ગણી તમારી સ્પૃહા ન કરે

વસ્તુવિચારે તો તમારા જેવા શ્રીમાન્ અને નિર્ધન બંને અને તો દરિદ્રી જણાશો. તમે ભલે તમને પોતાને શ્રીમાન્ ગણતા હો પણ વસ્તુત તમે તમારી પાસે લાખો અને કરોડો રૂપિયા હોવા છતાં પણ નિર્ધન જ છો તથા પ્રથમ તો 'भवतु स तु दरिद्रो यस्य तृष्णा विशाला—તે દરિદ્ર છે કે જેની તૃષ્ણા વિશાળ છે— એ કથનપ્રમાણે તમારા લોકોની આશા તૃષ્ણાનો અંત ન હોવાથી તમે લોકો દરિદ્ર છો, કારણ કે પ્રાપ્ત લક્ષ્મીનું સુખ તમે તમારી વિશાલ આશા તૃષ્ણાને લીધે લેઈ શકતા નથી અને અપ્રાપ્તનું સુખ તો તમને ક્યાંથી જ મળે ? તમારી સર્વ આશા તૃષ્ણાઓનો અંત જ આવતો નથી, અને આ પ્રમાણે તમારૂં જીવન પૂરૂં થઈ રહે છે તમને સોને હજાર મળે છે તો દશ હજારની દશ હજાર મળે છે તો લાખની અને લાખ મળે છે તો કરોડની આશા ધરીને તદર્થે યત્ન કર્યા જ કરો છો અને તમારૂં જીવન પૂરૂં કરો છો માત્ર પૈસા મેળવવા એ જ તમારો ઉદ્દેશ હોય છે, પણ તે શાને માટે તેનો તો તમને લેશ પણ વિચાર જ હોતો નથી જેમ મધમાખી નિરંતર પરિશ્રમ કરીને મધને એકઠું કર્યા કરે છે અને તે મધના ભોક્તા જેમ બીજા થાય છે તેમ તેમ પણ તેમની પેઠે મધરૂપ લક્ષ્મીને એકત્ર કર્યા કરો છો, પણ તેનો ઉપભોગ તમે લોકો લઈ શકતા નથી પણ તે બીજાને માટે જ હોય છે તો તમે તે શું આ મધમાખી જેવા નથી ? તમે તમને પોતાને બહુ બુદ્ધિમાન્ ગણો છો, પણ ખરી રીતે તો તમે આ તુચ્છ મધમાખી જેવા જ છો અરેરે ! તમે લોકો તમારી સંપત્તિ શાને માટે એકત્ર કરો છો તેનો પણ કદી તમે વિચાર કરતા નથી

લક્ષ્મીની દાન, ભોગ અને નાશ એ ત્રણ ગતિ શાસ્ત્રમાં કહી છે તેમાં દાન એ સર્વોત્તમ છે કારણ કે એક તો દાનવડે લક્ષ્મીનો યથાર્થ સંચય થાય છે દાનમાં આપેલી લક્ષ્મી કર્મના નિયમપ્રમાણે દાતાને પાછી મળે છે તથા તે ઉપરાંત દાનનું તેને ફળ છે તે જુદું. આ રીતે ઉત્તરોત્તર દાન એ દાતાને ઊર્ધ્વગતિ જ પ્રાપ્ત કરાવે છે બીજો ઉપયોગ ભોગ છે, ઉપભોગ છે જે દાન નહિ કરતા પોતાને માટે પણ વાપરે છે, તે પણ સારૂં જ કરે છે કારણ કે તેને ઉપભોગવડે પરિણામે વિરાગ પ્રકટે છે જે તત્ત્વ પરમ શ્રેય સાધે છે ઉપભોગ એ બીજો નંબરનો દાનનો ઉત્તમ ઉપયોગ છે જે લોકો નથી તો પોતાને માટે પ્રાપ્ત દ્રવ્યનો ઉપભોગ કરતા કે નથી તો દાન કરતા તેના કરતા પોતાને માટે ઉપયોગ કરનાર શ્રેષ્ઠ છે લક્ષ્મીની ત્રીજી ગતિ નાશ છે જે દાન અને ઉપભોગ બન્ને કરતા નથી તેમની લક્ષ્મીનો પરિણામે નાશ થાય છે આ નાશ બે પ્રકારનો સમજવાનો છે એક તો લક્ષ્મી સ્વભાવથી ચલ હોવાથી તે એની મેળે જ નાશ પામે છે અથવા તો તે રહે છે તો પણ ભોક્તાનો નાશ થાય છે તે મરણ પામે છે એટલે તે પણ નાશતુલ્ય જ છે તમારામાંથી મોટે ભાગે ઘણાના દ્રવ્યની તો નાશરૂપ ત્રીજી ગતિ જ થતી જોવામાં આવે છે

વળી તે છતા પણ ક્ષને નાશ થાય કે ભને તેનો ઉપભોગ થાય અને દાન ન થાય તા પણ જો લક્ષ્મીને ન્યાય નીતિને માર્ગે મેળવવામા આવે તા પણ તે અધિક અહિતકર થતી નથી ન્યાય નીતિના માર્ગે મેળવેલી લક્ષ્મીના નાશ વિન મે થાય છે, અને તે પરિણામમાં ઉપભોગ અને દાનની વૃત્તિને જાગ્રત્ કરતી જાય છે પણ મે જોયુ તો મને જણાયુ કે તમે લોકો ન્યાય નીતિને વિસારીને જ લક્ષ્મીના સચય કરતા જણાઓ છો. આ તમારુ અસત અહિત જ કરનાર છે ન્યાયનીતિના માર્ગે મેળવેલી લક્ષ્મી પણ મનુષ્યને પરમાર્થથી ભ્રષ્ટ રાખે છે ( કારણ કે તેનો તેવો સ્વભાવ છે ) તો અન્યાય અને અધર્મવડે મેળવેલી લક્ષ્મી તમને મહાઅનર્થકર થાય તેમાં શુ આશ્ચર્ય છે ? જેમ તે તમારુ અહિત કરે છે તેમ તમારી સ્ત્રી પુત્ર આદિ સબધીઓનુ પણ અહિત જ કરે છે તમે મા ા છો, કે હુ આ મારી લક્ષ્મી વડે મારી સ્ત્રી પુત્રાદિને સુખી કરીશ પણ તે સુખી થવાને બદલે દુખી અને પાપના ભાગી જ થાય છે. જેથી તમે તમારા અકલ્યાણની સાથે તેમનુ પણ અકલ્યાણ જ કરો છો. તમે માનો છો કે હુ મારાં સ્ત્રીપુત્રાદિને માટે લક્ષ્મી મૂકી જઇશ જેથી તે સુખી થશે, પણ તમે નિશ્ચય કરીને જાણો કે તે કદી સુખી થતા નથી અને તેમના નિમિત્તે તમે જે અધર્મ કે અન્યાયને આચરો છો તેનુ બધન તો તમને થાય છે જ અને તેનું ફળ તો તમારે ભોગવવુ જ પડે છે જેથી આ માર્ગે તમારો અર્થ સધાતો નથી એ સ્પષ્ટ છે. આપણા સ્ત્રીપુત્રાદિને સુખી કરવા વિચારવુ, એ આપણો ધર્મ છે પરતુ તેમને ન્યાયનીતિના માર્ગે જ સુખી કરવા વિચારવુ વટે છે અ ન્યાય અમે અનીતિના માર્ગે તો તે કદી સુખી થઇ શકતા નથી, પણ ઉલટાં દુખી થાય છે અને આપણે પણ પાપના ભાગી થઇ દુખી થઇએ છીએ

હવે વસ્તુવિચારે તમે લોકો શ્રીમાન્ છતા શામાટે નિર્ધન છો તે હુ તમને કહુ છુ. ગરીબ મનુષ્યો પોતાના દેવાની, અને પોતાની ગરીબાઇના વિચાર હમેશા કરે છે, અને તમે લોકો તમારા પૈસાના તમારા બગલાઓના, અને તમારા વ્યાપાર રોજગારના વિચાર કરો છો તમે બન્ને દરિદ્ર છો કારણ કે તમે બન્ને અનાત્મ વસ્તુનુ ચિતન કરનાર છો જે આત્માને છોડીને અનાત્મ વસ્તુનુ ચિતન કરે છે તે દરિદ્ર છે પછી તે ભિખારી હોય, મહાસપત્તિવાન્ હોય રાજા હોય કે ઇંદ્ર હોય આત્મવિચારવાન્ કે સ્વરૂપ વિચારવાન્ જ એક સાચા શ્રીમાન્ છે કારણ કે સવ વસ્તુઓ નાશવાન છે તમે તમને પોતાને શ્રીમાન્ માનો છો પણ અમારી દૃષ્ટિથી તમારા જેવા આત્મવિચારની સપત્તિરહિત નિર્ધન અને દરિદ્ર છો તો જે સપત્તિનો કદી નાશ થતો નથી, જે કેવળ સુખ અને ઊર્ધ્વગતિને આપનાર છે અને જે એક જ સાચી સપત્તિ ગણાય તેમ છે તેવી દૈવી સ્વરૂપસપત્તિને યોગ્ય જણાય તો મેળવવા વિચારજો જે મળવાથી આપણી આશાતૃષ્ણાઓનો અત આવે છે જેથી અનૂત અને પૂર્ણ તૃપ્તિ થાય છે, અને જેથી આ જગતમાં કૃતકૃત્યના લહાવ છે એવી સ્વરૂપસપત્તિને જ વિવેકીએ જ મ ધરીને પ્રાપ્ત કરવી વટે છે અને આ નરતનુને સાર્થક કરવુ ઘટે છે

( તમારે અને તમારા કુટુબને જેટલો આહાર નિર્વાહને માટે જોઇએ તથા જેટલુ દ્રવ્ય વસ્ત્રને માટે જોઈએ તથા વ્યવહારમાં જરૂરના પ્રસગે ખરચ કરવા જેટલુ દ્રવ્ય

જોઇએ તેટલું તમને મળે છે, છતાં તમે શા માટે જેનો તમારા જીવનમાં ઉપયોગ નથી તેવા અધિક અને નિરર્થક દ્રવ્યને માટે દોડાદોડ કર્યા કરો છો, તે મને તો સ્પષ્ટ થતું નથી કાલે સવારે ખાવાને શેર અનાજ પણ જેના ઘરમાં નથી એવા લાખો અને કરોડો મનુષ્યોનો નિર્વાહ આ જગતમાં જીવનપર્યંત વિશ્વંભર કરે છે, એ તમે આ જગતપ્રતિ દૃષ્ટિ કરીને જોશો તો જણાયાવિના નહિ જ રહે, તો તે વિશ્વંભર તમારો પણ નિર્વાહ કેમ નહિ કરે? શા માટે, તમને આટલું બધું તે દયાળુ ઈશ્વર આપે છે છતાં તેનામાં અશ્રદ્ધા કરીને વ્યર્થ જીવનને ખરાબ કરો છો? જો અશ્રદ્ધા કરવી ઘટે તો જેના ઘરમાં કાલે સવારે શેર અનાજ ખાવાનું નથી તેવા લોકોએ કરવી ઘટે છે પણ તે બિચારા સંતોષથી આખું જીવન પૂરું કરે છે, પણ તમને લોકોને આટલું આટલું મળવા છતાં તમને સંતોષ રહેતો નથી અને જેમ જેમ તમને વધારે મળે છે તેમ તેમ તમે લોકો ભૂતની પેરે અસંતોષથી પૈસાની પાછળ ભમો છો અને જરા પણ ઠરીને બેસતા નથી એ સામાન્ય આશ્ચર્ય છે શું? તમે આ પ્રકારનું જીવન ગાળતાં ગાળતાં મરણને શરણ થઇ રહો છો, અને પ્રાપ્ત સંપત્તિનો પણ શાંતિથી ઉપભોગ કરી શકતા નથી યોગ્ય જણાય તો આ સંબંધમાં સ્થિરચિત્ત વિચાર કરજો અને તમારા જીવનને કેવું કરવું તેનો નિર્ણય કરજો

તમે લોકો જાણે હજાર બે હજાર વર્ષ જીવવાના હો તેમ પ્રવૃત્તિ કરો છો જાણે તમને લોકોને મરણ તો આવવાનું જ નથી વા તે જ નહિ એ પ્રમાણે તમે પ્રવૃત્તિ સેવો છો પણ તમે એટલું પણ જોતા નથી, કે તમારી દૃષ્ટિ સંમુખ અનેક તમારા જેવા શ્રીમાન્ મનુષ્યો ચાલ્યા જાય છે તો તે ન્યાયે તમને પણ એક દિવસે યમરાજનું તેડું આવશે જ તો યોગ્ય જણાય તો આ સંબંધમાં પણ સાવધાન થઇને આપણું મુખ્ય કર્તવ્ય વિચારશો

બુદ્ધિમાન્ મનુષ્યે જે જે કંઇ કરવું ઘટે છે તે સર્વ આયુઃ મર્યાદાનો વિચાર કરીને જ કરવું ઘટે છે. વધારમાં વધારે આપણી આયુઃમર્યાદા આ કાળમાં કેટલી હોઇ શકે તેનો નિર્ણય કરીને પછી આપણે કેવા પ્રકારની પ્રવૃત્તિ કેટલો સમય કરવી તેનો નિશ્ચય પૂર્વથી જ કરવો ઘટે છે તેમાં પણ સર્વનું આયુષ્ય કંઇ સરખું હોતું નથી તેથી કંઇ ક્ષણે કાળ આવીને આપણો ગ્રાસ કરી જશે તેનો નિર્ણય ન હોવાથી બુદ્ધિમાને તો અસંત સાવધાન રહીને જેથી આ શરીર સાર્થક થાય તેના વ્યાપારને અપ્રમાદથી અને સાવધાનતાથી કર્તવ્ય છે

વળી વિવેકીએ આ જગતમાં જન્મીને ખાઇપીને વિષયભોગો ભોગવીને મરી જવું એટલું જ આપણું કર્તવ્ય છે કે તેથી વિશેષ કંઇ કર્તવ્ય છે તેનો પણ વિચાર કરવો ઘટે છે આ મનુષ્ય શરીર એ એક વિલક્ષણ શરીર છે અને તેના વડે અસાધારણ કાર્યો થઇ શકે છે, અને અસાધારણ દૈવીસંપત્તિઓ મળવી સંભવ છે માત્ર થોડી લૌકિક સંપત્તિ મેળવવી એટલાથી જ તેની કૃતકૃત્યતા થતી નથી. આ લોકની મોટામાં મોટી લૌકિક સંપત્તિ એ દૈવી સંપત્તિની એક કણિકાઆગળ તુચ્છમાત્ર છે પણ આ દૈવી સંપત્તિપ્રતિ આપણી દૃષ્ટિ ન હોવાથી આપણને તેનું ભાન નથી તમે તમારા મનમાં તમને બીજું કંઇ વિશેષ ભાન ન હોવાથી એમ માનો છો કે આપણે લાખ બે લાખ કે તેથી થોડા વધારે રૂપીયા મેળવ્યા એટલે આ જગતમાં ઘણું મોટું કામ કર્યું અને આ જગતના મહાન્ સ્થિતિ

મેળવી પણ તમારી આ સ્થિતિ અત્યંત ક્ષુદ્ર છે જુઓ એ તમારો પોતાનો જ અનુભવ જ છે, કે તમે માદા પડો છો ત્યારે આ તમારી સંપત્તિ જરા પણ કામમાં આવતી નથી અર્થાત્ તે તમારું દુઃખ ટાળતી નથી વળી તે જ પ્રમાણે તમને તે મરણથી પણ ઉગારી શકતી નથી તેમ જ તમારા વિવિધ આતર ક્લેશોની પણ તે નિવૃત્તિ કરતી નથી તે તમો ઉચા આધ્યાત્મિક સુખને નથી આપતી એની તો તમને કલ્પનાસરખી પણ તેવી ધરતી નથી, કારણ કે આધ્યાત્મિક સુખ કેવુ હોય છે તેનો તો તમને સ્વલ્પ અંશમા પણ અનુભવ નથી. તમે તો કૂપમડુક જેવા તમારા અસત ક્ષુદ્ર સુખને જ મહાન્ માનો છો, અને તેમાં જ જીવન પૂરૂ કરો છો

બીજુ તમારા લોકોના ઘરની વ્યવસ્થા જ્યારે મે જોઇ ત્યારે તો મને સામા ય ખેદ તથા આશ્ચર્ય ન થયુ ! તમારા ઘરમા વસ્તુવ્યવસ્થા માગે જ નહિ તમારાં કિમતી વસ્ત્રો પણ ગમે તેમ અથડાતાં મે જોયાં, ખાવાપીવાના ફળાદિક મૂલ્યવાન્ પદાર્થો પણ મે તમારા ઘરમા અવ્યવસ્થાથી રખાતા જોયા ખરેખર ! તમે લોકો તમને પમા મળે છે તેનો દુરુપયોગ જ કરો છો તમને યથેચ્છ પૈસા મળતા હોવાથી પ્રાપ્ત પદાર્થોનુ ઉત્તમ પ્રકારે સરક્ષણ કરવુ તથા પૈસાનો સદુપયોગ કરવો અને એક પૈસો પણ નકામો ન બગાડવો એના તો તમને લોકોને વિચાર જ જણાતો નથી ! હુ એમ નથી કહેતો, કે તમારે કૃપણ થવુ અને ખરચ ન કરવુ, પણ મારૂ કહેવુ એ છે કે તમને લોકોને પૈસાની કિમત જ નથી જો તમને પૈસાનો સદુપયોગ કરતા આવડે તો તમે જાતે વધારે સુખી થાઓ તમારા સ્ત્રીપુત્રાદિકને વધારે સુખી કરો, અને તમારી તથા તેમની ઉન્નતિ સાધો તથા તમારા દેશના બીજા બધુઓને પણ સુખી કરી શકો મનુષ્યે એટલો પૈસો કમાઈ જાણવાનો નથી, પણ તેનો સદુપયોગ પણ કરી જાણવાનો છે અથવા તેને ખર્ચી પણ જાણવાનો છે, પણ આ સબધનો તમને લોકોને વિચાર નહિ હોવાથી તથા તમે તે સબધનાં વિચાર નહિ કરતા હોવાથી જ તમારા પૈસાની તમારી પાછળ દુર્ગતિ થાય છે, અને લાખો રૂપીયા તમે પાછળ મૂકી જાઓ છો છતાં તમારી પ્રજા સુખી થતી નથી અને તેનો દુર્વ્યય કરે છે કારણ કે તમે પૈસાનો સદુપયોગ કેમ કરવો તે તમને કદી શીખવ્યુ નથી પરમેશ્વરે કૃપા કરી આપેલા પદાર્થો અથવા સપત્તિનો તમે લોકો કેવળ દુરુપયોગ જ કરો છો આપણને સપત્તિ મળી એ લે તેનો ગમે તેમ આપણે દુરુપયોગ કરવાનો નથી પણ તેનો બુદ્ધિપૂર્વક સદુપયોગ કરવાની જવાબદારી આપણે શિરે રહેલી છે અને આ પ્રમાણે તમે લોકો કરતા નથી તેથી જ તમારી પ્રજા સારી નીકળતી નથી તથા તમારા પૈસાનો દુરુપયોગ કરે છે મોટે ભાગે પૈસાદારોની પ્રજા મૂર્ખ અને અવિચારી નીકળતી જોવામાં આવે છે તેમાં આ જ કારણ છે, જેટલા પદાર્થોનો તમારા ઘરમા દુરુપયોગ થાય છે તેવડે તો હજારો દરિદ્રી મનુષ્યોનુ પોષણ થઇ શકે પણ તમને નથી તો પોતાને માટે કે નથી તો બીજાને માટે તમારી સપત્તિનો સદુપયોગ કરતાં આવડતો

વળી તમે કીર્તિની આશાથી ગમે તે માર્ગે પૈસો મેળવીને દાન કરો છો, પણ તે પણ અનુચિત જ છે આના કરતા તો દાન ન કરવુ એ સારૂ છે વળી તમારા તરફથી તમે જેને આપો છો તેનુ પણ અહિત કરો છો તેથી જગતમા કીર્તિની આશાથી આ પ્રમાણે ગમે તે માર્ગે પૈસો મેળવી દાન કરીને મોટા કહેવરાવવુ એ પણ ખોટુ જ છે

એક પૈસો મેળવવાઆગળ બીજું કંઈ જ તમારે મેળવવાજેવું નથી, એમ તમે માનો છો પણ એ વિચાર તમને નથી આવતો, કે પૈસો તમારા સર્વ પ્રકારના દુઃખને હરી શકે તેમ નથી શું પૈસો તમારા સ્ત્રીપુત્રાદિને મરણપથારીઉપરથી ઉગારી શકે તેમ છે? શું તે તમારા સ્ત્રીપુત્રાદિના રોગને હરી શકે તેમ છે, કે તે રોગને ઉત્પન્ન ન થવા દે તેમ છે? શું તે તમારા મનના આધિને હરીને તમને મનની શાંતિ આપી શકે તેમ છે? શું તે તમને પરમેશ્વરને મેળવી આપી શકે તેમ છે? શું તે તમારા અંતરમાં રહેલા અજ્ઞાનને દૂર કરીને જ્ઞાનપ્રકાશ પ્રકટાવી શકે તેમ છે? અને આ સર્વ જો તે નથી આપી શકે તેમ તો પછી તેને એકલાને જ શામાટે સંગ્રહ સંગ્રહ કરો છો? આરોગ્ય, આયુષ્, નિર્ભયતા, નિશ્ચિંતપણું, મનની શાંતિ, તૃપ્તિ, ક્લેશરહિતપણું, કામ ક્રોધાદિ વિકારોનો જય જ્ઞાનપ્રકાશ એ વગેરે જે વસ્તુતઃ પ્રાપ્તવ્ય છે અને જે યથાર્થ સુખશાંતિને આપનાર છે તેને જ પ્રાપ્ત કરવા આ દુર્લભ માનવ તનુમાં વિચારો. આ સંપત્તિઆગળ તમારી સંપત્તિની કંઈ જ ગણના નથી

વળી તમારાં છોકરાં છોકરાં કેવા પ્રકારનું જીવન ગાળે છે તે જોવાનો પણ પૈસા કમાવાઆગળ તમને અવકાશ નથી? તેમ જ તમારે શાંતિથી કંઈ વાંચવું હોય કોઈ પવિત્ર એકાંત સ્થાનમાં શાંતિથી જઈને રહેવું હોય તો ત્યાં જઈને રહેવાનો તથા ઈશ્વરની શાંત ચિત્ત ભક્તિ કરવાનો પણ તમને અવકાશ નથી? તમે વારંવાર કહો છો કે અમને આવાં કામ કરવાનો અવકાશ નથી જેનો તમારા જીવનમાં કંઈ જ ઉપયોગ નથી એવા વધારાના નિરર્થક પૈસાને મેળવવાનો તમને અવકાશ છે પણ આ કર્તવ્યો કરવાનો, તમને અવકાશ નથી, એ તમારી મહામૂર્ખતા નથી તો બીજું શું છે?

એક વિજ્ઞાનશાસ્ત્રી કહે છે કે કૃપણ મનુષ્યને ઉપયોગ નહિ કરતાં માત્ર પૈસો એકઠો કરવાનું મન થાય છે, તેનું કારણ એ છે કે તેના મગજના પરમાણુઓનો એ પ્રકારનો સ્વભાવ બંધાઇ ગએલો હોય છે. તે જ્યારે પૈસો એકઠો કરે છે ત્યારે જ તેને ઠીક લાગે છે શાને માટે, તેનો તેને વિચાર હોતો નથી તે જ પ્રમાણે તમારા મગજના અણુઓનો પણ એવો સ્વભાવ બંધાઇ ગયો છે કે તમને લોકોને માત્ર દ્રવ્યની પાછળ દોડ દોડ કરવું ગમે છે પૈસા કમાવાની એક પછી એક નવી નવી યોજનાઓ તમે કાઢ્યા જ કરો છો, અને તેમાં જ તમે રચ્યાપચ્યા રહો છો. આ જ તમારું સુખ! આથી પર તમારી દૃષ્ટિ જ નથી તેમાંથી કહેવું યોગ્ય જણાતું હોય તો આ સંબંધમાં શાંત વૃત્તિથી વિચાર કરજો અને આ પ્રકારના તમારા જીવનથી પર દૃષ્ટિ કરજો

તમને નિર્ધન લોકો મોટા ગણે છે, પરંતુ તમે પોતે સારી રીતે જાણો છો, કે તમે અનેક વાતે દુઃખી છો તમારા આંતર ક્લેશો અનેક હોય છે અને તમે તેનો નિત્ય અનુભવ કરતા હો છો. તથા તે વડે તપ્ત રહેતા હો છો. અને એ પણ તમે જાણો છો કે આ તમારા ક્લેશો આ તમારી સંપત્તિવડે શમતા નથી. તો જે ઉપાયોવડે આ તમારા આંતર ક્લેશો શમે અને તમે યથાર્થ સુખશાંતિ, તૃપ્તિ, નિવૃત્તિ, વગેરેનો અનુભવ કરો તે ઉપાયોને જાણીને તેનું અનુષ્ઠાન કરશો

લોકો ગતાનુગતિક છે એક પેસો ળ યો એટલે બીજાએ મેળવ્યો, અને બીજાએ મેળવ્યો એટલે ત્રીજાએ આ પ્રમાણે એકની પાછળ એક દોડયા જ કરે છે, પણ શાને માટે આ દોડ થાય છે તેનો તો કોઈ કરીને વિચાર જ કરતુ નથી યોગ્ય જણાય તો તમે ગતાનુગતિક ન થતા તમારા પોતાના વાસ્તવ કલ્યાણ અને વાસ્તવ ઉન્નતિસંબધમા વિચાર કરશો અને વાસ્તવ સુખને પ્રાપ્ત કરવા વિચારશો

અનુભવી મહાપુરુષો કહે છે કે આ જગત્ મિથ્યા છે, મૃગજળસમાન દેખવામાત્ર છે અને આપણને તે સત્ય જણાતુ હોય પણ આપણો અનુભવ અજ્ઞાનજન્ય હોવાથી તે અયથાર્થ છે, અને એક મહાપુરુષોનો જ અનુભવ સત્ય છે તેથી જેનાથી આપણી સુખની તૃષા છીપે તેમ નથી એવો મિથ્યા પ્રતીત થતા મૃગજળરૂપ આ દૃશ્ય પદાર્થપાછળ ધાવન કરવાથી કયો અર્થ સધાય તેમ છે ? તેથી આપણે બને તેટલા સત્વર સાવધાન થઈને આ મૃગજળરૂપ પ્રતીત થતા આ મિથ્યા દૃશ્યના અધિષ્ઠાનરૂપ સત્ય વસ્તુને શોધવાનો અને તેને જાણીને કૃતકૃત્ય થવાનો પ્રયત્ન કર્તવ્ય છે

મારો તમને આટલુ લાબુ લખવાનો વિચાર ન હતો પરતુ સહજ સ્વભાવે ઇચ્છાથી જ તમને આટલો લાબો પત્ર લખાઈ ગયો છે, તો તેમા તમારુ સદ્ભાગ્ય સમજીને પ્રેરક પરમાત્માનો ઉપકાર માનજો. ઇચ્છુ હુ ધારુ તો તમને ઘણુ ઘણુ લખી શકુ તેમ છે, પરતુ વૃત્તિને તે પ્રકારનો વેગ આપવાનુ હવે અનુચિત જણાતુ હોવાથી મારી બે વાર્તા આ પત્રના અતમા જણાવીને આ પત્ર પૂરુ કરીશ

તેમાની પ્રથમ વાર્તા એ છે કે હુ જ્યારે વિચાર કરુ છુ ત્યારે મને દુ:ખનુ માહાત્મ્ય ઘણુ જણાય છે ઇશ્વરે દુ:ખજેવી વસ્તુને જગત્મા ઉત્પન્ન કરીને જીવોઉપર ઓછો ઉપકાર કર્યો નથી જો દયાળુ ઇશ્વરે દુ:ખને ન ઉત્પન્ન કર્યું હોત તો ખરેખર! જીવોની ઊર્ધ્વગતિને અવકાશ ન રહેત. વિચારાધ ધનાધ, નાસ્તિક પ્રમાદી, અને અસાવધ મનુષ્યોનો ઉદ્ધાર દુ:ખથી જ થઇ શકે તેમ છે તેમના ઉદ્ધારનો દુ:ખવિના અન્ય માર્ગ મને તો જણાતો નથી. તો તમારા લોકોને જ્યારે હુ પ્રમાદી, નાસ્તિક ધનાધ અને વિચારાધ જોઉ છુ, ત્યારે હુ એ નિર્ણયઉપર આવુ છુ કે તમને દુ:ખની જ જરૂર છે, દુ:ખવિના ગમે તેટલો બોધ તમને કરવામાં આવે તો પણ તેનો કઇ અર્થ નથી તમે કોઇનો બોધ સાભળો તેમ નથી, કારણ તમારે તેની જરૂર નથી પણ જ્યારે તમને દુ:ખ આવશે ત્યારે આપોઆપ તમને વિવેકનેત્ર પ્રાપ્ત થશે, અને ત્યારે જ તમારી યોગ્યતા કેટલી છે તેનુ તમને ભાન થશે આ ઉપરથી તમારે એમ નથી સમજવાનુ કે તમને દુ:ખ આવે એવી મારી ઇચ્છા છે

સર્વ ભૂતપ્રાણીવિષે આત્મબુદ્ધિ કરનારા સાધુ પુરુષો કદી પણ બીજાને કોઇપણ પ્રકારે દુ:ખ થાય એમ ઇચ્છતા નથી પણ જે સત્ય વાર્તા છે જે આ પ્રકૃતિનો સત્ય નિયમ છે તે જ મે માત્ર અત્ર જણાવ્યો છે, કે તમારા જેવા લોકોને માટે ઇશ્વરના દુ:ખરૂપ અનુગ્રહની જ જરૂર છે અને જ્યા સુધી તેનો તમને અનુભવ નથી ત્યાસુધી તમારી વર્તમાન સ્થિતિથી તમે લોકો ઉચે ચડો એવો સભવ નથી.

બીજી વાત એ છે કે આ જગતમાં દુઃખમાત્રને દૂર કરવાનો અને સુખમાત્રને વરવાનો એક જ સર્વોત્કૃષ્ટ ઉપાય છે તે ઉપાય તે ઈશ્વરનું શરણુ અને તેમની ભક્તિ છે આ જગત્ પરમાત્માની ઇચ્છાથી ઉત્પન્ન થાય છે તેમની સત્તાથી તે ટકે છે અને તેમની જ સત્તાથી યોગ્ય કાળે લયને પામે છે, તેવા આ જગતના સર્વાધાર પરમાત્માનું શરણુ અને તેમની ભક્તિ એ જ આ વિશ્વમાં સુખનો અમોઘ ઉપાય છે તો મારા વચનમાં શ્રદ્ધા હોય તો તે ઉપાયનો આ જન્મમાં આશ્રય લેશો અને કૃતકૃત્ય થઈ રહેશો પરમાત્મા સર્વનું કલ્યાણ કરો +

તત્કાલ એ જ લિ. હુસેનના સપ્રેમ આશીર્વાદ

---

કોણ જીવે છે ? કોઈ કહેશે કે ખાય છે પીએ છે, હરે છે ફરે છે બોલે છે ચાલે છે તે જીવે છે પણ, ના એમ નથી ખાનાર પીનાર, બોલનાર ફરનાર અને ચાલનાર જીવતો ગણાતો નથી ગાડીઘોડામાં ફરનાર માન સ્વાર આગળ અને પાછ પાછળ હોય ને બહાર નીકળનાર, ખાસ પ્રીતિની જોડે બેસી જમનાર તથા નબાબો ગજાવનારને જ ભલે તમે જીવતા ગણતા હો પરંતુ તે વાસ્તવિક રીતે જીવતા ગણાતા નથી

કોઈ કહેશે કે, જે હાલચાલ કરી શકતો હોય—જેમાં સભી રણુ થતુ હોય—વૃદ્ધિ થતી હોય—જે પોતાની જાતના પ્રાણી ઉત્પન્ન કરી શકતો હોય—જે મલોત્સર્ગ કરી શરીરમાંનાં વિષ દૂર કરતો હોય—તે તો જરૂર જીવતો છે આની તો તમારાથી ના નહિ જ કહેવાય કારણ જીવનની આ વ્યાખ્યા તો મોટા મોટા વિજ્ઞાનશાસ્ત્રીઓ આપે છે અને વિજ્ઞાનશાસ્ત્રીઓ સજીવ ની એવી વ્યાખ્યા કરે પણ તે આ સ્થળે માન્ય નથી આ બધાં લક્ષણો પૂરાં પાડતા હોય છતાં તે મુડદાની માફક નિર્જીવ વા મૃત જ ગણાય છે અમે તો મનુષ્ય સો વર્ષ જીવે પરંતુ તેનામાં જો એક વસ્તુ ન હોય તો તે ક્યારનોએ મરી ગયો છે એમ સમજવું જીવનની નિશાની વૃદ્ધિ અને પ્રગતિ છે જે દિવસથી હરકોઈ માણસ નવા વિચારો ગ્રહણ કરતો બંધ પડ્યો અગર ગ્રહણ કરી આચારમાં મૂકતો અટક્યો અથવા આગળ વધવામાં પાછો હટ્યો કે વચમાં પડ્યો કે તે ક્યારનોએ મુએલો છે એમ સમજવું એવી રીતે જગતમાં હજારો મનુષ્યો જીવતામુવા છે દરેક જણે યાદ રાખવું કે પોતાની બાબતમાં આમ ન બને. જીવનની છેલ્લી ઘડીસુધી આગળ વધવાનો પ્રયત્ન કરવો જોઈએ. સદા સર્વદા આગળ વધો

અંગ્રેજ કવિ શીલરના શબ્દોમાં કહીએ તો —

'Never let the lamp of genius be outlived by lamp of life'

જ્ઞાન—બુદ્ધિરૂપી દીપક બુઝાતા પહેલા જીવનદીપક હોલવાય એવી કાળજી રાખો અથવા જીવનદીપ હોલવાના પહેલા બુદ્ધિપ્રદીપ ન હોલવાય તેની કાળજી રાખો

વળી

---

+ હુસેન એવી કોઈ વ્યક્તિ નથી અથવા હશે તો તેની સાથે આ લેખનો કોઈ સંબંધ નથી આ એક ફારસીના લેખનો અનુવાદ નથી પણ તેની વ્યક્તિ કલ્પીને આ લેખ લખ્યો છે તો તેમાં જણાવેલા વિચારોમાંથી વિવેક વાચકો સાર ગ્રહણ કરી પોતાનું હિત સાધશે એમ વિનતી છે

તંત્રી

" It is not growing like a tree
That makes man better be "

અર્થાત્ ઝાડની માફક માત્ર વધ્યાથી માણસ બનાતુ નથી

सजातो येन जातेन याति वश समुन्नतिम् = કે તે જ જીવે છે, જેનાથી પોતાની જાતિ ( આખી સમાજ ) ની સર્વતોમુખ ઉન્નતિ થાય છે આ કાર્ય કાઇ મુડદાંના ઢગલાથી બનતુ નથી એ બનાવનાર નરો તો જુદા જ એવા નરરત્નોનુ એક લક્ષણ ઉપર બતાવ્યુ છે એ પુન પુન યાદ કરો –

" વૃદ્ધિ અને પ્રગતિ એ જ જીવનની નિશાની છે "

---

બાલકોને સર્વ કામ–ગમે તેવુ હલકુ, સ્થૂલ દૃષ્ટિએ હલકુ લાગતુ કામ પણ પવિત્ર અને કાર્ય છે આ વાક્યનો હેતુ પાર પાડવા માટે સર્વ કોઈ નાના મોટા ગામો જેવા વાળવાનુ પાણી છાંટવાનુ ખોદવાનુ વિગેરે વિગેરે પ્રસગવશાત્ ઉત્પન્ન થાય તે ઉમ્મરનો, ગમે તેવી સામાજીક સ્થિતિનો બાળક યુવાન કરે છે જ્યારે જરૂર જણાય ત્યારે અને વખત ઇત્યાદિ બાબતોનો વાંધો ન આવતો હોય તો ગમે તે સ્થાને પણ એ એ સિદ્ધાંત લગાવો જોઇએ આ ન લાગે ત્યારે જાણવુ કે આપણુ મન એક વ્યામોહને વશ છે આપણામા કહેવત છે કે આમ કરવામાં શી લાજ ? આ કાઇ છીનાળી નથી કયા કામમા શરમ ? જે કામ પાછળ રહેલો હેતુ અસત્ય, અન્યાય અનીતિના પાયાપર છે તે કામ જ ખરેખર શરમભરેલું છે

મહાન્ થવુ અને હોવુ એ જરૂરનુ છે બીજા આપણને માત્ર મોટા ગણે બોલવુ એ મોહ છે એમ છતાયે દિન પ્રતિદિન વધારે અને વધારે માણસો હિસાબમા આવતા જઇએ છીએ, એ જોતા રહેવુ એ પણ આપણી સામાજીક ઉપયોગિતા વધારીએ છીએ કે નહિ, તેનુ સરવૈયુ કાઢવામાં જરૂરનુ છે, જો પ્રેમ સમભાવ, લાગણી સેવા વગેરે દેખાડવાના હોય તો તે ખરાં જ છે એની ખરી ચોકસી કરવી

× × × × × ×

મનમાં અરોધ્ય (ન અટકાવી શકાય તેવા) વેગથી એ વાત આવે છે કે લોક ટોળે મળે અને ત્યા આગળ સહગ્ર થતુ વાચન એક જણ કરે અને બીજા બધા સાભળે આવા વાચન વાંચન શ્રવણવર્ગો–મડળીઓ સર્વત્ર ઉભી થવી જોઇએ એ વિના આપણુ કલ્યાણ નથી આવી મડળીઓ ઠેરઠેર ઉભી થવી જોઇએ આમાની એકાદ મડળીમ દરેક જણે જોડાવુ જોઇએ ગમે તે ધધો કરતા હોય ગમે તે વર્ણના કે ધર્મના હોય, ગમે તો પુરુષ હોય પણ તેણે વાચક કે શ્રોતાનુ સ્થાન લેવુજ જોઇએ, એવો આગ્રહ રહે છે

તમે સ્ત્રી હો તો સ્ત્રીઓને, પુરુષ હો તો બન્નેનેતમારા લત્તા કે મહોલ્લા કે ગામના માણસોને ભેગા કરો, અને અનુકૂલ સમયે દરરોજ સદ્ગ્રંથનુ વાચન શરૂ કરો ઘેર ઘેર જાઓ અને દરેકને વાચનમંડળીમા આવવા ખૂબ આગ્રહ કરો સહૃદયી સજ્જનો તો આ પ્રમાણે કર્યા વિના નહી જ રહે નિત્ય પોતે તો ( કુટુંબીસહિત ) આ પ્રમાણે કરવુ જ અને એ તો અશક્ય જ છે જે બીજો એકે સાંભળનાર ન મળે ! નિશ્ચયથી આને માટે પ્રયત્ન કરો અટકો નહિ. સર્વ બળથી પ્રયત્ન કરો નિરાશ ન થાઓ પ્રભુ જરૂર સહાય કરશે

× × × × × × ×

કેટલાક પ્રબળ વિચારો મનુષ્યના મનમા વાસ કરી તેના જીવનપર જ્યારે સપૂર્ણ કાબુ મેળવે છે ત્યારે તે જીવન ઘણુ અસરકારક નીવડે છે દુનિયામાં મહાન્ શોધખોળો વિચારોને લીધે જ થાય છે મનુષ્યની ઉન્નતિ વખતોવખત મનમા આવતા સદ્વિચારો અને ભાવોને અમલમાં મૂકવાથી જ થાય છે તેમને પ્રત્યક્ષ કરવાની એક પણ તક જવા દેવી એ આત્મોન્નતિના વૃક્ષપર કુહાડીનો ઘા કરવા બરોબર છે આ એક પરમ સત્ય છે

× × × × × × ×




પ્રયત્ન કરો ઉત્તમ પ્રયત્ન કરો, અને ફળનું દર્શન કરો ત્યારે જ વિરમો. તમે પૂછશો કે કેટલો પ્રયત્ન કરીએ ? હું કહું છું, કે જેવડે આપણે ફળનું દર્શન કરીએ તેટલો પ્રયત્ન કરવો. પ્રયત્નની પૂર્ણતા ત્યારે જ સમજવી. જે પ્રયત્નના પરિણામમાં આપણને ફળનાં દર્શન થતાં નથી તેને પ્રયત્ન કોણ કહે ? તે પ્રયત્ન તે પ્રયત્ન નથી.

મેં તમારા જીવનનું યથાર્થરીતે અવલોકન કર્યું છે અને મને જણાયું છે તે હું તમને લખું છું. હું સત્ય લખું છું તે ઉપરથી તમારે અપ્રસન્ન થવાનું પ્રયોજન નથી. તમારા જેવા અનેક મનુષ્યો આ વિશ્વમાં છે. કોઇ પણ નિકૃષ્ટ સ્થિતિને પ્રાપ્ત થઇને કોઇએ શરમાવાનું નથી; પણ શરમાવાનું તેને છે, કે જે તે સ્થિતિથી ઉંચે ચડવાને યત્નશીલ નથી અને ઉંચે ચડતો નથી.

તમને પોતાને તમારા અંતઃકરણની સ્થિતિ બરાબર જ્ઞાત હોય, એમ મને જણાતું નથી. તમે તમારા અંતઃકરણને યથાર્થરીતે જાણ્યું હોય એમ મને જણાતું નથી. તમે તમારા અંતઃકરણના અને તેમાંથી ઉઠતી વૃત્તિઓના દ્રષ્ટા થયા હો એમ મેં જોયું નહિ. તમારા અંતઃકરણની કેવી સ્થિતિ છે તે હું તમને પછી જણાવીશ પણ તે પૂર્વે એ વાત જણાવવાની અગત્ય જોઉં છું કે તમારે તમારા અંતઃકરણના યથાર્થ સ્વરૂપને શી રીતે જાણવું.

આજે વિસ્તારના ભયથી હું તમને સર્વ સામાન્ય એવા અંતઃકરણના સ્વરૂપને જાણવાના એક ઉત્કૃષ્ટ માર્ગને જ જણાવું છું. અન્ય પ્રસંગે વળી ઇશ્વરેચ્છાથી આપણો મેળાપ થશે ત્યારે બીજા માર્ગો પણ હું વખતે સ્પષ્ટ જણાવીશ, જો કે તત્કાલ મારે જનસંસર્ગમાં આવવું થાય એમ જણાતું નથી. મારા પૂર્વના શેષ રહેલા પ્રારબ્ધ સંસ્કારથી હું મોટે ભાગે નિર્જન પ્રદેશમાં વિચરતો અથવા સ્થિતિ કરતો છતાં તમારા સંબંધમાં મારે આવવું થયું હતું. અમારા જેવા ત્યાગીએ જનસંગ અધિક સેવવો એ હિતકર મનાયું નથી. તેમ જ આ પ્રસંગે હું જનસંગમાં ફર્યો જેથી મને સંતોષને બદલે અસંતોષ જ થયો. અંતરની જેમની ભૂમિકા વ્યુત્પન્ન હોય તેવા અધિકાર મને આ જગતમાં વિરલ જણાયા. મનુષ્યવર્ગ ઘણો નિકૃષ્ટ સ્થિતિએ પહોંચ્યો છે એવું મને આ વખતે યથાર્થ ભાન થયું. પૂર્વે અમારા જેવા અનેક ત્યાગી પુરુષો પ્રસંગે પ્રસંગે એકાંત છોડીને સંસારમાં વિચરતા હતા. તેનું કારણ એ હતું કે તે સમયે પ્રજામાં અનેક ઉચ્ચ અધિકારવાળાં પવિત્ર સદ્‌ગુણી અને યોગ, ભક્તિ કે જ્ઞાનને પ્રાપ્ત એવાં દંપતી દૃષ્ટિએ આવતાં હતાં કોઇ કોઇતો અમો ત્યાગી કરતાં પણ વ્યવહારમાં રહેતાં છતાં ઘણી ઉંચી ભૂમિકામાં રહેતાં જોવામાં આવતાં હતાં. પરંતુ આજે મારા અનુભવથી મને જણાયું છે, કે આવાં દંપતીનો દુષ્કાળ વર્તે છે. જેથી અમારા જેવા યથાર્થ ત્યાગવાળાને હવે તમારા સમાજમાં આવવાની વૃત્તિ થાય તેનું કારણ રહ્યું નથી. હાલનો તમારો સમાજ અમારા જેવાને ભ્રષ્ટ કરી મૂકે તેવો છે, અને તેથી તેના સંબંધમાં કોઇ ત્યાગી મહાપુરુષ આવે તેમ જણાતું નથી.

મારાથી જરા આડે રસ્તે ચડી જવાયું. હશે, જુઓ સાંભળો. તમારા અંતઃકરણના યથાર્થ સ્વરૂપને તમારે શી રીતે જાણવું તે. જે પોતાના અંતઃકરણના યથાર્થ સ્વરૂપને

જાણતા નથી, તે ઝટિતિ પોતાનો વિકાસ કરી શકતો નથી અને પોતાનાં દુઃખનો જય પણ કરી શકતા નથી. વિકાસની કુંચી અથવા રહસ્ય જ આ ઠેકાણે રહેલું છે.

જુઓ, તમારે રાત્રે સૂતા પહેલાં અર્ધો કલાક આ પ્રમાણે અભ્યાસ કરવો. દિવસે પણ અથવા સવારમાં ફરતાંની સાથે પણ જ્યારે જ્યારે અવકાશ મળે ત્યારે ત્યારે શાંતિથી આ પ્રમાણે અભ્યાસ કરવો.

પોતાના અંતઃકરણમાંથી કયા કયા વિચારો ઉઠે છે તેને જોયા કરવા, તેના દૃષ્ટા થવું. બીજો કંઈ પણ વિચાર ન કરતાં જે જે અંતરથી વિચાર ઉઠે તેને જોયા કરવા. આ પ્રમાણે કેટલાક દિવસ કર્યાથી પોતાના અંતઃકરણનું સ્વરૂપ સમજાશે અને જો સારો અભ્યાસ થશે તો પછી એ પણ જણાશે કે આપણું અંતઃકરણ કયા પ્રસંગે કયા વિચાર સેવે છે.

ઠીક હવે હું તમારા અંતઃકરણનું સ્વરૂપ કેવું છે તે જણાવું છું. તત્કાળ કદાચ આ તમને યોગ્ય નહિ જણાય પણ જ્યારે તમારા અંતઃકરણના સ્વરૂપને તમે જાણશો ત્યારે મારી વાર્તા તમને અક્ષરશઃ ખરી લાગશે. આ પ્રમાણે તમારા અંતઃકરણની વાર્તા હું કહી શકું છું, તેનું કારણ એ છે, કે જે મનુષ્યે પોતાના અંતઃકરણની ભૂમિકા ઉચ્ચ કરી હોય છે, તે પોતાનાથી નીચેના અંતઃકરણની વાર્તા જાણી શકે છે, કારણ કે આ ભૂમિકા તેણે વટાવી હોય છે.

જુઓ તમે તમારી નિર્ધનતાનો જય કરવા ઇચ્છો છો પરંતુ તમે વિચાર તો એથી ઊંધા જ કરો છો. તમે સત્ય કહું તો તમારા પગપર જ કુહાડો મારો છો. પણ આ બાબતના તમે અજ્ઞાન હોવાથી તમને તેનું જ્ઞાન નથી. જેટલા વિચાર તમે શ્રીમંતાઈના સેવો છો તેના કરતાં અધિક વિચાર તમે નિર્ધનતા જ સેવો છો, અને તેથી જ તમે જે સ્થિતિમાં છો તે સ્થિતિમાં રહો છો. વિચાર એ જ સૃષ્ટા, વિધિ, ઈશ્વર, પ્રારબ્ધ કે જે કહો તે છે. વિચાર સર્વ કંઈ કરે છે. વિચારથી જ એક પથ્થર પથ્થર છે, એક કીડો કીડો છે, એક મનુષ્ય મનુષ્ય છે, અને એક સિદ્ધ સિદ્ધ છે. કીટથી બ્રહ્માપર્યંતનો ભેદ વિચારવડે જીવ ધારે તે કરી શકે છે. અધોર્ધ્વગતિનું કારણ વિચાર જ છે. સુખ દુઃખનું કારણ પણ વિચાર છે. તેથી તમારા વિચાર તમારે પલટવા જોઈએ. તમારે જે સ્થિતિ જોઈએ છીએ તે સ્થિતિના વિચાર તમારે અખંડ સેવવા જોઈએ. પણ તમે તે પ્રમાણે કરતા નથી જેથી જ તમે વર્તમાન સ્થિતિમાં પડી રહો છો. તમે શ્રીમાન્ થવાને ઇચ્છો છો ખરા, પણ તમે વિચાર તો નિર્ધન થવાના કરો છો, જેથી ઝુંપડું બાંધનાર જેમ મહાલયમાં રહેવાનો ભાગ્યશાળી થતો નથી, તેમ ક્ષુદ્ર વિચારને સેવનાર કદી ઉચ્ચ સ્થિતિમાં જઈ શકતો નથી.

વળી તમે અને તમારા જેવી સ્થિતિના મનુષ્યો માને છે, કે આપણી પાસે પૈસો નથી જેથી આપણાથી કંઈ જ બની શકતું નથી. જો આપણી પાસે પૈસો હોય, તો આપણે જરૂર બીજું ઘણું મેળવી શકીએ, તથા આગળ વધી શકીએ. જો કે વર્તમાન સમયમાં પૈસાની પદે પદે જરૂર છે, તે છતાં પણ ગરીબ મનુષ્યો બીજું કંઈ ન કરી શકે એમ તો

હું પોતાને નિર્ધન માનતા મનુષ્યોને પૂછું છું કે તમારે બ્રહ્મચર્ય પાળવું હોય તો તો તેમાં પૈસાની જરૂર છે શું? તમારે કસરત કરી શરીરને બળવાન કરવું હોય તેમાં પૈસાની જરૂર પડે છે શું ? તમે પૈસાવિના યમનિયમ નથી પાળી શકો તેમ? તમે તમારી પાસે પૈસો નથી માટે યોગ, કે ભક્તિ નથી સાધી શકો એમ ? આ અને આવી બીજી અનેક બાબતો છે, કે જે તમે ધારો તો પૈસાવિના સિદ્ધ કરી શકો તેમ છો ? હા કેટલીક બાબતો એવી છે, કે જે તમે પૈસાવિના ન કરી શકો; પણ જેમાં પૈસાની સુદ્ધલે જરૂર નથી, એવાં કાર્ય, કે એવાં સાધન તમે શામાટે સિદ્ધ કરતા નથી ? તમને પૈસો કદાચ જીવનપર્યંત નહિ મળે, તો શા માટે બીજું જે થઇ શકે તેમ છે તે ન કરતાં તમારા આયુષ્યને નિરર્થક વીતાવો છો ? તમારી પેઠે લાખો અને કરોડો મનુષ્યો આ જગતમાં પોતાની પાસે માત્ર એક પૈસો નથી એવું કહીને તેનાવિના બીજું ઘણું મેળવી શકાય તેમ હોય છે; તે નહિ મેળવતાં જીવનને વ્યર્થ કરે છે. જેમાં એક પાઇ પણ બેસે તેમ નથી તેવી સંપત્તિઓ મેળવતાં શા માટે મનુષ્યો પ્રમાદ કરતા હશે તે મને તો સ્પષ્ટ થતું નથી: પૈસાવિના ન્યાત-વરો ન થઇ શકે, પણ પૈસા વિના હરિભજન ન થઇ શકે વારુ ? નિર્ધન મનુષ્યો ! તમે તમારા જીવનને બીજી અનેક રીતે ઉન્નત કરી શકો તેમ છે, તે છતાં તે પ્રમાણે નહિ કરીને શા માટે તમે તમારા માનવ જીવનને વ્યર્થ કરો છો ? વળી તમારે પૈસો જોઇએ છે, તો તે મેળવવામાં પણ આ બીજાં સાધનો તમને ઉપકારક થશે.

વળી મારે તમને એ વાર્તા પણ આ સ્થાને જણાવવી જોઇએ, કે યમદમાદિ, ધારણા ધ્યાનાદી, હરિકીર્તન, જપ તપ, તત્ત્વ વિચાર વગેરેને સાધતાં તમને એવી દૈવી સંપદ્ મળે છે, કે જેના આગળ ચક્રવર્તી રાજાની લૌકિક સંપત્તિ કંઇ જ હીસાબમાં નથી. તમને દૈવી સંપદની એક કણિકા મળે તો પણ તમે શ્રીમાનોના શ્રીમાન્ થઇ શકો તેમ છે. પણ તમને તો પૈસાનું આ એક ભૂત વળગ્યું છે જેને લીધે તમે કંઇ જ કરી શકતા નથી. પૈસાની પાછળ ભૂતની પેઠે ભમવાથી નથી તો તમે તેને પ્રાપ્ત કરી શકતા કે નથી તો બીજું કંઇ મેળવી શકતા. આ એકની પાછળ તમારું આખું જીવન તમે ખરાબ કરો છો.

આ તમારા જીવનમાં મને તો કંઇ ઢંગધડો જ જોવામાં આવતો નથી. સાચું કહું તો તમારે શું જોઇએ છીએ. તેનો જ તમે નિર્ણય કર્યો નથી. તમે તમારા ધ્યેયને સ્પષ્ટ કર્યો નથી, પણ અનેક ધ્યેયનો તમે ખીચડો કર્યો છે, જેના પરિણામે તમે એકને પણ સિદ્ધ કરી શકતા નથી. તમે ઘડીમાં જ્ઞાનની વાત કરો છો, ઘડીમાં યોગની અને ઘડીમાં ભક્તિની કરો છો, ઘડીમાં વિદ્યાની વાર્તા કરો છો અને ઘડીમાં પૈસાની વાર્તા કરો છો અને આ પ્રમાણે તમે જૂદી જૂદી ઘડીએ જૂદું જૂદું મેળવવાને ઇચ્છીને તદર્થ પ્રયત્ન કરો છો. આ તમારા જીવનની સ્થિતિ છે. અને તેથી નથી તો તમે સાચા જ્ઞાની, સાચો યોગી, સાચા ભક્ત, સાચા વિદ્વાન્ કે સાચા શ્રીમાન્ થઇ શકતા નથી. અને આ પ્રમાણે મેળવવાયોગ્ય કંઇ જ ન મળવાથી તમે નિરંતર અંતરમાં તપ્ત અને અસંતુષ્ટ રહો છો. આ પ્રમાણે તમારું જીવન પૂરું થઇ જાય છે.

તમારે શાની જરૂર છે, શું જોઇએ છે, તેનો પ્રથમ સ્પષ્ટ નિર્ણય કરો; આમ શે દિશામાં વલખાં ન મારો. જે તે એક સિદ્ધ કરો. અને એક પછી એક સિદ્ધ કરતાં

જશો તો તમે ઘણું સિદ્ધ કરી શકશો. એક સામટું લુચ્ચી બાબતો સિદ્ધ કરવા જતાં તમે કશું જ નહિ મેળવી શકો. અને તેના પ્રત્યક્ષ પુરાવ તરીકે તમારું જીવન વિદ્યમાન છે.

મેં તો તમારી અને શ્રીમાનની સ્થિતિનાં બન્ને પ્રકારનાં મનુષ્યોને જોયાં છે. અને તે ઉપરથી હું તમને કહું છું, કે આત્મવિકાસની જેટલી અનુકૂળતા તમારી સ્થિતિનાં મનુષ્યોને છે, તેટલી બીજાને નથી. મેં આજે એક પત્ર ધનસુખલાલ શેઠને પણ લખ્યો છે, તેની એક પ્રત આ સાથે તમને જોવા માટે હું મોકલું છું, તે તમે વાંચશો ત્યારે તમારી ખાત્રી થશે, કે જે સ્થિતિને તમે ઇચ્છો છો, જે સ્થિતિ તમારો ધ્યેય છે, તે સ્થિતિને પ્રાપ્ત મનુષ્યો કંઇ જ કરી શકતાં નથી. તમે જેમ મને એક પક્ષે દયાપાત્ર જણાઓ છો તેમ તે તમારા કરતાં પણ બીજે પક્ષે મને વધારે દયાપાત્ર જણાય છે. તમે ધારો છો, તે પ્રમાણે તે સ્થિતિ તમારી ઉન્નતિની જનક થનાર નથી પણ ઉલટી અનેક રીતે પ્રતિબંધક થવાનો સંભવ છે. તમારી આ સ્થિતિમાં જ તમે ધારો તો તમારો આત્મવિકાસ તમે ઘણો કરી શકો તેમ છે, પરંતુ તે પ્રમાણે નહિ કરતાં તમારા જેવા મનુષ્યો ધનસુખલાલ જેવી સ્થિતિને પ્રાપ્ત કરે છે અને જીવનને ખરાબ કરે છે. હા, જગતની દૃષ્ટિએ તે મોટા ગણાય છે ખરા, પણ તેથી શું ? તેથી કંઇ આપણો આત્મવિકાસ થઈ જતો નથી, અને આપણે સુખી થઇ જતા નથી. વાસ્તવ સુખ એ કોઇ જૂદી વસ્તુ છે, અને તેથી નિર્ધન અને શ્રીમાન બન્ને દૂર રહે છે. તમે ધારો છો કે શ્રીમાન થવાથી તે સુખ તમને મળશે, પણ તે ફાંફાં છે. મૃગજળના જળની પાછળ દોડતાં જેમ તે હસ્તગત થતું નથી અને તૃષા છીપતી નથી તેમ આ સ્થિતિની પાછળ દોડતાં જીવન પૂરું થઇ જાય છે, અને આંતર તૃપ્તિનો અનુભવ થતો નથી.

જો તમને આવડે તો તમારી વર્તમાન સ્થિતિમાં તમે ઘણા સુખી થઇ શકો તેમ છે અને તમારો ઘણો આત્મવિકાસ કરી શકો તેમ છે. પણ તે પ્રતિ દૃષ્ટિ ન કરતાં તમે મહા દુઃખી હો તેમ માનો છો, અને કરવાજેવું કંઇ જ કરતા નથી, એ સામાન્ય આશ્ચર્યપ્રદ નથી! મારા અનુભવપ્રમાણે તમે તમારી વર્તમાન સ્થિતિમાં જે પ્રાપ્ત કરી શકો તેમ છે, અને તમે જે આત્મવિકાસને કરી શકો તેમ છે, તે તમે જે સ્થિતિને ઇચ્છો છો તેમાં તમારાથી થઇ શકે તેમ નથી, એ હજારો મનુષ્યોના સ્વાનુભવની વાત છે. તમે પૂર્વના સમયમાં દૃષ્ટિ કરીને જોશો તો જણાશે કે તે સમયે ઋષિમુનિઓ તમારા જેવી સ્થિતિને જ પસંદ કરતા હતા. કારણ કે તે જાણતા હતા, કે વિભવજન્ય ઉપાધિથી રહિત સ્થિતિમાં જ કરવા જેવું થઇ શકે તેમ છે. અને તમારા જેવા આજે આ સ્થિતિથી અત્યંત અસંતોષ સેવી દુઃખી થાય છે, તો તે કેટલું યોગ્ય છે તેનો વિચાર તમે જ કરી જોજો. અધિક તમને હું લખતો નથી, કારણ કે તમે બુદ્ધિમાન છો. એથી આટલા ઉપરથી તમે સહજ મારા કહેવાના ભાવને સમજી શકશો. અંતમાં એ જ કહું કે તમે માત્ર પ્રાપ્ત કર્તવ્યનો જ વિચાર કરજો, અને તેને જ કોઇ પણ પ્રકારનો અસંતોષ ન સેવતાં કરજો, અને તમે યોગ્ય સમયમાં શિખરની સ્થિતિએ સ્થપાશો. આજે આ પત્રમાં મેં જે કંઇ લખ્યું છે તે તમારા હિતને લેઇને જ લખ્યું છે, છતાં તેમાં કંઇ અઘટિત લખાયું હોય તો તેની ક્ષમાપૂર્વક ઉપેક્ષા કરી રહેજો. એ જ

લિ. શુભેચ્છક.
હંસદેવના આશીર્વાદ.

## અનેક શુભગુણસમન્વિત શેઠશ્રી ધનસુખલાલજી.

મુંબઈ

તમારા સ્નેહવાળા આતિથ્યનું સ્મરણ કરતાં કરતાં મારૂં રૂષિકેશ તરફ જવું થાય છે, અને માર્ગમાંથી જ આ પત્ર તમને લખું છું. આ પત્ર કદાચ તમને વિચિત્ર લાગશે જ પરંતુ મને તે હિતકર જણાતું હોવાથી આજે મેં તે તમને લખવું યોગ્ય ગણ્યું છે. સામાન્યપણે જનસ્વભાવ એવો જોવામાં આવે છે, કે જે આપણી વૃત્તિને અનુકૂળ જણાય તેને આપણે સારૂં માનીએ છીએ, અને જે પ્રતિકૂલ જણાય તેને ખોટું માનીએ છીએ. પણ આ ઠેકાણે આપણી મોટી ભૂલ થાય છે. જે જે અનુકૂળ જણાય તે તે હિતકર હોતું નથી, અને જે જે પ્રતિકૂલ લાગે તે તે અહિતકર હોતું નથી. તેથી વિવેકીએ તો પ્રતિકૂલ વચનો છતાં તે હિતકર હોય તો પણ તેનો પ્રેમથી અંગીકાર કરવો ઘટે છે. જેમ આ જગતમાં સત્ય અને પ્રિય વચનો કહેનાર દુર્લભ હોય છે તેમ તેને સાંભળનાર પણ દુર્લભ હોય છે. કડવાં પણ હિતનાં વચનો હોય તો તેને બુદ્ધિમાને પ્રેમથી સાંભળવાં ઘટે છે. કારણ કે માત્ર પ્રિય વચનો બોલનાર તો અનેક હોય છે, પણ સત્ય અને હિતકર વચનો બોલનાર આ વિશ્વમાં વિરલ હોય છે. તેમાં જેનો પરસ્પર કોઇપણ પ્રકારનો સ્વાર્થ સાધવાનો હોય છે તે તો સ્વાર્થ સાધવામાં અડચણ આવશે જાણીને સત્ય અને હિતકર વચનો કહી શકતા નથી, પરંતુ જેને કોઇપણ પ્રકારના સ્વાર્થની સ્પૃહા નથી એવા નિઃસ્પૃહ અને ત્યાગ વૃત્તિવાળા પુરુષો જ અન્યને સત્ય, પ્રિય, અને હિતકર વચનો કહી શકે છે. તેથી બુદ્ધિમાને તો આવા પુરુષોપ્રત્ય જ અધિક સ્નેહ કર્તવ્ય છે. કારણ કે તે જ તેમનું સાચું હિત કરનાર છે. તેવા આજનો આ મારો પત્ર કદાચ તમને અનુકૂલ ન જણાય, તો પણ તેને હિતકર સમજીને તેના પ્રતિ અનાદર કરશો નહિ વળી આ પત્ર એક તમને જ ઉદ્દેશીને લખ્યો છે, એમ નહિ, પણ આખા શ્રીમાન વર્ગને ઉદ્દેશીને લખ્યો છે, જેથી તે તમને એકલાને જ ઉપયોગી છે, એમ નહિ પણ સમસ્ત શ્રીમંત વર્ગને ઉપયોગી છે.

મેં ઘણા શ્રીમાનોને જોયા છે, તેમાં તમારા જેવા મહાપુરુષોપ્રતિ સ્નેહવાળા કોઈક જ જોયા છે. જેથી તમારી આ પ્રકારની વૃત્તિ એ તમારૂં ઓછું શ્રેય કરનાર નથી. તમારી અમારા જેવા વિરક્ત અને સાધુ પુરુષોની સેવા કરવાની વૃત્તિ જોઇને મને ઓછો સંતોષ થયો નથી. આ પ્રકારની વૃત્તિ પૂર્વના કોઇ મહત્ પુણ્યના પ્રતાપે જ ઉદય પામે છે. શ્રીમાનોથી બીજું કંઇ ન બને તો માત્ર તમારી પેઠે મહાપુરુષોની શુશ્રૂષા કરવાનો આગ્રહ રાખે તો પણ તેમનું કલ્યાણ થવાનો સંભવ છે. મહાપુરુષોની સેવાનું ફળ ઘણું મહાન્ હોય છે, અને તેનો જ્યારે આપણને સાક્ષાત્કાર થાય છે ત્યારે જ આપણે જાણી શકીએ છીએ. કોઇ એકાદ પ્રસંગે પણ મહાપુરુષોની કરેલી સેવા, આપણને મહાન્ વિપત્તિમાંથી બચાવે છે, આપણાં મહાપાપનું પ્રક્ષાલન કરે છે, અને આપણું પરમ શ્રેય સાધે છે.

મને તમારા લોકોનું જીવન જોઇને બહુ જ આશ્ચર્ય થયું. જગતમાં તમે શ્રીમાન્ લોકો મોટા ગણાઓ છો પણ, સત્ય કહું તો તમે લોકો વસ્તુતઃ જરા પણ મોટા ગણવાને પાત્ર નથી. બિચારા નિર્ધન મનુષ્યો એમ સમજે છે, કે તમે પૈસાથી વધારે સુખી છો,

તથા તમારી પાસે પૈસો હોવાને લીધે તમે મોટા છો પણ તે આ પ્રકારનો નિશ્ચય વસ્તુસ્થિતિની અજ્ઞાનને લઈને જ કરે છે. જો તમારા જીવનને આ લોકો યથાર્થ રીતે જાણે તો તે કદી પણ તમારા જેવી સ્થિતિને ન ઇચ્છે, અને કદી પણ તમને મોટા ગણી તમારી સ્પૃહા ન કરે...

વસ્તુવિચારે તો તમારા જેવા શ્રીમાન્ અને નિર્ધન બન્ને મને તો દરીદ્રી જણાયા. તમે ભલે તમને પોતાને શ્રીમાન્ ગણતાં હો પણ વસ્તુતઃ તમે તમારી પાસે લાખો અનેક રોકડા રૂપિયા હોવા છતાં પણ નિર્ધન જ છો. ત્યાં પ્રથમ તો " भवतु स तु दरिद्रो यस्य तृष्णा विशाला—તે દરિદ્ર છે કે જેની તૃષ્ણા વિશાલ છે—" એ કથનપ્રમાણે તમારા લોકોની આશા તૃષ્ણાનો અંત ન હોવાથી તમે લોકો દરિદ્ર છો; કારણ કે પ્રાપ્ત લક્ષ્મીનું સુખ તમે તમારી વિશાલ આશા તૃષ્ણાને લીધે લેઇ શકતા નથી અને અપ્રાપ્તનું સુખ તો તમને કયાંથી જ મળે ? તમારી લાંબી આશા તૃષ્ણાઓનો અંત જ આવતો નથી, અને આ પ્રમાણે તમારું જીવન પૂરું થઇ રહે છે. તમને લોકોને હજાર મળે છે તો દશ હજારની. દશ હજાર મળે છે તો લાખની અને લાખ મળે છે તો કરોડની આશા ધરીને તદર્થ યત્ન કર્યા જ કરો છો અને તમારૂં જીવન પૂરૂં કરો છો માત્ર પૈસા મેળવવા, એ જ તમારો ઉદ્દેશ હોય છે, પણ તે શાને માટે તેનો તો તમને લેશ પણ વિચાર જ હોતો નથી. જેમ મધમાખી નિરંતર પરિશ્રમ કરીને મધને એકઠું કર્યા કરે છે, અને તે મધના ભોક્તા જેમ બીજા થાય છે, તેમ તેમ પણ તેમની પેઠે મધરૂપ લક્ષ્મીને એકત્ર કર્યા કરો છો, પણ તેનો ઉપભોગ તમે લોકો લેઇ શકતા નથી, પણ તે બીજાને માટે જ હોય છે. તો તમે સે શું આ મધમાખીજેવા નથી ? તમે તમને પોતાને બહુ બુદ્ધિમાન્ ગણો છો, પણ ખરી રીતે તો તમે આ તુચ્છ મધમાખીજેવા જ છો અરેરે ! તમે લોકો તમારી સંપત્તિ શાને માટે એકત્ર કરો છો. તેનો પણ કદી તમે વિચાર કરતા નથી.

લક્ષ્મીની દાન, ભોગ, અને નાશ, એ ત્રણ ગતિ શાસ્ત્રમાં કહી છે. તેમાં દાન એ સર્વોત્તમ છે; કારણ કે એક તો દાનવડે લક્ષ્મીનો યથાર્થ સંચય થાય છે. દાનમાં આપેલી લક્ષ્મી કર્મના નિયમપ્રમાણે દાતાને પાછી મળે છે તથા તે ઉપરાંત દાનનું તેને ફળ છે તે જુદું. અર્થાત્ ઉત્તરોત્તર દાન એ દાતાને ઊર્ધ્વગતિ જ પ્રાપ્ત કરાવે છે. બીજો ઉપયોગ ભોગ છે, ઉપભોગ છે. જે દાન નહિ કરતાં પોતાને માટે પણ વાપરે છે, તે પણ સારૂં જ કરે છે. કારણ કે તેને ઉપભોગવડે પરિણામે વિરાગ પ્રકટે છે જે તેનું પરમ શ્રેય સાધે છે. ઉપભોગ એ બીજા નંબરનો દાનનો ઉત્તમ ઉપયોગ છે. જે લોકો નથી તો પોતાને માટે પ્રાપ્ત દ્રવ્યનો ઉપયોગ કરતા કે નથી તો દાન કરતા તેના કરતાં પોતાને માટે ઉપયોગ કરનાર શ્રેષ્ઠ છે. લક્ષ્મીની ત્રીજી ગતિ નાશ છે જે દાન અને ઉપભોગ બન્ને કરતા નથી, તેમની લક્ષ્મીનો પરિણામે નાશ થાય છે. આ નાશ બે પ્રકારનો સમજવાનો છે. એક તો લક્ષ્મી સ્વભાવથી ચંચળ હોવાથી તે એની મેળે જ નાશ પામે છે. અથવા તો તે રહે છે તો પણ ભોક્તાનો નાશ થાય છે. તે મરણ પામે છે, એટલે તે પણ નાશતુલ્ય જ છે. તમારા લોકોમાંથી માટે ભાગે ઘણાના દ્રવ્યની તો નાશરૂપ ત્રીજી ગતિ જ થતી

વળી તે છતાં પણ ભલે નાશ થાય કે ભલે તેનો ઉપભોગ થાય, અને દાન ન થાય પણ જો લક્ષ્મીને ન્યાય નીતિને માર્ગે મેળવવામાં આવે તો પણ તે અધિક અહિતકર થતી નથી. ન્યાય નીતિના માર્ગે મેળવેલી લક્ષ્મીનો નાશ વિલંબે થાય છે, અને તે પરિણામમાં ઉપભોગ અને દાનની વૃત્તિને જાગ્રત્ કરતી જાય છે. પણ મેં જોયું તો મને જણાયું તમે લોકો ન્યાય નીતિને વિસારીને જ લક્ષ્મીનો સંચય કરતા જણાઓ છો. આ તમારૂં અત્યંત અહિત જ કરનાર છે ન્યાયનીતિના માર્ગે મેળવેલી લક્ષ્મી પણ મનુષ્યને પરમાર્થથી ભ્રષ્ટ રાખે છે ( કારણ કે તેનો તેવો સ્વભાવ છે ) તો અન્યાય અને અધર્મવડે મેળવેલી લક્ષ્મી તમને મહાઅનર્થકર થાય તેમાં શું આશ્ચર્ય છે ? જેમ તે તમારૂં અહિત કરે છે તેમ તમારી સ્ત્રી પુત્ર આદિ સંબંધીઓનું પણ આહત જ કરે છે તમે માનો છો, કે હું આ મારી લક્ષ્મીવડે મારાં સ્ત્રી પુત્રાદિને સુખી કરીશ, પણ તે સુખી થવાને બદલે દુઃખી અને પાપનાં ભાગી જ થાય છે. જેથી તમે તમારા અકલ્યાણની સાથે તેમનું પણ અકલ્યાણ જ કરો છો. તમે માનો છો, કે હું મારાં સ્ત્રીપુત્રાદિને માટે લક્ષ્મી મૂકી જઇશ જેથી તે સુખી થશે, પણ તમે નિશ્ચય કરીને જાણો કે તે કદી સુખી થતાં નથી. અને તેમના નિમિત્તે તમે જે અધર્મ કે અન્યાયને આચરો છો તેનું બંધન તો તમને થાય છે જ, અને તેનું ફળ તો તમારે ભોગવવું જ પડે છે. જેથી આ માર્ગે તમારો અર્થ સધાતો નથી, એ સ્પષ્ટ છે. આપણાં સ્ત્રીપુત્રાદિકને સુખી કરવા વિચારવું, એ આપણો ધર્મ છે પરંતુ તેમને ન્યાયનીતિનાં માર્ગે જ સુખી કરવા વિચારવું ઘટે છે. અન્યાય અને અનીતિના માર્ગે તો તે કદી સુખી થઇ શકતાં નથી, પણ ઉલટાં દુઃખી થાય છે, અને આપણે પણ પાપનાં ભાગી થઇ દુઃખી થઇએ છીએ.

હવે વસ્તુવિચારે તમે લોકો શ્રીમાન્ છતાં શામાટે નિર્ધન છો, તે હું તમને કહું છું. ગરીબ મનુષ્યો પોતાના દેવાની, અને પોતાની ગરીબાઇના વિચાર હમેશાં કરે છે, અને તમે લોકો તમારા પૈસાના, તમારા બંગલાઓના, અને તમારા વ્યાપાર રોજગારના વિચાર કરો છો. તમે બન્ને દરિદ્ર છો, કારણ કે તમે બન્ને અનાત્મ વસ્તુનું ચિંતન કરનાર છો જે આત્માને છોડીને અનાત્મ વસ્તુનું ચિંતન કરે છે તે દરિદ્ર છે, પછી તે ભિખારી હોય, મહાસંપત્તિવાન્ હોય, રાજા હોય કે રંક હોય. આત્મવિચારવાન્ કે સ્વરૂપવિચારવાન્ જ એક સાચા શ્રીમાન્ છે. કારણ કે સર્વ વસ્તુઓ નાશવાન્ છે. તમે તમને પોતાને શ્રીમાન્ માનો છો પણ અમારી દૃષ્ટિથી તમારા જેવા આત્મવિચારની સંપત્તિરહિત નિર્ધન અને દરિદ્ર છો. તો જે સંપત્તિનો કદી નાશ થતો નથી, જે કેવળ સુખ અને ઊર્ધ્વગતિને આપનાર છે અને જે એક જ સાચી સંપત્તિ ગણાય તેમ છે, તેવી દૈવી સ્વરૂપસંપત્તિને યોગ્ય જણાય તો મેળવવા વિચારજો; જે મળવાથી આપણી આશાતૃષ્ણાઓનો અંત આવે છે, જેથી અપૂર્વ અને પૂર્ણ તૃપ્તિ થાય છે, અને જેથી આ જગતમાં કૃતકૃત્યના લહાય છે એવી સ્વરૂપસંપત્તિને જ વિવેકીએ જન્મ ધરીને પ્રાપ્ત કરવી ઘટે છે અને આ નરતનુને સાર્થક કરવું ઘટે છે.

તમારે અને તમારા કુટુંબને જેટલો આહાર નિર્વાહને માટે જોઇએ તથા જેટલું દ્રવ્ય વસ્ત્રને માટે જોઇએ તથા વ્યવહારમાં જરૂરના પ્રસંગે ખરચ કરવા જેટલું દ્રવ્ય

જોઇએ તેટલું તમને મળે છે, છતાં તમે શા માટે જેનો તમારા જીવનમાં ઉપયોગ નથી તેવા અધિક અને નિરર્થક દ્રવ્યને માટે દોડાદોડ કર્યા કરો છો, તે મને તો સ્પષ્ટ થતું નથી. કાલે સવારે ખાવાને શેર અનાજ પણ જેના ઘરમાં નથી એવાં લાખો અને કરોડો મનુષ્યોનો નિર્વાહ આ જગતમાં જીવનપર્યંત વિશ્વંભર કરે છે, એ તમે આ જગત્પ્રતિ દૃષ્ટિ કરીને જોશો તો જણાયાવિના નહિ જ રહે, તો તે વિશ્વંભર તમારો પણ નિર્વાહ કેમ નહિ કરે ? શા માટે, તમને આટલું બધું તે દયાળુ ઇશ્વર આપે છે છતાં તેનામાં અશ્રદ્ધા કરીને વ્યર્થ જીવનને ખરાબ કરો છો ? જો અશ્રદ્ધા કરવી ઘટે તો જેના ઘરમાં કાલે સવારે શેર અનાજ ખાવાને નથી તેવા લોકોએ કરવી ઘટે છે. પણ તે બિચારા સંતોષથી આખું જીવન પૂરું કરે છે; પણ તમને લોકોને આટલું આટલું મળવા છતાં તમને સંતોષ રહેતો નથી, અને જેમ જેમ તમને વધારે મળે છે તેમ તેમ તમે લોકો ભૂતની પેઠે અસંતોષથી પૈસાની પાછળ ભમો છો, અને જરા પણ ઠરીને બેસતા નથી, એ સામાન્ય આશ્ચર્ય છે શું ! તમે આ પ્રકારનું જીવન ગાળતાં ગાળતાં મરણને શરણ થઇ રહો છો, અને પ્રાપ્ત સંપત્તિનો પણ શાંતિથી ઉપભોગ કરી શકતા નથી. યોગ્ય જણાય તો આ સંબંધમાં સ્થિરચિત્તે વિચાર કરજો અને તમારા જીવનને કેવું કરવું તેનો નિર્ણય કરજો

તમે લોકો જાણે હજાર બે હજાર વર્ષ જીવવાના હો તેમ પ્રવૃત્તિ કરો છો. જાણે તમને લોકોને મરણ તો આવવાનું જ નથી, વા છે જ નહિ, એ પ્રમાણે તમે પ્રવૃત્તિ સેવો છો, પણ તમે એટલું પણ જોતા નથી, કે તમારી દૃષ્ટિ સંમુખ અનેક તમારા જેવા શ્રીમાન મનુષ્યો ચાલ્યાં જાય છે. તો તે ન્યાયે તમને પણ એક દિવસે યમરાજાનું તેડું આવશે જ. તો યોગ્ય જણાય તો આ સંબંધમાં પણ સાવધાન થઇને આપણા મુખ્ય કર્તવ્યને વિચારશો.

બુદ્ધિમાન્ મનુષ્યે જે જે કંઇ કરવું ઘટે છે તે સર્વ આયુષ્ મર્યાદાનો વિચાર કરીને જ કરવું ઘટે છે. વધારેમાં વધારે આપણી આયુષ્યમર્યાદા આ કાલમાં કેટલી હોઇ શકે, તેનો નિર્ણય કરીને પછી આપણે કેવા પ્રકારની પ્રવૃત્તિ કેટલો સમય કરવી તેનો નિશ્ચય પૂર્વથી જ કરવો ઘટે છે. તેમાં પણ સર્વનું આયુષ્ય કંઇ સરખું હોતું નથી. તેથી કઇ ક્ષણે કાળ આવીને આપણો ગ્રાસ કરી જશે તેનો નિર્ણય ન હોવાથી બુદ્ધિમાને તો અત્યંત સાવધાન રહીને જેથી આ શરીર સાર્થક થાય તેવા વ્યાપારને અપ્રમાદથી અને સાવધાનતાથી કર્તવ્ય છે

વળી વિવેકીએ આ જગત્માં જન્મીને ખાઇપીને વિષયભોગો ભોગવીને મરી જવું, એટલું જ આપણું કર્તવ્ય છે, કે તેથી વિશેષ કંઇ કર્તવ્ય છે તેનો પણ વિચાર કરવો ઘટે છે. આ મનુષ્ય શરીર એ એક વિલક્ષણ શરીર છે, અને તેના વડે અસાધારણ કાર્યો થઇ શકે છે, અને અસાધારણ દૈવીસંપત્તિઓ મેળવી શકાય છે, માત્ર થોડી લૌકિક સંપત્તિ મેળવવી, એટલાથી જ તેની કૃતકૃત્યતા થતી નથી. આ લોકની મોટામાં મોટી લૌકિક સંપત્તિ એ દૈવી સંપત્તિની એક કણિકાઆગળ તુચ્છમાત્ર છે. પણ આ દૈવી સંપત્તિપ્રતિ આપણી દૃષ્ટિ ન હોવાથી આપણને તેનું જ્ઞાન નથી. તમે તમારા મનમાં તમને બીજું કંઇ વિશેષ જ્ઞાન ન હોવાથી એમ માનો છો, કે આપણે લાખ બે લાખ કે તેથી થોડા વધારે રૂપૈયા મેળવ્યા એટલે આ જગત્માં ઘણું મોટું કામ કર્યું અને આ જગતની મહાન્ સ્થિતિ

મેળવી; પણ તમારી આ સ્થિતિ અત્યંત ક્ષુદ્ર છે. જુઓ એ તમારો પોતાનો જ અનુભવ જ છે, કે તમે માંદા પડો છો ત્યારે આ તમારી સંપત્તિ જરા પણ કામમાં આવતી નથી અર્થાત્ તે તમારું દુઃખ ટાળતી નથી. વળી તે જ પ્રમાણે તમને તે મરણથી પણ ઉગારી શકતી નથી તેમ જ તમારા વિવિધ આંતર કલેશોની પણ તે નિવૃત્તિ કરતી નથી. તે તમને ઉચ્ચ આધ્યાત્મિક સુખને નથી આપતી એની તો તમને કલ્પનાસરખી પણ હોતી ધટતી નથી. કારણ, કે આધ્યાત્મિક સુખ કેવું હોય છે તેનો તો તમને સ્વલ્પ અંશમાં પણ અનુભવ નથી. તમે તો કૂપમંડુક જેવા તમારા અત્યંત ક્ષુદ્ર સુખને જ મહાન્ માનો છો, અને તેમાં જ જીવન પૂરું કરો છો.

બીજું તમારા લોકોના ઘરની વ્યવસ્થા જ્યારે મેં જોઇ ત્યારે તો મને સામાન્ય ખેદ તથા આશ્ચર્ય ન થયું ! તમારા ઘરમાં વસ્તુવ્યવસ્થા મળે જ નહિ. તમારાં કિંમતી વસ્ત્રો પણ ગમે તેમ અથડાતાં મેં જોયાં, ખાવાપીવાના ફળાદિક મૂલ્યવાન્ પદાર્થો પણ મેં તમારા ઘરમાં અવ્યવસ્થાથી રખાતા જોયા. ખરેખર ! તમે લોકો તમને પૈસા મળે છે તેનો દુરૂપયોગ જ કરો છો. તમને યથેચ્છ પૈસા મળતા હોવાથી પ્રાપ્ત પદાર્થોનું ઉત્તમ પ્રકારે સંરક્ષણ કરવું તથા પૈસાનો સદુપયોગ કરવો, અને એક પૈસો પણ નકામો ન બગાડવો, એનો તો તમને લોકોને વિચાર જ જણાતો નથી ! હું એમ નથી કહેતો, કે તમારે કૃપણ થવું અને ખરચ ન કરવું, પણ મારું કહેવું એ છે કે તમને લોકોને પૈસાની કિંમત જ નથી. જો તમને પૈસાનો સદુપયોગ કરતાં આવડે તો તમે જાતે વધારે સુખી થાઓ, તમારાં સ્ત્રીપુત્રાદિકને વધારે સુખી કરો, અને તમારી તથા તેમની ઉન્નતિ સાધો તથા તમારા દેશનાં બીજા બંધુઓને પણ સુખી કરી શકો. મનુષ્યે એટલો પૈસો કમાઈ જાણવાનો નથી, પણ તેનો સદુપયોગ પણ કરી જાણવાનો છે, અથવા તેને ખર્ચી પણ જાણવાનો છે, પણ આ સંબંધનો તમને લોકોને વિચાર નહિ હોવાથી તથા તમે તે સંબંધમાં વિચાર નહિ કરતા હોવાથી જ તમારા પૈસાની તમારી પાછળ દુર્ગતિ થાય છે, અને લાખો રૂપીયા તમે પાછળ મૂકી જાઓ છો છતાં તમારી પ્રજા સુખી થતી નથી અને તેનો દુર્વ્યય કરે છે કારણ કે તમે પૈસાનો સદુપયોગ કેમ કરવો તે તેમને કદી શીખવ્યું નથી. પરમેશ્વરે કૃપા કરી આપેલા પદાર્થો તથા સંપત્તિનો તમે લોકો કેવળ દુરૂપયોગ જ કરો છો. આપણને સંપત્તિ મળી એટલે તેનો ગમે તેમ આપણે દુરૂપયોગ કરવાનો નથી. પણ તેનો બહુ બુદ્ધિપૂર્વક સદુપયોગ કરવાની જવાબદારી આપણે શિરે રહેલી છે. અને આ પ્રમાણે તમે લોકો કરતા નથી, તેથી જ તમારી પ્રજા સારી નીકળતી નથી તથા તમારા પૈસાનો દુરૂપયોગ કરે છે. મોટે ભાગે પૈસાદારોની પ્રજા મૂર્ખ અને અવિચારી નીકળતી જોવામાં આવે છે, તેમાં આ જ કારણ છે, જેટલા પદાર્થોનો તમારા ઘરોમાં દુરૂપયોગ થાય છે. તેવડે તો હજારો દરિદ્રી મનુષ્યોનું પોષણ થઇ શકે. પણ તમને નથી તો પોતાને માટે કે નથી તો બીજાને માટે તમારી સંપત્તિનો સદુપયોગ કરતાં આવડતો

વળી તમે કીર્તિની આશાથી ગમે તે માર્ગે પૈસા મેળવીને દાન કરો છો; પણ તે પણ અનુચિત જ છે. આના કરતાં તો દાન ન કરવું એ સારું છે. વળી તમારા દાનવડે તમે જેને આપો છો તેનું પણ અહિત કરો છો. તેથી જગતમાં કીર્તિની આશાથી આ પ્રમાણે ગમે તે માર્ગે પૈસા મેળવી દાન કરીને મોટા કહેવરાવવું, એ પણ ખોટું જ છે.

એક પૈસો મેળવવાઆગળ બીજું કંઈ જ તમારે મેળવવાજેવું નથી, એમ તમે માનો છો પણ એ વિચાર તમને નથી આવતો, કે પૈસો તમારા સર્વ પ્રકારના દુઃખને હરી શકે તેમ નથી. શું પૈસો તમારાં સ્ત્રીપુત્રાદિને મરણપથારીઉપરથી ઉઠાડી શકે તેમ છે? શું તે તમારા સ્ત્રીપુત્રાદિના રોગને હરી શકે તેમ છે, કે તે રોગને ઉત્પન્ન ન થવા દે તેમ છે? શું તે તમારા મનના આધિને હરીને તમને મનની શાંતિ આપી શકે તેમ છે? શું તે તમને પરમેશ્વરને મેળવી આપી શકે તેમ છે? શું તે તમારા અંતરમાં રહેલા અજ્ઞાનને દૂર કરીને જ્ઞાનપ્રકાશ પ્રકટાવી શકે તેમ છે? અને આ સર્વ જો તે નથી આપી શકે તેમ તો પછી તેને એકલાને જ શામાટે સંગ્રહ સંગ્રહ કરો છો? આરોગ્ય, આયુષ્, નિર્ભયતા, નિશ્ચિતપણું, મનની શાંતિ, તૃપ્તિ, ક્લેશરહિતપણું, કામ ક્રોધાદિ વિકારોનો જય, જ્ઞાનપ્રકાશ એ વગેરે જે વસ્તુતઃ પ્રાપ્તવ્ય છે, અને જે યથાર્થ સુખશાંતિને આપનાર છે, તેને જ પ્રાપ્ત કરવા આ દુર્લભ માનવ તનુમાં વિચારો. આ સંપત્તિઆગળ તમારી સંપત્તિની કંઈ જ ગણના નથી.

વળી તમારાં બૈરાં છોકરાં કેવા પ્રકારનું જીવન ગાળે છે તે જોવાનો પણ પૈસા કમાવાઆગળ તમને અવકાશ નથી? તેમ જ તમારે શાંતિથી કંઈ વાંચવું હોય, કોઈ પવિત્ર એકાંત સ્થાનમાં શાંતિથી જઈને રહેવું હોય તો ત્યાં જઈને રહેવાનો તથા ઈશ્વરની શાંત ચિત્તે ભક્તિ કરવાનો પણ તમને અવકાશ નથી? તમે વારંવાર કહો છો, કે અમને આવાં કામ કરવાનો અવકાશ નથી. જેનો તમારા જીવનમાં કંઈ જ ઉપયોગ નથી એવા વધારાના નિરર્થક પૈસાને મેળવવાનો તમને અવકાશ છે, પણ આ કર્તવ્યો કરવાનો, તમને અવકાશ નથી, એ તમારી મહામૂર્ખતા નથી તો બીજું શું છે?

એક વિજ્ઞાનશાસ્ત્રી કહે છે, કે કૃપણ મનુષ્યને ઉપયોગ નહિ કરતાં માત્ર પૈસો એકઠો કરવાનું મન થાય છે, તેનું કારણ એ છે, કે તેના મગજના પરમાણુઓનો એ પ્રકારનો સ્વભાવ બંધાઇ ગએલો હોય છે. તે જ્યારે પૈસો એકઠો કરે છે ત્યારે જ તેને ઠીક લાગે છે. શાને માટે, તેનો તેને વિચાર હોતો નથી. તે જ પ્રમાણે તમારા મગજના અણુઓનો પણ એવો સ્વભાવ બંધાઇ ગયો છે, કે તમને લોકોને માત્ર દ્રવ્યની પાછળ દોડ દોડ કરવું ગમે છે. પૈસા કમાવાની એક પછી એક નવી નવી યોજનાઓ તમે કાઢયા જ કરો છો, અને તેમાં જ તમે રચ્યાપચ્યા રહો છો. આ જ તમારું સુખ! આથી પર તમારી દૃષ્ટિ જ નથી. તો મારું કહેવું યોગ્ય જણાતું હોય તો આ સંબંધમાં શાંત વૃત્તિથી વિચાર કરજો અને આ પ્રકારના તમારા જીવનથી પર દૃષ્ટિ કરજો.

તમને નિર્ધન લોકો મોટા ગણે છે, પરંતુ તમે પોતે સારી રીતે જાણો છો, કે તમે અનેક વાતે દુઃખી છો; તમારા આંતર ક્લેશો અનેક હોય છે, અને તમે તેનો નિત્ય અનુભવ કરતા હો છો, તથા તે વડે તપ્ત રહેતા હો છો. અને એ પણ તમે જાણો છો, કે આ તમારા ક્લેશો આ તમારી સંપત્તિવડે શમતા નથી. તો જે ઉપાયોવડે આ તમારા આંતર ક્લેશો શમે અને તમે યથાર્થ સુખશાંતિ, તૃપ્તિ, નિવૃત્તિ, વગેરેનો અનુભવ કરો તદર્થ તે ઉપાયોને શોધી તેનું અનુષ્ઠાન કરશો.

લોકો ગતાનુગતિક છે. એકે પૈસો મેળવ્યો, એટલે બીજાએ મેળવ્યો, અને બીજાએ મેળવ્યો એટલે ત્રીજાએ. આ પ્રમાણે એકની પાછળ એક દોડયા જ કરે છે, પણ શાને માટે આ દોડ થાય છે તેનો તો કોઈ ફરીને વિચાર જ કરતું નથી. યોગ્ય જણાય તો તમે ગતાનુગતિક ન થતાં તમારા પોતાના વાસ્તવ કલ્યાણ અને વાસ્તવ ઉન્નતિસંબંધમાં વિચાર કરશો અને વાસ્તવ સુખને પ્રાપ્ત કરવા વિચારશો.

અનુભવી મહાપુરુષો કહે છે, કે આ જગત્ મિથ્યા છે, મૃગજળસમાન દેખવામાત્ર છે. ભલે આપણને તે સત્ય જણાતું હોય, પણ આપણો અનુભવ અજ્ઞાનજન્ય હોવાથી તે અયથાર્થ છે, અને એક મહાપુરુષોનો જ અનુભવ સત્ય છે. તેથી જેનાથી આપણી સુખની તૃષા છીપે તેમ નથી એવા મિથ્યા પ્રતીત થતા મૃગજળરૂપ આ દૃશ્ય પદાર્થોપાછળ ધાવન કરવાથી કયો અર્થ સધાય તેમ છે ? તેથી આપણે બને તેટલાં સત્વર સાવધાન થઈને આ મૃગજળરૂપ પ્રતીત થતા આ મિથ્યા દૃશ્યના અધિષ્ઠાનરૂપ સત્ય વસ્તુને શોધવાનો અને તેને જાણીને કૃતકૃત્ય થવાનો પ્રયત્ન કર્તવ્ય છે.

મારો તમને આટલું લાંબું લખવાનો વિચાર ન હતો, પરંતુ સહજ - સ્વભાવે ઇશ્વરેચ્છાથી જ તમને આટલો લાંબો પત્ર લખાઈ ગયો છે, તો તેમાં તમારું સદ્ભાગ્ય સમજીને પ્રેરક પરમાત્માનો ઉપકાર માનજો. હજી હું ધારું તો તમને ઘણું ઘણું લખી શકું તેમ છે, પરંતુ વૃત્તિને તે પ્રકારનો વેગ આપવાનું હવે અનુચિત જણાતું હોવાથી, માત્ર બે વાર્તા આ પત્રના અંતમાં જણાવીને, આ પત્ર પૂરું કરીશ.

તેમાંની પ્રથમ વાર્તા એ છે, કે હું જ્યારે વિચાર કરું છું ત્યારે મને દુઃખનું માહાત્મ્ય પણ જણાય છે. ઇશ્વરે દુઃખજેવી વસ્તુને જગતમાં ઉત્પન્ન કરીને જીવોઉપર ઓછો ઉપકાર કર્યો નથી જો દયાળુ ઇશ્વરે દુઃખને ન ઉત્પન્ન કર્યું હોત તો ખરેખર ! જીવોની ઊર્ધ્વગતિને અવકાશ ન રહેત. વિચારાંધ, ધનાંધ, નાસ્તિક, પ્રમાદી, અને અસાવધ મનુષ્યોનો ઉદ્ધાર દુઃખથી જ થઇ શકે તેમ છે. તેમના ઉદ્ધારનો દુઃખવિના અન્ય માર્ગ મને તો જણાતો નથી. તો તમારા લોકોને જ્યારે હું પ્રમાદી, નાસ્તિક, ધનાંધ, અને વિચારાંધ જોઉં છું, ત્યારે હું એ નિર્ણયઉપર આવું છું, કે તમને દુઃખની જ જરૂર છે; દુઃખવિના ગમે તેટલો બોધ તમને કરવામાં આવે તો પણ તેનો કંઇ અર્થ નથી. તમે કોઇનો બોધ સાંભળો તેમ નથી, કારણ તમારે તેની જરૂર નથી. પણ જ્યારે તમને દુઃખ આવશે ત્યારે આપોઆપ તમને વિવેકનેત્ર પ્રાપ્ત થશે, અને ત્યારે જ તમારી યોગ્યતા કેટલી છે, તેનું તમને ભાન થશે. આ ઉપરથી તમારે એમ નથી સમજવાનું, કે તમને દુઃખ આવે એવી મારી ઇચ્છા છે.

સર્વ ભૂતપ્રાણિવિષે આત્મબુદ્ધિ કરનારા સાધુ પુરુષો કદી પણ બીજાને કોઇપણ પ્રકારે દુઃખ થાય એમ ઇચ્છતા નથી. પણ જે સત્ય વાર્તા છે, જે આ પ્રકૃતિનો સત્ય નિયમ છે તે જ મેં માત્ર અત્ર જણાવ્યો છે, કે તમારા જેવા લોકોને માટે ઇશ્વરના દુઃખરૂપ અનુગ્રહની જ જરૂર છે. અને જ્યાં સુધી તેવો તમને અનુભવ ન થાય ત્યાંસુધી તમારી વર્તમાન સ્થિતિથી તમે લોકો ઉંચે ચડો એવો સંભવ નથી.

બીજી વાર્તા એ છે, કે આ જગતમાં દુઃખમાત્રને દૂર કરવાનો અને સુખમાત્રને વરવાનો એક જ સર્વોત્કૃષ્ટ ઉપાય છે. તે ઉપાય તે ઇશ્વરનું શરણ અને તેમની ભક્તિ છે. આ જગત્ પરમાત્માની ઇચ્છાથી ઉત્પન્ન થાય છે, તેમની સત્તાથી તે ટકે છે, અને તેમની જે સત્તાથી યોગ્ય કાળે લયને પામે છે, તેવા આ જગતના સર્વાધાર પરમાત્માનું શરણ અને તેમની ભક્તિ એ જ આ વિશ્વમાં સુખનો અમોઘ ઉપાય છે. તો મારા વચનમાં શ્રદ્ધા મૂકે તો તે ઉપાયનો આ જન્મમાં આશ્રય લેશો અને કૃતકૃત્ય થઇ રહેશો. પરમાત્મા સર્વનું કલ્યાણ કરો. +

તત્કાલ એ જ લિ. હુંસદેવના સપ્રેમ આશીર્વાદ.

---

કોણ જીવે છે ? કોઇ કહેશે કે ખાય છે પીએ છે, હરે છે ફરે છે, બોલે છે, ચાલે છે તે જીવે છે. પણ, ના એમ નથી. ખાનાર, પીનાર, બોલનાર, ફરનાર, અને ચાલનાર જીવતો ગણાતો નથી, ગાડીઘોડામાં ફરનાર, સાત સ્વાર આગળ અને પાંચ પાછળ હોય ને બહાર નીકળનાર, પાંચ પચીશની જોડે બેસી જમનાર, તથા સભાઓ ગજાવનારને જ ભલે તમે જીવતા ગણતા હો, પરંતુ. તે વાસ્તવિક રીતે જીવતા ગણાતા નથી.

કોઇ કહેશે કે, જે હાલચાલ કરી શકતો હોય—જેમાં સમીકરણ થતું હોય—વૃદ્ધિ થતી હોય—જે પોતાની જાતનાં પ્રાણી ઉત્પન્ન કરી શકતો હોય—જે મળોત્સર્ગ કરી શરીરમાંનાં વિષ દૂર કરતો હોય—તે તો જરૂર જીવતો છે. આની તો તમારાથી ના નહિ જ કહેવાય. કારણ જીવનની આ વ્યાખ્યા તો મોટા મોટા વિજ્ઞાનશાસ્ત્રીઓ આપે છે. ભલે વિજ્ઞાનશાસ્ત્રીઓ 'સજીવ'ની એવી વ્યાખ્યા કરે પણ તે આ સ્થલે માન્ય નથી આ બધાં લક્ષણો પૂરાં પાડતા હોય છતાં તે મુડદાંની માફક નિર્જીવ વા મૃત જ ગણાય છે. ભલે તો મનુષ્ય સો વર્ષ જીવે પરંતુ તેનામાં જો એક વસ્તુ ન હોય તો તે ક્યારનોએ મરી ગયો છે એમ સમજવું. જીવનની નિશાની વૃદ્ધિ અને પ્રગતિ છે. જે ક્ષણથી હરકોઇ માણસ નવા વિચારો ગ્રહણ કરતો બંધ પડ્યો, અગર ગ્રહણ કરી આચારમાં મૂકતાં અટક્યો, અથવા આગળ વધવામાં પાછો હઠ્યો કે વચમાં પડ્યો કે તે ક્યારનોએ મુએલો છે એમ સમજવું. એવી રીતે જગતમાં હજારો મનુષ્યો જીવતાંમુવા છે. દરેક જણે યાદ રાખવું કે પોતાની આબાદમાં આમ ન બને. જીવનની છેલ્લી ઘડીસુધી, આગળ વધવાનો પ્રયત્ન કરવો જોઇએ. સદા સર્વદા આગળ વધો.

અંગ્રેજ કવિ શીલરના શબ્દોમાં કહીએ તોઃ—

"Never let the lamp of genius be outlived by lamp of life."

ધ્યાન—બુદ્ધિરૂપી દીપક બુઝાતા પહેલાં જીવનદીપક હોલવાય એવી કાળજી રાખો. અથવા જીવનપ્રદીપ હોલવાતા પહેલાં બુદ્ધિપ્રદીપ ન હોલવાય તેની કાળજી રાખો.

વળી,

---

+ હુંસદેવ એવી કોઇ વ્યક્તિ નથી અથવા હશે તો તેની સાથે આ લેખનો કોઇ સંબંધ નથી. આ લેખ કોઇના લેખનો અનુવાદ નથી, પણ તેવી વ્યક્તિ કલ્પીને આ લેખ લખ્યો છે, તો તેમાં જણાવેલા વિચારોમાંથી વિવેક વાચકો સાર ગ્રહણ કરી પોતાનું હિત સાધશે એમ વિનંતી છે

તંત્રી

"It is not growing like a tree
That makes man better be."

અર્થાત્ ઝાડની માફક માત્ર વધ્યાથી માણુસ બનાતું નથી.

सजातो येन जातेन याति वंशः समुन्नतिम् = કે તે જ જીવે છે, જેનાથી પોતાની જાતિ (આખી સમાજ) ની સર્વતોમુખ ઉન્નતિ થાય છે. આ કાર્ય કાંઇ મુડદાંના ઢગલાથી બનતું નથી. એ બનાવનાર નરો તો જુદા જ. એવા નરરત્નોનું એક લક્ષણ ઉપર બતાવ્યું છે. એ પુનઃ પુનઃ યાદ કરોઃ--

"વૃદ્ધિ અને પ્રગતિ એ જ જીવનની નિશાની છે."

---

બાલકોને સર્વ કામ-ગમે તેવું હલકું, સ્થૂલ દૃષ્ટિએ હલકું લાગતું કામ પણ પવિત્ર અને કાર્ય છે. આ વાક્યનો હેતુ પાર પાડવા માટે સર્વ કોઈ નાનાં મોટાં કામો જેવાં: વાળવાનું, પાણી છાંટવાનું ખોદવાનું વિગેરે વિગેરે પ્રસંગવશાત્ ઉત્પન્ન થાય તે ઉમ્મરનો, ગમે તેવી સામાજીક સ્થિતિનો બાળક કે યુવાન કરે છે. જ્યારે જરૂર જણાય ત્યારે અને વખત ઇત્યાદિ, બાબતોનો વાંધો ન આવતો હોય તો ગમે તે સ્થાને પણ એ એ સિદ્ધાંત લગાવો જોઇએ. આ ન લાગે ત્યારે જાણવું કે આપણું મન એક વ્યામોહને વશ છે. આપણામાં કહેવત છે, કે આમ કરવામા શી લાજ? આ કાંઇ છીનાળી નથી. કયા કામમાં શરમ? જે કામ પાછળ રહેલો હેતુ અસત્ય, અન્યાય અનીતિના પાયાપર છે, તે કામ જ ખરેખર શરમભરેલું છે.

મહાન્ થવું અને હોવું એ જરૂરનું છે. બીજા આપણને માત્ર મોટા ગણે, બોલવું એ મોહ છે, એમ છતાંયે દિન પ્રતિદિન વધારે અને વધારે માણસો હિસાબમાં આવતા જઇએ છીએ, એ જોતા રહેવું એ પણ આપણી સામાજીક ઉપયોગિતા વધારીએ છીએ કે નહિ, તેનું સરવૈયું કાઢવામાં જરૂરનું છે, જો પ્રેમ, સમભાવ, લાગણી વિગેરે દેખાડવાના હોય તો તે ખરાં જ છે, એની ખરી ચોકસી કરવી.

× × × × × ×

મનમાં અરોપ્ય (ન ખટકાવી શકાય તેવા) વેગથી એ વાત આવે છે કે લોક ટોળે મળે અને ત્યાં આગળ સહૃદય થતું વાચન એક જણ કરે અને બીજા બધા સાંભળે. આવા વાંચન વાંચન શ્રવણવર્ગો-મંડળીઓ સર્વત્ર ઉભી થવી જોઇએ. એ વિના આપણું કલ્યાણ નથી. આવી મંડળીઓ ઠેરઠેર ઉભી થવી જોઇએ. આમાંની એકાદ મંડળીમાં દરેક જણે જોડાવું જોઇએ. ગમે તે ધંધો કરતા હોય, ગમે તે વર્ણના કે ધર્મના હોય, ગમે તેઃ પુરુષ હોય પણ તેણે વાચક કે શ્રોતાનું સ્થાન લેવું જ જોઇએ, એવો આગ્રહ રહે છે.

તમે સ્ત્રી હો તો સ્ત્રીઓને, પુરુષ હો તો બંન્નેનેન્તમારા લત્તા કે મહોલ્લા કે ગામના માણસોને ભેગા કરો, અને અનુકૂલ સમયે દરરોજ સદ્ગ્રંથનું વાંચન શરૂ કરો. ઘેર ઘેર જાઓ અને દરેકને વાંચનમંડળીમાં આવવા ખુબ આગ્રહ કરો. સહૃદયી સજ્જનો તો આ પ્રમાણે કર્યા વિના નહી જ રહે. નિત્ય પોતે તો (કુટુંબીસહિત) આ પ્રમાણે કરવું જ. અને એ તો અશક્ય જ છે જો બીજો એકે સાંભળનાર ન મળે! નિશ્ચયથી આને માટે પ્રયત્ન કરો, અટકો નહિ. સર્વ બળથી પ્રયત્ન કરો. નિરાશ ન થાઓ. પ્રભુ જરૂર સહાય કરશે.

× × × × × × ×

કેટલાક પ્રબળ વિચારો મનુષ્યના મનમાં વાસ કરી તેના જીવનપર જ્યારે સંપૂર્ણ કાબુ મેળવે છે ત્યારે તે જીવન ઘણું અસરકારક નીવડે છે. દુનિયામાં મહાન્ હીલચાલો વિચારોને લીધે જ થાય છે. મનુષ્યની ઉન્નતિ વખતોવખત મનમાં આવતા સદ્વિચારો અને બાબતોને સ્વીકારવાથી જ થાય છે. તેમને અત્યક્ષ કરવાની એક પણ તક જવા દેવી એ આત્મોન્નતિના વૃક્ષપર કુહાડીનો ઘા કરવા બરોબર છે. આ એક પરમ સત્ય છે.

× × × × × × ×